# વીરહાક

વીરરસથી ભરપૂર અદ્‌ભુત નવલકથા

લેખક :
બાર.
ર. વર્દી

પહેલી સચિત્ર આવૃત્તિ

મૂલ્ય રૂ. ૩-૦-૦

—:o:—

પ્રકાશકો :

શયદા સાહીકની કંપની

મહેન્દ્ર મેન્શન, એસ્પલેનેડ રોડ, કોટ, મુંબાઇ, ૧.

પહેલી સચિત્ર આવૃત્તિ
પ્રત : ૫૦૦૦
ઈસ્વી સન. ૧૯૨૮





આ પુસ્તક, 'ઇંડીયન ડેલી મેલ' પ્રેસ. એકહાઉસ લેન, કોટમાં, મી. ઇ. પી. મનને છાપ્યું અને હરજી લવજી દામાણીએ મહેન્દ્ર મેન્શન, એસ્પલેનેડ રોડ, કોટ, મુંબાઇ, નં. ૧ થી પ્રસિદ્ધ કર્યું.

# અનુક્રમણિકા

———:o:———

| પ્રકરણનું નામ. | | પૃષ્ઠ. |
|---|---|---|
| ૨૨ મું | વ્હાલાંઓમાં વાતચીત | ૧૯૭ |
| ૨૩ મું | લુંટારા પાસે | ૨૦૭ |
| ૨૪ મું | કાયર અને મૂર્ખ | ૨૧૬ |
| ૨૫ મું | લુંટારાની ઇચ્છા | ૨૨૬ |
| ૨૬ મું | છેવટે પકડાયો | ૨૩૪ |
| ૨૭ મું | લગ્ન કોની સાથે ? | ૨૪૩ |
| ૨૮ મું | નાગભાને મોકલો | ૨૫૨ |
| ૨૯ મું | નાગભા આવ્યો | ૨૬૧ |
| ૩૦ મું | દાન | ૨૭૦ |
| ૩૧ મું | ખેડુતબાળા કોણ ? | ૨૭૯ |
| ૩૨ મું | હંસાકુમારીના હઠ | ૨૮૮ |
| ૩૩ મું | સુરેખા સમજી ગઇ | ૨૯૬ |
| ૩૪ મું | નવો દાવ | ૩૦૫ |
| ૩૫ મું | યુક્તિ-પ્રયુક્તિ | ૩૧૯ |
| ૩૬ મું | મન્દિરમાં | ૩૨૭ |
| ૩૭ મું | અધિકાર કોનો ? | ૩૩૭ |
| ૩૮ મું | ગુરૂજીની સમજાવટ | ૩૪૮ |
| ૩૯ મું | લગ્ન કે મૃત્યુ ? | ૩૫૬ |
| ૪૦ મું | હંસા આપો | ૩૬૩ |
| ૪૧ મું | લગ્ન | ૩૭૭ |
| ૪૨ મું | વીરમદેવનો હઠ | ૩૮૨ |
| ૪૩ મું | સુરેખાની યુક્તિ | ૩૮૮ |
| ૪૪ મું | લડાઇનો નિશ્ચય | ૪૦૦ |
| ૪૫ મું | વીરહાક | ૪૦૮ |

# પ્રસ્તાવના!

ચાર પાનાના પુસ્તક ઉપર ચારસો પાનાની પ્રસ્તાવના લખવાની શકિત ઘણામાં હશે મારામાં તો ચારસો પાનાના પુસ્તક ઉપર ચાર લીંટી લખવાની પણ શકિત નથી અને મારી એ નબળાઈ ઉપર મને પોતાનેજ હસવું આવે છે.

મારૂં પુસ્તક આવું છે? એમાં આટલી ખુબીઓ છે? આટલી ખામીઓ છે? એ બધું લંબાણથી લખતાં મને નથી આવડતું. હું તો એટલુંજ કહું છું: "આરહ્યું પુસ્તક, વાંચો અને અભિપ્રાય આપો."

૮–૧૧–૨૮.

શયદા

## શયદા કૃત

### નવલ કથાઓ

અમીના
માસુમા
અમીરબાનું
મઠનો સાધુ
અનવરી
બેહો બળવો
રાજબા
વીરહાક
પુનિત ગંગા

### નાટકો

સંસાર નૌકા
કર્મ પ્રભાવ
વસંતવીણા
કુમળીકળી

### પ્રકીર્ણ

જયભારતી
અમીઝરણાં

રાજપુત સંસારની રસિક નવલકથા

# રાજબા

—:o:—

આ નવલકથા રા. શયદાની જાણીતી કલમે લખાએલ છે. જેમાં રાજપુત સંસારનો આબેહુબ ચિતાર આલેખ્યો છે. એકવાર એ રાજપુત સંસારની અતિ રસિલી નવલકથા વાંચવા શરૂ કર્યા પછી તેને પૂરી કર્યા સિવાય હાથમાંથી મુકવાનું મન થતું નથી. એ નવલકથાનો પ્રવેશક સાક્ષર શ્રી. બ. ક. ઠાકોરે લખ્યો છે. પુસ્તક સચિત્ર છે. પાકા બાઈન્ડીંગ, છતાં એ દળદાર ગ્રંથની કીંમત માત્ર રૂ. ૩-૮-૦

મળવાનું ઠેકાણું.

**એ ઘડી મોજ બુકસ્ટોલ.**

**એમ. પી. બારીઆ બીલ્ડીંગ, પાયધુની, મુંબઇ ૩.**

# વીરહાક.

## પ્રકરણ ૧ લું.

### લુંટારાઓની ટોળી.

—:o:—

રાત પૂરી થઇ હતી. અંધકાર જતો હતો. ઉષા આવતી હતી, સૂર્ય ડોકીયાં કરતો હતો. પુષ્પપાંખડી વિકસતી હતી, પવન તેના પર શીતળતા ઢોળતો હતો. જગતમાં જાગૃતિ હતી. વનઉપવનમાં આનંદ હતો.

ધીરે ધીરે દિનકર પૂરો દેખાયો. સંસારે સોનેરી જળમાં સ્નાન કર્યું. એજ સમયે આપણી કથાનો ઉદય થાય છે. એક તરફ દિનકરનો ઉદય; બીજી તરફ કથાનો.

જાલીમસિંહ યુવાન હતો. યુવાનીમાં તેણે લુંટારાની ટોળી જમાવી અને આજુબાજુના પ્રદેશમાં વીરહાક વગાડવા લાગ્યો. જાલીમસિંહનાં લગ્ન થયાં હતાં. સ્ત્રી ઘરમાં હતી. માતા અને નાનો ભાઇ પણ હતો. નાનો ભાઇ છેક જ નાનો હતો; દશ અગિયાર વર્ષનો, માતાનો માનીતો, ભાભીનાં હાસ્યનો ફુવારો, ભાઇનો હાથવાટકો.

જાલીમસિંહ જન્મ્યો ત્યારથી જ હઠીલો અને તીખાશવાળો હતો. તેનામાં ક્ષત્રિય લોહી હતું. એ લોહીનો તેને ગર્વ હતો. અને ગર્વ હોવાને લીધેજ આજે તે લુંટારો થયો હતો. માતાએ ઘણી વાર કહ્યું હતું કે 'બેટા લુંટારો થવામાં કીર્તિ નથી. વીર નર થઇ સમરમાં વીરહાક વગાડવામાં કીર્તિ છે.' પણ માતાનું જાલીમસિંહ ન સાંભળતો. એ તો એમજ કહેતો કે, 'વીર નર કોઇ દિવસ પરતંત્ર ન હોય. એના

હાથમાં તલ્વાર હોય તો બસ છે. તલ્વારના પાણીથી તે એવી વીરહાક ગજવે છે કે આકાશનું અંતર પણ થથરી જાય.

આજે પ્રભાતના પહોરમાં જાલીમસિંહે પોતાના સાથીદારોને ભેગા કર્યા હતા. એક પછી એક ટોળીનો સૈનિક આવતો અને પોતાનું સ્થાન લેતો. સ્થાન લેતાં પહેલાં તેને એક કામ કરવું પડતું અને તે જાલીમસિંહને નમન. જાલીમસિંહ લુંટારાની ટોળીનો સરદાર હતો. સહુ સામંતો સરદારને નમન કરી માન આપતા.

નિત્યના નિયમ પ્રમાણે એક પછી એક માણસ આવતો ગયો, જાલીમસિંહને નમતો ગયો, નમીને સ્થાન લેતો ગયો. થોડી વારમાં તમામ સામંતો આવી ગયા. બધાના આવવા પછી જાલીમસિંહે કહ્યું:

" કહો, આજે શું કાર્ય કરવાનું છે ?"

" અમો કાર્ય શું કરીએ ? "

" કેમ ? "

" આપની આજ્ઞા એજ અમારૂં કાર્ય છે. "

" તમો મને આવું માન આપો છો તે મારાં અહોભાગ્ય છે. "

જાલીમસિંહના બોલ પૂરા થતાં તેના દાંત બહાર દેખાયા. તે મંદ હસ્યો. એના હસવાનો પ્રભાવ ત્યાં બેઠેલા તમામના પર પડ્યો. આ વાત ચીત થતી હતી, ત્યાં જાલીમસિંહનો નાનો ભાઇ નાગરાજ આવ્યો. નાગરાજને સહુ નાગભા, નાગભા, કહીને બોલાવતા. માતા તો ક્યારેક નાગલો પણ કહેતી.

માતાના નાગલો બોલમાં જાણે અમરપુરીનું અમૃત ઝરતું હોય એમ દેખાતું. નાગરાજ માતાના એ બોલ પર મરી પડતો.

પણ અત્યારે તો તે જીવતો ભાઇની ટોળીમાં આવીને મળ્યો.

એક સરદારે પોતાનો હાથ લાંબો કર્યો અને કહ્યું:

,, નાગભા, તમે અમારા સરદાર થશો ને ?"

નાગરાજે તેના તરફ કરડી નજર કરી, દાંત પીસ્યા, આંખ તાણી અને ઉત્તર આપ્યો.

"નહિ, હું લુંટારાનો સરદાર થવા નથી માંગતો. હું તો રાજા થઇશ !"

નાગભાના ઉત્તરથી તમામ સરદારવર્ગમાં અશાંતિ પથરાણી. સહુ કોઇ નાગરાજ તરફ ક્રૂરતાની દ્રષ્ટિથી જોવા લાગ્યા. એટલામાં સામંત વર્ગમાંથી અવાજ આવ્યો:

"શું તમે અમારી સાથે નહિં ભળો ?"

"ના."

"કારણ !"

"કારણ એજ કે લુંટારાઓને હું ધિક્કારૂં છું."

"લુંટારા તો તમારા વડીલ ભાઇ પણ છે. શું તમે તેને પણ ધિક્કારો છો ?"

નાગરાજના મોઢામાંથી શબ્દ બહાર ના નીકળ્યો. તેની જીભ પર કોધએ સત્તા જમાવી. નાગરાજ બોલવાને ઘણાં ફાંફાં મારતો હતો; પણ એક પ્રકારની મુંઝવણ તેને મુઝવતી હતી.

જાલીમસિંહ પોતાના નાના ભાઇના શબ્દો સાંભળતો હતો. તેની આંખમાંથી આગના તણખા ઉડતા હતા. તપાવેલા લોખંડ પર જેમ ઘણનો ઘા પડે અને તણખા ઉડે; તે પ્રમાણે જાલીમસિંહ બોલ્યો:

"નાગભા, જવાબ દે."

"શાનો ?"

"તું મને ધિક્કારે છે કે નહીં ?"

"તમને નથી ધિક્કારતો."

"ત્યારે શું આ સામંતોને ધિક્કારે છે ?"

નાગભા ઘણી વાર સુધી કાંઇ બોલી ના શક્યો. જે માણસો ત્યાં ભેગાં થયાં હતાં તેઓમાં હમણાં એક જાતનો ખળભળાટ થયો હતો. નાગરાજના એ બોલ નહોતા, ઝેરમાં બોળેલાં તીર હતાં. બધાનાં અંતઃકરણમાંથી ઝેરી તીર આરપાર થયાં હતાં. નાગરાજનું મૌન જોઇને એક માણસે કહ્યું:

"જાલમસિંહ, તમારો નાનો ભાઇ અમારું અપમાન કરે છે. અમારાથી એ અપમાન સહન થઇ શકે તેમ નથી. આજે તો એ અમોને ધિક્કારે છે, કાલે કોણ જાણે શું કરશે."

નાગરાજ હવે મુંગો રહી ન શક્યો. તે બધાને ટીકીટીકીને જોઇ ચૂક્યો; પછી પોતાના ભાઇ તરફ ફરીને કહેવા લાગ્યો:

"ભાઇ, હું તમોને કે આ સાથીદારોને ધિક્કારતો નથી. પણ...?"

"પણ ? પણ શું ?"

"પણ એજ કે હું લુંટારાને ધિક્કારું છું. તમો તો ક્ષત્રિય છો, શા માટે લુંટ કરો છો ? તમે ધિક્કારને પાત્ર નથી, તમારો હાલનો કાયર ધર્મ ધિક્કારને પાત્ર છે."

"તને આ બધું કોણે શીખવ્યું ? તારામાં આવી બુધ્ધિ ક્યાંથી આવી ? હજુ તને સંસારનું ભાન નથી આજ તું નાનો છોકરો છે અને આવી જ્ઞાનની વાતો કરે છે. ?"

"એ તમારા માટે શરમાવા જેવું નથી ? હું નાનો છું ને જ્ઞાનની વાતો કરું છું; તમો મોટા છો, છતાં અજ્ઞાનના અંધકારમાં ગોથાં ખાઓ છો, એ શું કાંઇ પણ છે ? તમે મને પૂછો છો કે આ બધું તને કોણે શીખવ્યું ? તો સાંભળો. મને આ બધુ શીખવનાર આપણા ગુરૂદેવ સચ્ચિદાનંદ છે. એમની પાસે આ ઉપદેશ હું રોજ સાંભળું છું. એઓ મને રોજ કહે છે કે:

"ભાઇ, તું લુંટારો થઇશ નહીં. લુટારા થવામાં જશ કે વિજય નથી. જશ અને વિજયનો રસ્તો યુધ્ધનું મેદાન છે. મેદાનમાં મરવાથી

મોક્ષ મળે છે. વિજયથી જશ અને લક્ષ્મી બન્ને પ્રાપ્ત થાય છે." આવો ગુરૂદેવનો ઉપદેશ તમને કાંઇ અસર કરતો નથી ?"

જાલીમસિંહના કાનમાં નાગરાજના શબ્દો આવતાં તે વધારે ક્રોધાતુર થયો, તેના ચ્હેરાનો રંગ વધારે બદલાયો. શરીર આખામાં જુદીજ વિજળી ઝબકી. તે આવેશમાં આવીને બોલ્યો:

"છોકરા, શું તને આ બધું ગુરૂ મહારાજે શીખવ્યું ? આ ઉપદેશ તેં ગુરૂજી પાસેથી મેળવ્યો છે ?"

નાગરાજ જવાબ આપવાને બદલે નિડરતાથી ત્યાં ઉભોજ રહ્યો. બધા માણસોની નજરમાં થઇને જાલીમસિંહના મનમાં ચીનગારીઓ ભભૂકી હતી, તેણે જવાળાનું રૂપ લીધું તરતજ પોતે ઉભો થયો ઉભો થઇ નાગરાજને પકડયો અને ગાલ પર તમાચો માર્યો. નાગરાજે ગાલ પર હાથ દીધા અને આંખોમાંથી આંસુની ધાર થઇ. તે રડતાં રડતાં બોલ્યો:

"મારૂં કહેવું શું ખોટું છે ?"

"ખબરદાર ! જો એક શબ્દ પણ ઉચ્ચર્યો છે તો." જાલીમસિંહે કહ્યું.

"તો શું તમે મોઢું બાંધીને મને મારશો ?"

નાગરાજ પર આમ સખ્તાઇ થવાથી સભાજનોમાં કાંઇક શાન્તિ આવી. નાગરાજ મોઢાં પર આડો હાથ દઇ ત્યાંથી ચાલ્યો ગયો. એના જવા પછી એક પ્રતિહારે આવી ખબર આપી કે ગુરૂદેવ પધારે છે.

ગુરૂદેવનું નામ સાંભળતાં બધા આમંત્રિતો ઉભા થઇ ગયા. જાલીમસિંહ ગુરૂદેવને લેવાને દોડયો. ગુરૂજી આવ્યા જાલીમસિંહ પગમાં પડી ગયો. ચરણ પર હાથ દીધો આંખે લગાડયો. બે હાથ જોડી પ્રાર્થના કીધી અને આસન પાસે લઇ આવ્યો. ગુરૂજીએ આસન પર બેઠક લીધી. આમ તેમ દૃષ્ટિ કરી, અને કોઇ ગુમાઇ ગયેલી વસ્તુ શોધતા હોય તેવી આતુરતા બતાવી.

જાલીમસિંહ લુંટારો હતો. તેના સાથીઓ પણ લુંટફાટ કરતા, તે છતાં આ ત્યાગી પુરૂષ તરફ બહુજ ભકિતભાવ રાખતા. સચ્ચિદાનંદ જરૂરજ ત્યાગી હતા. સંસારનાં બંધનો તેનાથી સો જોજન દૂર ગયાં હતાં. માયા, મમતા, લોભ, તૃષ્ણા કશું તેનામાં ન હતું. જો હતું તો એકજ લક્ષ હતું કે ક્ષત્રિયોનાં બાળકોને શસ્ત્રવિદ્યામાં કેળવવાં. તે મહાપુરૂષ શસ્ત્રવિદ્યા સારી રીતે જાણતા, સારી રીતે વીરનરને સમજાવી જાણતા. જાલીમસિંહે શસ્ત્રવિદ્યાની દીક્ષા સચ્ચિદાનંદ પાસે લીધી હતી અને તેથી જ તે ગુરૂજીને બહુ માન આપતો હતો.

ગુરૂજી આમ આતુરતાથી શું જુએ છે, તે તરફ જાલીમસિંહનું લક્ષ દોરાયું; તેથી તેણે પૂછયું:

" પ્રભુ, શી ઇચ્છા છે ? "

" નાગલો ક્યાં છે ? "

" આટલામાંજ હશે.

" બોલાવ તેને. "

ફરી બધા માણસોમાં ખળભળાટ થયો. સહુ કોઇની એવી ઇચ્છા હતી કે નાગરાજ ન આવે તો સારૂં. પણ ગુરૂજીની આજ્ઞાનો ભંગ કરવાની જાલીમસિંહમાં શંકિત ન હોતી. તેથી તેણે નાગરાજને બોલાવ્યો. નાગરાજની આંખમાંથી હજી આંસુ સુકાયાં ન હોતાં. એ રડતો હતો. ગુરૂજીની મમતા નાગરાજ પર અતુલ હતી. તેથી એના રડવાની અસર તેમના પર ઘણીજ થઇ. પોતે આસન પરથી ઉઠયા, આગળ વધ્યા, નાગરાજને ઉપાડી લીધો, ગાલ પર ચુંબન લીધું. ના, ના, એમ કહોને કે આંખનાં આંસુને સાન્ત્વન આપ્યું. સ્નેહભરી દૃષ્ટથી જોઇ રહ્યા. થોડો સમય આમ ગયા પછી નાગરાજને પૂછયું:

" નાગુ, શું છે ?"

" મને માર્યો. "

" કોણે ? "

" ભાઈએ. "

" શા માટે ? "

" સાચી વાત કરવાથી. "

" સાચી વાત ! શી સાચી વાત ?"

નાગરાજે બધી વાત કહી સંભળાવી અને ઉમેર્યું: " મારો શો અપરાધ હતો કે મોટા ભાઈ મને મારે ?"

" અપરાધ નહોતો, પણ તારે એમ બોલવું ના જોઈએ."

નાગરાજ તો મહારાજની આંખો સામેજ જોઈ રહ્યો. 'ન બોલવું જોઈએ' એ શબ્દોનો પ્રત્યાઘાત તેના મનમાં પળે પળે થવા લાગ્યો. એનાથી રહેવાયું નહીં તેથી તેણે પૂછ્યું:

" ન બોલવું જોઈએ ?"

" ના "

" કેમ?"

" તું નાનો છે."

" નાનો હોય તે સાચું ન બોલે?"

" બોલે, પણ મર્યાદા મુકીને નહીં."

" સાચું બોલવું એમાં પણ મર્યાદા રખાતી હશે ખરી કે? આપજ મને કહેતા હતા કે મોટો કાંઈ આયુષ્યથી મોટો કહેવાતો નથી, પણ જ્ઞાનથી કહેવાય છે."

" તું જ્ઞાની છે ?"

નાગરાજ હવે ગભરાઈ ગયો. ગુરૂજી સામે 'હું જ્ઞાની છું' એવો શબ્દ તે ન બોલી શક્યો.

ગુરૂજીએ ફરીથી પૂછ્યું: " તું જ્ઞાની છે?"

નાગરાજના મોઢામાંથી તરતજ મોતીના દાણા માફક અવાજ નીકળ્યો:

" ના. "

"જ્ઞાની નથી તો પછી મોટો કેમ કહેવાય? ભાઇ, એ કામ તારૂં નથી. તું બાળક છે, જા ફરીથી મોટા ભાઇની મર્યાદા મુકીશ નહિ. જ્ઞાન પણ સ્થાને ઉપયોગમાં આવે તો સારૂં. તલ્વાર રક્ષા પણ કરે છે અને પ્રાણ પણ હરે છે. જ્ઞાન પણ એવીજ એક શકિત છે. ઉપયોગ કરતાં ન આવડે તો, અર્થનો અનર્થ થાય."

નાગરાજ ગુરૂજીને નમીને ચાલ્યો ગયો. નાગરાજના જવા પછી મહારાજે જાલીમસિંહને કહ્યું:

"ભાઇ, આ બાળકની ભાવના કોઇ મહાન પુરૂષનું ભાન કરાવે છે. અવશ્ય એ વીરહાક વગાડશે."

જાલીમસિંહ તુચ્છકારથી બોલ્યો: "દેવ, એ તો વાચાળ છે, આપની પાસેથી જે કાંઇ સાંભળે છે તે જ્યાં ત્યાં બોલ્યા કરે છે. આજે પણ એણે આપના ઉપદેશનો દુરૂપયોગ કર્યો છે. આ મારા ખરા સામંતોને એના બોલવાથી માઠું લાગ્યું છે."

"એના બોલવામાં માઠું લાગવા જેવું નહોતું. તને મેં અવાર-નવાર એજ ઉપદેશ આપ્યો છે કે, ભાઇ, તું આ કામ છોડી દે. લુંટારાનાં કામ કાંઇ સારાં નથી."

"હું ગરીબને નથી લુંટતો."

"શ્રીમંતને તો લુંટે છે ખરો ને? એમાં તારી વીરતા શી? વીરતા તો સંગ્રામમાં પાણી બતાવે તો કહેવાય?"

જાલીમસિંહ નીચું જોઇ ગયો અને બોલ્યો:

"હું મારાં આ કાર્યમાંજ વીરતાની સાક્ષી આપીશ. આપ પણ મારાં કાર્યને જોઇ આનંદ પામશો અને ગૌરવ લેશો."

"ઇશ્વર એવો સમય ન આપે કે એવાં કામમાં હું ગૌરવ લઉં. તારી એવી ઇચ્છા છે કે તું આ કાર્યમાં નામના કરશે, પણ હું તે વાત માનતો નથી."

આટલું બોલી ગુરૂદેવ અટકયા અને થોડી વાર રહીને કહેવા લાગ્યા:

"ભાઇ, મારા માટે પાણી તો મંગાવ."

ગુરૂજીના શબ્દો હજી બહાર પડયા નહીં એટલામાં તો સામંતોમાંથી એક બે જણા દોડી ગયા અને એક માટીના વાસણમાં પાણી ભરી લાવ્યા. માટીના વાસણમાં પાણી ભરી લાવવાની ધારણા એ હતી કે, ગુરૂદેવ બીજી કશી ધાતુનો હોદ્દે સ્પર્શ કરતા નહીં; માત્ર માટી-માંજ મજા માનતા. જ્યારે ત્યારે તેઓ કહેતા કે; 'આ માટીમાંજ આપણે મળવાનું છે; પછી એનાથી વિમુખ શા માટે થવું?'

પાણી આવ્યું, પાત્ર ગુરૂજીએ હાથમાં લીધું, પીવા ગયા. કાંઇક વિચાર આવ્યો અને વિચાર આવવા સાથે હાથમાંનું જળપાત્ર ભૂમિ પર પડી ફુટી ગયું, જળ ઢોળાઇ ગયું. માણસો બીજું પાત્ર લેવા દોડયા, ગુરૂજીએ તેમને અટકાવ્યા અને કહ્યું:

"હવે પાણીની જરૂર નથી."

"એમ કેમ પ્રભુ? પાણીની તમને તૃષા છે, તો બીજું પાણી લાવીએ. આપ નકાર કેમ કરો છો?"

"તેમાં જુદોજ અર્થ છે."

બધા સાથે બોલી ઉઠ્યા: "જુદો અર્થ છે?"

"હા."

સરદારોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, બધા ગુરૂજીના મોઢા સામું જોવા લાગ્યા. એમના મુખકમળમાંથી શા શબ્દો ઝરે છે, તેનું સહુને ચિંતવન રહ્યું. મહારાજે કહ્યું:

"જાલીમસિંહ! આ જળપાત્ર તરફ જો. મારા હાથમાં હતું, પડયું, ફુટયું ઢોળાઇ ગયું. આપણું જીવન પણ આ જળપાત્ર જેવુંજ છે. કયારે પડશે, ફુટશે અને જીવનરસ ઢોળાઇ જશે એની કોઇને ખબર નથી. માટે હજી સમજી જા, ધર્મને હાથમાં લે, આ લુંટારાનો ધંધો છોડી દે; કલ્યાણનો માર્ગ પકડ."

જાલીમસિંહ અવાક થઇ ગયો. ઘણીવાર સુધી એનાથી જવાબ ન દેવાયો. જ્યારે જવાબ દેવા જેટલો તૈયાર થયો ત્યારે તેણે પૂછ્યું:

"હું આ આજ્ઞા મારે મસ્તક ચઢાવું, પણ એક શરતથી."

સચ્ચિદાનંદ હસી પડ્યા અને બોલ્યા: "બાળક, તું મારાથી શરત કરે છે?"

"હા, અને તે મારા સંતોષને માટે."

"વારૂ, કહે જોઉં."

"મારે આ ધંધો છોડીને શું કરવું?"

મહારાજને આ પ્રશ્નથી મુઝવણ થઇ.

જાલીમસિંહ બોલ્યો: "આપ એમ કહેશો કે મારે કોઇની સહાયતા માગવા જવું. 'મને ચાકરી રાખો' એ પ્રકારની ભીખનો મારે આશરો માગવો. અને જો એમજ હોય તો દેવ, મને ક્ષમા કરજો. મારાથી તે થાય એમ નથી. મારા જીવનનું જળ ઢોળાઇ જાય અથવા તો મારી અધોગતિ થાય; છતાં હું કોઇ પાસે યાચના કરવા જાઉં એ મારાથી બને એમ નથી."

આ ખુલાસો સાંભળીને ગુરૂજી પણ સ્તબ્ધ થઇ ગયા. જાલીમ-સિંહે પોતાની વાત ચાલુ રાખી. તે કહેવા લાગ્યો:

"કહો, હવે આપની શી આજ્ઞા છે?"

"મારી આજ્ઞા એજ કે આ વ્યવસાયને તું જેમ બને તેમ જલ્દીથી છોડી દે. જ્યાંસુધી તને આ ધંધામાં રહેવુંજ પડે ત્યાં સુધી તું પ્રતિજ્ઞા કર કે, કોઇ પણ ધર્મિષ્ઠને કનડવાનું નહિજ કરે."

"એ આપની આજ્ઞા મારે શિરોમાન્ય છે. હું એવો સમય પણ આપની સમક્ષ લાવીશ કે આપ પણ આનંદથી કહેશો કે બાળક તને ધન્ય છે."

"ઇશ્વર તારા મનોરથ પૂરા કરે."

ઉપરના શબ્દો બોલી ગુરૂમહારાજ ત્યાંથી વિદાય થયા, અને આ લુંટારાઓની ટોળી હવે શું કરવું તેનો નિશ્ચય કરવામાં ગુંથાઈ.

૧૪૪૧૪

# પ્રકરણ ૨ જું

## નાગભા

—૦—

લુંટારાની ટોળી પોતાના કાર્યમાં ગુંથાઇ. એક પછી એક સરદારોના વિચારો લેવાતા ગયા અને છેવટે બધાની નજર ભરતપુર તરફ ઠરી. ભરતપુર સાગરને કિનારે હતું. સાગર પુરના પગ પખાળતો. સાગર પર ભરતપુરની સત્તા હતી. ખાળો સારો હતો. વેપાર પણ સારો હતો. ખાળાના વેપાર સાથે વણઝારાની પોઠો પણ ત્યાં આવતી. ભરતપુરમાં ઘણાં બજારો હતાં. બાવન બજારો અને ચોરાસી ચૌટાંની દંતકથાની સચ્ચાઇ ભરતપુરમાં મળતી. બજારોમાં વણઝારા આવતા, પોઠો લાવતા, વેપાર જામતો. બજારો ગરમ થતી. વેપારીઓના વેપારનું તો પૂછવુંજ શું. ભરતપુર એક ભરત પુરજ હતું. ભરતપુર પર લુંટારાની દ્રષ્ટિ પડી. ત્યાંના નગરશેઠ તેજપાળને ત્યાં ધાડ નાખવાનો નિશ્ચય થયો. ચાર દિવસ ફરી બધાએ ભેગા થવું અને પોતાને કામે વળગવું; આ રીતે ગોઠવણ કરી બધા વિખરાયા.

નાગભાના મનમાં તો રાજા થવાનાજ કોડ હતા. રાજા થવાની ભાવના એ એની સર્વશ્રેષ્ઠ ભાવના હતી. જાગતાં, ઉઠતાં, બેસતાં, બોલતાં, ચાલતાં, કે કોઇ મિત્રોમાં મળતાં પોતે રાજાજ છે એવો દેખાવ તે કરતો. આથી ગામની શેરીમાં સહુ છોકરા નાગભાને રાજાજ ગણતા, રાજા પ્રમાણેજ માન આપતા. રમત ચાલતી, નાગભા રાજા થતો, બીજાને સેનાનાયક બનાવતો, કોઇને સરદાર, સિપાઇ અને અપરાધી બનાવતો, પોતે ન્યાયી રાજાની માફક ન્યાય કરતો. એ તો છોકરાઓની રમત હતી, પણ નાગભાને મન તો ખરેખરું રાજ હતું.

આજે સંસારમાં વસંત ઋતુ રમતી હતી, આકાશમાં પ્રકાશ હતો. નાગભાની માતા પોતાના ઘરની અગાશીમાં બેઠી હતી. એટલામાં નાગભા ત્યાં આવ્યો. નાગભાએ પોતાના મૃત પિતાનો પોશાક પહેર્યો હતો. માતા પાસે આવતાં નાગભા બોલ્યો:

"માડી, હું રાજા જેવો લાગું છું કે નહિ?"

માડીના મનની વાત કોણ જાણે? બાળક ગમે તેવો ગાંડો હોય, છતાં માડીના મનથી તો તે રાજાજ છે. નાગભા જેવો ચતુર બાળક માના મનથી રાજા હોય એમાં આશ્ચર્ય શું? નાગભાના સવાલનો ઉત્તર માતાની આંખોએ આપ્યો. માતા ધીરું ધીરું હસતાં બોલી: "મારા વીરા; તું રાજા જેવો લાગે છે એમ નથી, તુંતો ખરેખરો રાજા છે."

નાગભા માને ભેટી પડયો, ખોળામાં ભરાયો. માએ માથે હાથ ફેરવ્યો. ફરતો ફરતો હાથ ગાલ પર આવ્યો. માતાએ ગાલ પર સ્વર્ગનું અમૃત વરસાવ્યું. નાગભા પણ માના ગાલે હાથે પંપાળવા લાગ્યો. માના અંતરમાં અમૃતની ભરતી આવી, ઊછળી, અમૃતના આખી અવની જાણે નવરાવી નાખી. નાગભા બોલ્યો:

"માડી, હું ભાઈની જેમ લુંટારો નહિં થાઉં. હું તો આ મારી તલવારથી વીરહાક વગાડીશ. મને મોટો થવા દે. મોટો થઈશ ને ત્યારે હું રાજા થઈશ."

મા બાળકને બચીઓ ભરી ભરી થાકી ગઈ. હર્ષથી હૈયું ભરાઈ ગયું. બાળકના વાંસા પર હાથ ફેરવતાં તે બોલી:

"થજે, મારા વીર. થજે."

નાગભાએ માતાનો ખોળો મુકયો. ત્યાંથી પોતાના ગોઠીઆ પાસે આવ્યો. બધાં બાળકો ભેગા થયાં. એક પછી એક છોકરો નિત્યના નિયમ પ્રમાણે અધિકાર પર નિયત થતો ગયો અને નાગભાની કચેરી હેકડાઠઠ ભરાઈ ગઈ.

ઈંટોનું આસન બનાવવામાં આવ્યું. આસન પર નાગરાજ આરૂઢ થયો; છડીદારે છડી પોકારી: "નાગરાજ મહારાજને ઘણી ખમ્મા." નાગરાજ આવ્યો ત્યારે બધા ઉભા થયા. નાગભાના બેસવા પછી બધા બેઠા. નાગભાએ રાજાની રીત પ્રમાણે બધા બાળક ઉપર દૃષ્ટિ દોડાવી અને પછી કહ્યું; "આજે કેટલા અપરાધી આવ્યા છે?"

"ઘણા છે."

"લાવો એને."

આ રમત હતી. આજુબાજુનાં લોકો જોતાં હતાં. આકાશનો ચંદ્ર પણ આ રમત જોવામાં તલ્લીન હતો. તે આકાશમાંથી અમૃત છાંટતો. સ્વર્ગના દેવતાઓ પણ જાણે આ રમત જોવા ડોકીઆં કરતા હતા. તારાની આંખો ચમકતી હતી. આસપાસનાં પશુપક્ષી આ ન્યાયમંદિરના ન્યાય તરફ સહાનુભૂતિ દર્શાવતાં હોય એવો ભાસ થતો હતો. નાગભાની આજ્ઞા થઇ. પહેલા ગુન્હેગારને હાજર કરવામાં આવ્યો. નાગભાએ પૂછ્યું:

"આનો શો અપરાધ છે?"

"આ છોકરો ખેડુતનો છે, ગાયો ચારવા જાય છે, આજે જંગલમાં તે ગાયો ચારતો હતો. ગાયો ચારતાં એણે [illegible] ગાયોને બહુજ માર માર્યો છે."

નાગરાજની આંખ ભભુકી, તણખા ખર્યા, આસન પરથી અરધો ઉઠ્યો, ગુસ્સાનો દેખાવ કરી બોલ્યો:

"મૂર્ખ છોકરા, તું ખેડુત છે, ગા એ તારૂં ધન છે, તારૂં નહિ આખા દેશનું ધન છે, આખા દેશનો આરામ છે, વિસામો છે, તેને તું મારે છે? તો એની સજા થવીજ જોઇએ. જાવ એને પાંચ ફટકા બાંધી મારો."

બીજા છોકરા એ છોકરાને લઇ ચાલ્યા. નાગરાજ બોલ્યો:

"હવે કોણ છે?"

"આ રહ્યો."

"એનો શો અપરાધ છે?"

"એણે બ્રાહ્મણને દુઃખી કર્યા છે, આપણી બાજુમાં પ્રભાશંકર વ્યાસ રહે છે તેને ત્યાં કાલે યજ્ઞ હતો. બ્રાહ્મણો ભેગા થયા હતા. વેદના મંત્રોનો જપ થતો હતો. અગ્નિ ઘીથી તૃપ્ત કરવામાં આવતો હતો. આ છોકરાએ અચાનક જઈને અગ્નિદેવના કુંડમાં માટી નાખી, અગ્નિ બુઝાઈ ગયો, બ્રાહ્મણોમાં શોક ફેલાયો. કેટલાકે શ્રાપ આપવાનો નિશ્ચય કર્યો, પણ આપ મહાનુભાવ ન્યાય કરશો એમ સમજાવતાં અનર્થ થતો બચી ગયો. હવે આપની ઈચ્છામાં આવે તે ન્યાય કરો."

નાગભા છોકરાના શબ્દોથી ઘણોજ ક્રોધાતુર થયો; અને જેણે અપરાધ કર્યો હતો તેને કહેવા લાગ્યો: "તું કોણ છે?"

"રજપૂત."

"લુચ્ચા! રજપુત થઈ બ્રાહ્મણને પજવે છે! રજપૂતે તો બ્રાહ્મણને પાળવા રહ્યા. તું તારો ધર્મ ભૂલી જાયછે. અધર્મી! તને શી સજા કરૂં?"

છોકરો કાંઈ ન બોલ્યો.

નાગરાજે કહ્યું: "એને કાલે બપોરે અગ્નિના સખ્ત તાપ આગળ ઉઘાડા શરીરે ઉભો રાખજો. અગ્નિ એ શિક્ષાને જોઈ પ્રસન્ન થશે."

આવી રીતે અપરાધી આવતા, ન્યાય થતો, રમત જામતી, રસ ઝરતો, ઢોળાતો, છલકાતો, વહેતો, સાગર બનતો. સહુ તે સાગરમાં તરતા.

થોડીવાર પછી છડીદારે કહ્યું: "હજી બીજા બે અપરાધી છે."

નાગભાએ માથું હલાવ્યું, હાથનો ઇસારો કર્યો અને કહ્યું;

"લાવો, ક્યાં છે?"

નાગભાનો અવાજ નીકળતાં અપરાધી આવી હાજર થયો. નાગભા બોલ્યો: "આણે શું કર્યું છે?"

"આ છોકરો સ્ત્રીઓ સામે ફાગ બોલતો હતો. સ્ત્રીઓએ વાર્યો તો વધારે થયો."

નાગભા કહેવા લાગ્યો: "કેમ અલ્યા, તું ફાગ બોલતાં ક્યાંથી શીખ્યો ?"

છોકરાએ ઉત્તર આપ્યો: "હુતાશનીના પર્વમાંથી."

"તું એ પર્વમાંથી ફાગ શીખ્યો ? હુતાશનીમાં કોણ ફાગ બોલતું હતું?"

"ઘણાં મોટાં માણસો હતાં."

"એ મોટા માણસની વાત હું મોટો થાઉં ત્યારે. પણ તું નાનો છતાં એવે અવળા રસ્તે ગયો, અને તે પણ સ્ત્રીઓની સામે. પરસ્ત્રીની મર્યાદા જાળવવી જોઇએ. એમ ન કરતાં તેં સામે આવો દ્રોહ કર્યો. તું એમ ધાર કે તારી માતા અથવા બેન હોય તો તું બોલી શકે?"

"નહિ."

"જ્યારે તારાથી બોલાય નહિ અને બીજો બોલે તે સહન થાય નહિ તો પછી આવો અનર્થ તારાથી કેમ થાય? જા આજથી એક વર્ષ સુધી તું અમારી જોડે રમતમાં ભળીશ નહિ. તારા વિચારોને કેળવી પછી તું અમારી સાથે રમવા આવજે. જા, ચાલ્યો જા."

અપરાધી નીચે જોઇ નમ્યો. સજા સાંભળી ચાલતો થયો. નાગભા તો મહારાજાને પણ શરમાવે એવો ન્યાય કરતો. આજુબાજુમાંથી વાહવાહ થતી. પોતે હર્ષમાં તણાતો. હવે છેલ્લો અપરાધી આવ્યો. નાગભાએ પૂછ્યું: "આનો શો અપરાધ છે?"

"છોકરાએ કહ્યું:

"આ છોકરો વાણીઆની દુકાને લુંટ ચલાવતો હતો. કાલે આપણા ગામ બહાર વણઝારાઓની પોઠ ઉતરી હતી; તેમાંથી પણ કેટલીક વસ્તુ લુંટીને લાવ્યો હતો. આ છોકરો લુંટારો છે."

લુંટારો શબ્દ નાગભાના કાળજામાં જઇને અટક્યો. ભાઈની વાતો યાદ આવી, ક્રમ યાદ આવ્યાં. લુંટારાઓની આખી ટોળી નજર સામે સજીવન થઇ અને ચિત્ર દોરાઇ ગયું. થોડી પળ તો નાગભા કાંઇ ન બોલી શક્યો, પણ પછી કહ્યું:

"છોકરા, તું લુંટારો થવામાં તારી વીરતા સમજે છે. ગાંડા, લુંટારા થવાથી તો માતાનું દુધ લાજે, માટે લુંટારાનો ધંધો છોડી દે. હાથમાં તલવાર પકડ, વીરહાક વગાડ, એમાંજ તારી કીર્તિ છે."

આ છોકરો કોઇ જુદીજ ખોપરીનો હતો. નાગભાનાં વચનો સાંભળતાં તે સામે થયો. જેટલા શબ્દો નાગભાએ કહ્યા, એટલાજ તેણે નાગભાને મોઢા પર માર્યા અને કહ્યું:

"મહારાજા સાહેબ, મને શિખામણ દેવાને બદલે તમારા ભાઇને શિખામણ આપો ને? મને વીરહાક વગાડવાનું કહેનારા તમારા ભાઇનેજ કહોને. માતાના દુધની યાદ મને આપવા પહેલાં તમારા મોટા ભાઇને જઇને સમજાવોને. માતાનું દુધ તો તે લજવે છે, હું તો નાનો છું, અણુસમજુ છું, અને તે—"

નાગભાએ તેને બોલતાં અટકાવ્યો અને ત્રાડ મારીને કહ્યું:

"ચંડાળ! ચૂપ રહે. મારી માતાને તું વગોવે છે."

"ભાઇ, હું તમારી માતાને પૂજું છું, પણ તમારા ભાઇને—"

આજુબાજુના છોકરાઓએ ઉઠી બોલનારના મોઢા પર હાથ દીધો. નાગભાની નસમાં જાણે લોહી બંધજ થઇ ગયું, આંખો તણાઇ ગઈ અને તરતજ તે પોતાના આસન પરથી ઉઠીને ત્યાંથી ચાલતો થયો. એના મનમાં અનેક વાત આગ પ્રકટાવતી હતી. ભાઇના કામનો કેટલો ભયંકર જવાબ પોતાને મળ્યો. પોતાનો ભાઈ લુંટારો છે અને લુંટારાનાં મેણાં પોતાને સાંભળવાં પડે છે; એ બધું યાદ આવતાં નાગરાજ ભાન ભૂલવા જેવો થઇ ગયો. નાગભા ઉઠી ઘેર આવ્યો. કોઈ છોકરાએ તેને રોક્યો નહિ. નાગભા ક્રોધાતુર આવીને જમ્યા વગરજ સુતો.

નાગભાની માતા બાળકને જમાડયા વગર જમતી નહિ, આથી તે નાગભાની શૈયા પાસે આવી બેઠી અને બોલી:

"મારા મહારાજ, ચાલો જમવાને."

નાગભા રડી પડયો અને કરૂણતાથી બોલ્યો: "માતા! માડી! હું રાજા નથી."

"ત્યારે?"

"લુંટારાનો ભાઈ છું. શું ભાઇ લુંટારાનો ધંધો નહિજ છોડે? તું એને સમજાવને. છોકરા મને મેણાં મારે છે."

માતાની છાતી પત્થરની ન હતી કે ન ભરાય. છાતી ભરાઈ ગઇ; પણ નાગભા સાથે કકળીને કહેવા લાગી:

"મારા બાપ! મારો ઉપાય નથી."

"ભાઈ તારૂં નહિ માને?"

"ના."

"તો ભાઇને છોડી દે, આપણે ચાલ્યાં જઇએ."

"કયાં જઇશું?"

"ગુરૂદેવના દરબારમાં. હું તલ્વાર ફેરવતાં શીખીશ. તું સેવાચાકરી કરજે. તલ્વારથી હું રાજ મેળવીશ, રાજા થઇશ, તું રાજમાતા થજે."

"ભાઇ હમણાં નહિ, સમય આવે ત્યારે વાત, ચાલ ઉઠ ખાઇ લે, પછી સુઇજા."

એટલામાં જાલીમસિંહનાં પગલાંનો અવાજ આવ્યો. નાગભા રીસ તજીને ઉઠયો. ભાઇ સાથે જમવા બેઠો. ભાભીભાઇની નજર મળતાં આંખો લડતી, અને વાતો કરતી. પ્રેમ, મોહ, વગેરે લાગણીની લેવડદેવડ થતી. નાગભા છોકરાઓનો રાજા છે એમ એની ભાભી જાણતી હતી. એથી તે બોલી:

"કેમ મહારાજા સુઇ ગયા હતા ને?"

નાગભા ન બોલ્યો. મહારાજા શબ્દ તેને તીરથી વધારે તેજ લાગતો.

ભાભી બોલી: "મહારાજાનું માન મુકી દો અને તમારા ભાઇ સાથે ધંધે લાગો. મહારાજના મદમાં તો..."

નાગભા બોલ્યો: "મહારાજાનો મદ હું તમોને બતાવીશ, મને મોટો થવા દો."

ભાભી હસવા લાગી. નાગભા અભિમાનથી બોલ્યો:

"જોજો તો ખરાં, તમારૂં જેટલું હસવું છે તેટલુંજ તમે રડશો, હું રાજગાદી પર બેસીશ, છડીદાર છડી પોકારશે: 'નાગભા મહારાજને ઘણી ખમ્મા'."

ભાભી પાંપણ મટમટાવતી બોલી: "છડી તો રોજ પોકારે છે."

જાલીમસિંહે પૂછ્યું: "કોણ છડી પોકારે છે?"

"છોકરાઓ ને નાગભા રમત મઝાની રમે છે. પોતે રાજા થાય છે, ન્યાય કરે છે અને તે વખતે છડી પણ પોકારાય છે."

જાલીમસિંહે નાગભા સામું જોયું અને બોલ્યો: "શું તું રાજા થાય છે?"

"હા, હમણાં તો ખોટું ખોટું થાઉં છું, પણ એક દવસે ખરે ખરો થઇશ."

જાલીમસિંહે વાત હસવામાં ઉડાવી નાખી. નાગભા સુતો. જાલીમસિંહ પણ સુતો. નાગભા અને જાલીમસિંહના ઓરડા બાજુબાજુમાં હતા. નાગભાને નિદ્રા આવી નહિ. એ પડખાં પર પડખાં બદલતો હતો. અચાનક પોતાના કાન પર અવાજ આવ્યો.

"સવારે મારે જવું છે."

"ક્યાં?"

"ભરતપુર."

"કેમ?"

"ધંધા માટે. આ વખતે ધનનો ઢગલો થશે. વણઝારાની પોઠ પર હાથ નાંખવાનો છે."

"સાથે કોણ છે?"

"બધા સરદારો."

"તમો આગળ ન જશો."

"નારે ના, મારૂં તો કામ પડતુંજ નથી, હું તો સહુને સૂચનાજ આપું છું. આગળ વધવાનો સમય મારા માટે આવતોજ નથી."

"અને લાવવો પણ નહિ."

આ શબ્દો રજપુતાણીના હતા. જાલીમસિંહ વીર હતો. વીર હોવા જેટલોજ તે સ્ત્રીને આધીન હતો. તેથી સ્ત્રીને બધી વાત કહી દેતો. સ્ત્રીને વાત કરવા જતાં આ વાત નાગભાને કાને આવી. નાગભાએ વિચાર કર્યો કે ભાઇની મહેનત હું ધુળ કરીશ.

સવારે જાલીમસિંહ વહેલો પોતાને પંથે પડયો. નાગભા પણ તેની પાછળ પાછળ હતો. જાલીમસિંહ જઇ પોતાની ટોળીમાં ભળ્યો.

નાગરાજે તેજી લીધો, સ્વાર થયો. જાલીમસિંહની આગળ તે ભરતપુર જવાને માટે નીકળી પડયો. નાગભા રજપુત હતો. રજપુતને ઘોડેસ્વારી માતાના ઉદરમાંથી વરે છે, બીજી વરે છે તલ્વાર, ત્રીજી વરે છે વીરતા. પછી તો ઘણા ગુણ આવે છે. ઘોડેસ્વારી, તલ્વાર, અને વીરતા એ લક્ષણો વીરમાં જોઇએ. નાગભામાં એ હતાં. નાગભા વીર હતો, બાળક હતો; પણ વીર હતો.

વીર, વીરની મહેનતને ધુળધાણી કરવા જતો હતો. જાલીમસિંહને ખબર ન હતી કે પોતાના ભાગ્ય સામે વાદળ છવાયાં છે. નાગભા ભરતપુરમાં પહોંચી ગયો. પાછળ જાલીમસિંહની ટોળી છુપાણી અને છાપો મારવા અંધારી રાતની મદદ માટે થોભી. નાગભા બીજાજ કામમાં ગુંથાયો હતો. બાજી રસ પર હતી. જોઇએ હવે કોની વીરહાક વાગે છે!

## પ્રકરણ ૩ જું

### નાગભા પકડાયો.

નાગરાજ ભરતપુરમાં પ્રથમજ આવ્યો હતો, જાલીમસિંહને આ વાતની ખબર નહતી. એ પોતાની તૈયારીમાં હતો. હજી રાતની શરૂઆત હતી. ભરતપુરમાં માણસોની આવજાવ રાતના લાંબા સમય સુધી રહેતી. નગર મોટું હતું; બજારોની બહાર હતી. વેપારનો વધારો હતો. આજુબાજુનાં ગામડાંવાળા ભરતપુરમાં આવી પોતાના માલની આપલે કરતા.

હમણાં કપાસટાણું હતું. કપાસટાણુંમાં ખેડુતનાં ઘર ઘણું કરીને તાજાં હોય છે. ખેડુત કપાસટાણામાં ગાંડા થઈને ખર્ચ કરે છે, દરદાગીના બનાવે છે, કપડાંલત્તા લે છે. પોતાનાં સાધનો ગાડાં ગડેરાં આ મોસમમાં નવાં થાય છે. એ સાથે મજુરવર્ગને મજુરી પણ ઘણીજ મળે છે. કપાસ ફોલાય, લોઢાય, ચરખા ચાલે, વણાટની મહેનત વધે, વણકરને ત્યાં ધમાલ થાય, એ સાથે બીજા વેપારને પણ બળ મળે. કપાસટાણામાં જેમ ખેડૂત ગાંડા થાય છે તેમ વેપારી પણ ગાંડાતુર હોય છે. સટ્ટાનું બજાર પણ ગરમીમાં આવે છે, ભાવ ચડઉતર થાય છે. કોઈ રૂવે છે, તો કોઇનાં નળિયાં સોનાનાં થાય છે. કોઇ ભીખ માગે છે, તો કોઇનાં ઘર ભરાય છે. આ બધું રૂની મોસમમાં થાય છે.

ભરતપુરમાં તેજપાળ શેઠ તાજા હતા. પૈસાનો પાર ન હતો. વેપારમાં ખામી ન હતી. જાહોજલાલી બેસુમાર હતી. ભરતપુરના મહારાજા પાસે પણ તેજપાળ શેઠનું માન ઘણું હતું. પોતે સંતાન વગરના હતા, સંતાનની તેમને ચાહના પણ નહતી. ચાહના માત્ર

પૈસાની હતી. પૈસામાં તેઓ સર્વ કાંઈ સમજતા: ધર્મ, કર્મ, જપ, તપ, શમ, દમ, એ બધું તેજપાળ શેઠને મન પૈસામાંજ હતું. હાય પૈસો! એજ એમનું રટણ હતું.

પૈસા વિનાની બધી વાત તેમને સમુદ્રનાં જળ જેવી લાગતી. જેટલા તેઓ પૈસાને ચાહનાર હતા, તેટલા બીજા કશાને ચાહનાર નહતા. દયા હતી, પણ બહાર ન આવતી. દયા લોભના ડરથી દબાતી, ઉદરમાંજ આંખ બંધ કરી પડી રહેતી.

આવા માણુસ પાસેથી પૈસા શા માટે ન લુંટવા એ જાલીમસિંહનો નિશ્ચય હતો. એથીજ પોતે ભરતપુરમાં આવ્યો હતો. જે માણુસ પાસે પૈસા હોય અને તેને વાપરતાં ન આવડે તો લુંટી લેવા એનું નામ શું ધર્મ છે? ધર્મ હો કે અધર્મ એ વિચાર જાલીમસિંહ કરતો નહીં. એનો એકજ વિચાર હતો અને તે તેજપાળને લુંટવો.

નાગરાજે આ વાત જાણી લીધી હતી. ઘરમાં થયેલી વાત તેના સાંભળવામાં આવી હતી. ભાઈ તેજપાળને મારવા મથતો, નાગરાજ તારવા મથતો. નાગરાજ નાનો હતો. એ આવું પગલું ભરે એમ કોનાથી સમજી શકાય? જાલીમસિંહ પણ ન સમજી શક્યા.

હવે નાગરાજ વિચારમાં પડ્યો કે ભાઈની બાજી ધુળમાં કેમ મેળવવી. ઘણા વિચાર કર્યા પણ કાંઈ એવા ન સુઝ પડી કે તે જઈ તેજપાળને ત્યાં વાત કરે. પોતે જાય, વાત કરે, સૌ ચેતી જાય, ભાઈ પકડાય, ન પકડાય તો પોતાનું શું થાય? રાજનાં માણુસો કદાચ પોતાને પકડી લઈ જાય, ભાઈને બતાવવા ધમકી આપે, ભાઈને કેમ ફસાવી દેવાય? આ વિચારોથી નાગરાજ મુંઝાવા લાગ્યો. ઘણીવાર સુધી તે વિચારમાંને વિચારમાં સુનમુન બેઠા પછી તેને એક યુક્તિ સુઝી. એ યુક્તિ પોતે એવી રીતે રચી કે અહીંયાંથી ભાઈની બેઠકની આજુબાજુમાં ફરવું, ભાઈ શું કરે છે, કેવી રીતે તેજપાળને ત્યાં જાય છે તે જાણી લેવું, અને બને તો તેના સાથે થઈ જવું.

નાગભા ભાઇના સ્થાન તરફ ચાલ્યો. જાલિમસિંહની ટોળીએ પહાડની ગુફામાં પડાવ નાંખ્યો હતો. રાતની કાળાશે સહાય કરી હતી, જેથી કોઇ આવી શકે તેમ નહતું. રાતને વખત ઘોર અંધારૂં હોય. આવા જ સમયમાં ગુફાઓ તરફ જવાની હામ કોને થાય? રાજ તરફથી બંદોબસ્ત હતો. રાત પડતાં રાજનાં માણુસો પહાડની પાછળ ન જતાં, જવાને વિચાર પણુ ન કરતાં, એજ કારણુથી જાલીમસિંહ ગુફામાં આવીને ભરાવામાં ફાવ્યો હતો અને કાંઇ વિઘ્ન નડયું નહતું.

નાગભા ડર વગરનો હતો. 'ડર' એ શબ્દ જ એના મોઢામાંથી કદિ નીકળતો નહિ. તે બાળક હતો, બાળક છતાં વીર હતો. પોતે વીરહાક કરતો. મોટા માણુસો પણુ થંભી જતા. નાગભા છાનો છાનો છુપાતો, ધીરે ધીરે ચાલતો, લુંટારાના સ્થાન પાસે આવ્યો. નીચે લુંટારાનું સ્થાન હતું, ઉપર નાગભા હતો. બેઠક પર પોતે બેઠો. કાન પર હાથ દીધો. હાથ દઇ વાત સાંભળવાની ઇચ્છાથી એકતાર થયો. થોડી વાર પછી અવાજ આવ્યો: "શું આપણે ભરબજારમાંથી જઇશું?"

"ભરબજારમાંથી કેમ જવાય?"

"ભરબજારમાંથી જઇએ તો બજારમાંજ ધીંગાણું થાય, તેજપાળની હવેલી સુધી પહોંચાય પણુ નહિ."

"વેષ બદલીને જઇએ તો?"

"તોજ થાય."

"ઘોડાં કયાં રાખવાં?"

"અહીંયાંજ."

"શો વેશ બદલશું?"

"ખેડુતનો."

"એથી તેજપાળને ત્યાં જવામાં પણુ વાંધો નહિ આવે. તેના માણુસો દરવાજા પર હશે, આપણુને પૂછશે, આપણે જવાબ દઇશું કે કપાસના હિસાબ માટે આવ્યા છીએ."

"હા! એ ઠીક, એજ યુક્તિ ઠીક છે."

જાલિમસિંહે બધાને સૂચના આપી કે તેઓ ખેડુતનો વેશ બદલી લે જેથી પોતે પોતાના કામ માટે આગળ વધે. આ તરફ વેશ બદલવાનું ચાલ્યું.

નાગભા ત્યાંથી ઉઠીને પાછો આવ્યો. બધા લુંટારાઓ ભરત પુરમાં દાખલ થયા, નાગભા આગળ ગયો, તેજપાળની ડેલીમાં પેઠો. ડેલી પર માણુસો હતાં. કોઇ નાગભાને રોકી ન શક્યાં. નાગભા સીધો જ તેજપાળની સામે આવીને ઉભો રહ્યો. તેજપાળ વણિક હતો. મોઢાં પર મોટી મુચ્છો હતી, થોભ્યા હતા, જવાંમર્દ જેવો જણાતો હતો. પણ પૈસાનો લોભ એવો હતો, કે થોડું એક નુકશાન થતાં એની મરદાઇ નબળાઇમાં ફરી જતી. એના જીવનો અર્થ માત્ર પૈસા હતો. પૈસા એજ ધર્મ, પૈસા એજ કર્મ, જપ, તપ, યમ, નિયમ, શમ, દમ; પૈસા એટલે બધું; પૈસા એટલે પરમેશ્વર.

નાગરાજ તેજ ભાવથી સામે ચાલ્યો આવતો હતો. તેજપાળે નજરથી જોયું અને પડકાર કર્યો:

"કોણ છે?"

નાગભા જવાબ આપ્યા વગર તેજપાળની પાસે આવીને ઉભો રહ્યો અને પૂછયું: "તેજપાળ તમારૂં નામ?"

"હા."

"તો બાજુમાં આવો."

નાગભાનો બોલ ન હતો; જાણે રાજાની આજ્ઞા હતી. તેજપાળ તરતજ ઉઠયો અને બાજુમાં ગયો. નાગભાએ કહ્યું:

"જુઓ, હું કહું છું તેમ તુરતજ થવું જોઇએ. જુઓ તમારા ઘર પર લુંટારા આવવાના છે."

તેજપાળ તરતજ ગભરાઈ ગયો. લુંટારાનું નામ સાંભળતાં તેના શરીરમાંથી સ્વેદ નીકળવાની શરૂઆત થઇ. નાગભા બોલ્યો: "તમે ગભરાવ નહીં, હું કહું તેમ કરો."

"શું કરૂં ?"

"મને વાણીઆનો પોશાક આપો."

"શા માટે ?"

"તમારા બચાવ માટે."

"વાણીઆનો પોશાક મને બચાવશે ?"

"વાણિઆના પોશાકથી તો રાજનાં રાજ બચે છે. વાણીઆ વગર રાજા રાવણનું રાજ ગયું. નથી ખબર ?"

નાગભાની વાકચાતુરી આગળ તેજપાળ ઝંખવાણો પડી ગયો. પોતાનો મુનીમ બાજુમાં બેઠો હતો. તેજપાળે મુનીમને બોલાવ્યો અને કહ્યું:

"તમારા છોકરાનાં કપડાં આ છોકરાને પહેરાવો."

મુનીમ ન સમજ્યો ને કાંઈ ખુલાસો પુછી ન શકયો. તરતજ તેજપાળની આજ્ઞા પ્રમાણે અમલ થયો. નાગભા વણિકનો છોકરો થઇ તૈયાર થયો. તૈયાર થયા પછી તેણે તેજપાળને સૂચના કરી કે:-

"તમે જે થાય તે જોયા કરજો, કાંઇ ઉત્પાત કરશો નહિ; અને જે ઉત્પાત કરશો તો તમારા ઘરમાંજ ખુનરેજી થશે. તમારે ત્યાં આવે છે તે કાંઇ જેવો તેવો માણસ નથી; જાલીમસિંહ લુંટારો છે."

જાલીમસિંહનું નામ સાંભળીને તો તેજપાળના હોશજ ઉડી ગયા. આ વાત થતી હતી, ત્યાં સામેથી માણસનું ટોળું આવ્યું. નાગભાએ કહ્યું: "સાવધ થાવ, તેઓ બધા આવ્યા છે."

કાંઇક ગભરામણ અને કાંઇક સાવધતામાં તેજપાળ ગાદી ઉપર બેઠા. એટલામાં જાલીમસિંહનાં માણસો આવી પહોંચ્યાં. જાલીમસિંહ

પણ આવ્યો. સામે પિત્તળની મોટી દીવીઓમાં દીપકની જ્યોત બળતી હતી, પ્રકાશ ચોતરફ ફેલાતો હતો. જાલીમસિંહ આવ્યો.

નાગભા તેની સામે આવીને ઉભો રહ્યો.

જાલીમસિંહે પૂછ્યું:

"છોકરા, તેજપાળ ક્યાં છે?"

તેજપાળની નસેનસ તુટવા લાગી. નાગભા કાંઇ બોલ્યો નહિ, પણ હાથના ઇસારાથી તેજપાળને બતાવ્યો. બધા લુંટારા તેજપાળની સામે આવ્યા. નાગભા તેઓની પછવાડે હતો. બધા અજવાળામાં આવતાં નાગભા પોતાના ભાઇને ધારી ધારીને જોવા લાગ્યો. જાલીમસિંહની તે તરફ દૃષ્ટિ ન હતી. એ તો તેજપાળ સામે તાકીને ઉભો હતો. પણ એ પળ પછી તેણે કહ્યું:

"તેજપાળ, મને ઓળખો છો?"

નાગભા સમજી ગયો કે હવે સમય છે. તેથી તે બોલ્યો:

"ભાઈ, હું તમને ઓળખું છું. તમે નાગભાઇના ભાઇ જાલિમસિંહ કે નહિ?"

જાલિમસિંહ ચોંક્યો, નાગભાની સામું જોવા લાગ્યો. નાગભાએ પોતાના અવાજને ફેરવી નાખ્યો હતો, તેથી તે નાગભાને ઓળખી ન શક્યો, છતાં બોલ્યો:

"છોકરા, તું કોણ છે? નાગભાને તું ક્યાંથી ઓળખે?"

"હું નાગભાને ઓળખું છું, મારી માતા તમારા ગામનીજ છે. હું તમારા ગામમાં ત્રણી વખત આવ્યો છું, તમને જોયા છે અને નાગભા તો મારો મિત્ર છે. એ અમારો રાજા થાય છે. અને અમે એની પ્રજા. કહો, તમે શું લુંટ કરવા આવ્યા છો? લુંટ કરવા આવ્યા હો તો લુંટવાની વાત ભૂલીજ જજો. હમણાંજ રાજમાં ખબર પહોંચી જશે. તમે જીવતા જઇ નહિ શકો."

જાલીમસિંહની આંખ ફરી ગઇ. આ છોકરો મારા ગામનો ભાણેજ છે, તેની મને કેમ ખબર નથી; એવા વિચાર તેને આવ્યા. પણ તે પહેલાં નાગભાએ કહ્યું: "જુઓ, વાતની હાહો થઇ છે, માટે તમે ચાલ્યા જાઓ; નહિ તો પકડાઇ જશો. અને મારા મિત્ર મારા પર ક્રોધે ભરાશે. તમારામાં લુંટ ચલાવવાની હિમ્મત હોય તો ભલે તમે લુંટ ચલાવો અને પછી જોજો મજા."

જાલીમસિંહ એટલુંજ બોલ્યો: "ભાઇ, તું તો અમારો ભાણો. તને કેમ લુંટી શકાય?" આમ બોલી બધાં માણુસો પાછાં ફર્યાં. તેજપાળ નિર્ભય બન્યો હતો. આ બધો બનાવ શો બની ગયો તે પણ પૂરૂં તેનાથી ન સમજી શકાયું. બધાના જવા પછી નાગભા પોતાનો પોશાક હાથમાં લઇને ત્યાંથી બહાર નીકળ્યો. તેજપાળ તેને રોકી ન શક્યો, કે નાગભા ન રોકાયો. જાલીમસિંહે થાપ ખાધી. થાપ ખાવાથી જાલીમને ઘણોજ ક્રોધ ચઢ્યો. તે પોતાનાં માણુસોને પૂછવા લાગ્યો:

"તેજપાળના ઘરમાં આપણા ગામની બાઇ છે?"

"અમને ખબર નથી."

"બાઇ હોય તો આપણુને ખબર ન હોય?" જાલિમસિંહના તે સવાલનો જબાબ મળ્યો.

આ બનાવ પર વિચાર કરતો એક સરદાર પાછળ પાછળ આવતો હતો. તેને મનમાં સંદેહ હતો કે તે વણીકનો છોકરો વણીક નહતો, પણ જાલીમસિંહનો ભાઈ, નાગભા હતો.

જાલીમસિંહે વિચાર કરનાર માણુસને પૂછ્યું:

"તમે શો વિચાર કરો છો?"

"તે છોકરાનો."

"છોકરાનો વિચાર? છોકરાનો વિચાર શો?"

"તે છોકરો વાણિઆનો નહતો."

"વાણિઆનો નહતો ?"

"ના! મને લાગે છે કે એ તમારો ભાઇ નાગભાજ હતો!"

"શું એ નાગલો હતો?"

"હા."

"તમે શાથી કહો છો?"

"એના બોલવા પરથી લાગે છે. નાગભા ઘણોજ ચાલક છે. એક બે વર્ષ તો આપણી સાથે રહ્યો છે. આવા કાવાદાવા તેના ધ્યાનમાં છે. વળી તેનો અવાજ પણ નાગભાનેજ મળતો હતો."

આ વાતમાં બીજાએ અનુમોદન આપ્યું: "મને તો તેના મોઢાનો દેખાવ પણ નાગભા જેવોજ લાગતો હતો."

"હા! અને જો એ નાગભા નહોત તો આપણે જીવતા આવી શકત પણ નહીં. તે જો વણિકપુત્ર હોત તો આમ ઉદારતા ન બતાવત, પણ દરબારમાં ખબર આપત. યુકિતથી આપણને રોકી રાખી પાછળથી ફસાવી દેત."

"તમારી વાત ખરી છે. નાગભાએ પોતાના ભાઇ પર મેહેરબાની કરી જણાય છે."

જાલીમ આથી બહુજ ક્રોધે ભરાયો. તે કહેવા લાગ્યો: "તે નાગભા હોયજ નહિ. એને કયાંથી ખબર કે આપણે કયાં જવાના છીએ? એ અહિંઆં કયાંથી આવે? એ બનવા જોગજ નથી."

"બનવા જોગ નથી, તેજ બન્યું છે."

"તો પછી તે વખતે શા માટે વાત ન કરી? ત્યાં મને ખબર પડી હોત તો હું એ બાળકને જીવતો ને જીવતો મારી નાખત. પણ હવે શું થાય? હવે તો બાજી હાથમાંથી ગઇ."

"હાથમાંથી બાજી ગઇ, તો હવે શોક શા માટે ધરો છો? બાજી ગઈ તો જવા દો. બીજી બાજી માંડો. વણઝારાની પોઠો નજીકમાંજ છે. ચાલો, ત્યાં છાપો મારીએ. ત્યાંથી પણ કાંઇ ઓછો માલ મળે તેમ નથી."

જાલીમસિંહની ટોળી તૈયાર થઇને આવી વણઝારાની પોઠો પર.

વણઝારા વેપાર માટે આવ્યા હતા. એ લોકોનું વતન વગડો છે. વગડામાં પડી રહેવું એજ એમનો આરામ છે. બાર માસમાં બે માસ પણ તેઓ ઘરમાં રહેતા નહિ હોય. ગામેગામ ફરવામાંજ તેમનું જીવન પૂરું થાય છે. વણઝારાઓ સાધન વગરના હોતા નથી. સઘળા સાધનો સાથે રાખે છે. હમણાં તો વણઝારાઓ નથી, પોઠો પણ નથી. પહેલાં એ યુગ હતો. વણઝારા પહાડોના પહાડો ઓળંગી વેપારાર્થે આવતા. ઊંટ, બળદ, ઘોડા ગાડીઓ, માણસો, સરસામાન, વેપારની વસ્તુઓ આ બધું જોતા એમ લાગતું કે કોઇ મોટા રાજામહરાજાનું લશ્કર છે.

હમણાં ના પહાડ ચીરાઇ ગયા છે. પહાડના અંતરને ભેદી તમાથી આગગાડી નીકળે છે. વેપાર બધો રેલગાડી કરે છે તે વખતમાં તેમ ન હતું.

આપણે તો એ વખતની વાત કરવાની છે. તે વખતે વણઝારાઓનો વેપાર હતો. જાલિમસિંહ વણઝારાઓને લુંટવા માટે ટોળી સાથે આવ્યો.

પ્રસંગ એવો હતો કે આ વખતે પહેરેદારો ઝોકાં ખાતા હતા. વણઝારાનો માલિક ગાઢી નિદ્રામાં હતો. માણસ બધા મૃત્યુ પામ્યા સમાન હતા. કોઇ જાગતું નહતું. રાત ઘણીજ ગઇ હતી. સૌ ડર વગર સુતાં હતાં. જાલીમસિંહ પણ વણઝારાનાં માણસ પર હાથ ચલાવે ત્યાં પાછવાડેથી ઘોડાના પગનો અવાજ સંભળાયો. જાલિમસિંહ અને તેના સાથીદારો ચમકીને પાછળ ફર્યા, તો કોઇ ઘોડેસ્વારને જોયો. ટોળીમાંથી પડકાર થયો

"કોણ છે ?"

ઘોડેસ્વારે કહ્યું: "મારે જાલીમસિંહનું કામ છે."

જવાબ પૂરો થતાં ઘોડેસ્વાર પાસે આવ્યો અને જાલીમસિંહને કહ્યું:

"આ સુતેલા માણસ પર હુમલો કરવો એ તમારો ધર્મ નથી."

"તું કોણ છે?"

"મને ગુરૂમહારાજે મોકલ્યો છે. તેઓએ સમાધિમાં જોયું કે જાલીમસિંહ અધર્મથી લુંટ ચલાવી રહ્યો છે. આથી મને એમણે આજ્ઞા કરી અને લુંટ અટકાવવા સૂચન કર્યું છે."

બોલનાર કોણ છે તે તરતજ પકડાઇ ગયો. તે બીજો કોઈ નહિ, પણ વીરહાક વગાડીને રાજા થવાની ઇચ્છા રાખનાર નાનો એવો વીર નાગભા હતો. લુંટારાઓ તેને ઓળખી ગયા. એકે જોરથી કહ્યું:

"કોણ નાગભા ?"

નાગભા બોલ્યો: "હા."

જાલીમસિંહ આવેશથી આગળ વધ્યો, નાગભાને પકડયો અને તેનું ગળું દબાવ્યું. એટલી વારમાં તો વણઝારાનાં માણસો પણ જાગી ગયાં; ચારેકોર કોલાહલ થવા લાગ્યો.



## પ્રકરણ ૪ થું.

## ગુરૂજીને આશ્રયે.

—:o:—

નાગભાનાં તોફાનથી વણઝારાનાં માણસો જાગી ઉઠ્યાં. બધાં તૈયાર થયાં, બહાર આવ્યાં. પળ બે પળમાં તો લડાઇની નોબત વાગી. જાલીમસિંહે જોયું કે લડવા જતાં પ્રાણ બચે એમ નથી. એથી પોતે ઘોડો ઘર તરફ દોડાવ્યો. પછવાડે બીજા સરદારો પણ નાઠા. નાગભા એમની આવી કાયરતા પર શોક કરતો કરતો ચાલ્યો. આગળ જાલીમસિંહ, પાછળ સરદારો, તેની પાછળ નાગભા. નાગભા સહુથી પાછળ હતો. એની પૂંઠે વણઝારાનાં માણસો હતાં. નાગભા ભાગીને જતો નહતો. પોતાનું કામ પૂરૂં કરીને જતો હતો. વણઝારાનાં માણસો સમજ્યાં કે નાગભા પણ લુંટારો છે, આથી નાગભાને તેઓ પકડવા આવતાં હતાં.

જાલીમસિંહ અને તેના સાથવાળા તો ક્યારના નાસી ગયા હતા, નાગભા મગરૂબીથી ધીરે ધીરે જતો હતો. અચાનક પછવાડેથી માણસો આવ્યાં. નાગભા નિડર થઇ બોલ્યોઃ

"કેમ? તમે મારો રસ્તો શા માટે રોકો છો?"

"તું કોણ છે?"

"તમારો રક્ષક."

"લુંટારાના છોકરા? તું અમારો રક્ષક?"

"ભાન ભૂલી ઉંઘનારાઓ, તમે મને પકડવા આવ્યા છો? તમને ખબર છે કે હું ન આવ્યો હોત તો—"

નાગભા પોતાના શબ્દો પૂરા કરે ત્યાં તો તેને ઘેરીને કેદ કરવામાં આવ્યો. વણઝારાનાં માણસો ત્યાંથી પોતાના સ્થાન પર તેને લઇ

ચાલ્યા. રસ્તામાં નાગભાએ કાંઇ પણ સવાલજવાબ ન કર્યા. એ વગર બોલ્યે વણઝારાના માલીકની સામે આવી ને ઉભો રહ્યો. વણઝારો વીર હતો. આ બાળકને તે જોઇજ રહ્યો. તેના મોઢા પર મસાલનો પ્રકાશ ધરવામાં આવ્યો હતો. પ્રકાશમાં નાગભાની વીરતાનો પ્રકાશ વધારે ચમકતો હતો. વણઝારાએ પૂછ્યું:

"છોકરા, તું કોણ છે?"

"તમારાં માણસોને પૂછો કે હું કોણ છું."

"માણસો શું કહેશે. તુંજ બોલને?"

"તમે પુછો તો ખરા કે મને શું સમજીને તેઓ પકડી લાવ્યા છે."

વણઝારો તો નાગભાના સામુંજ જોઈ રહ્યો. આવો નાનો બાળક અને આવો વાચાળ; એજ સવાલ તેના મનમાં થયા કરતો હતો. નાગભાનો ખુલાસો સાંભળી વણઝારો પોતાનાં માણસોને પૂછવા લાગ્યો:

"આ છોકરો કોણ છે? કોનો છે?"

"લુંટારાનો, લુંટારાનો સાથીદાર."

નાગભા તરતજ ગરજીને કહેવા લાગ્યો: "ખબરદાર! મને લુંટારાનો છોકરો કે લુંટારાનો સાથીદાર કહ્યો છે તો. હું લુંટારાનો છોકરો નથી. ક્ષત્રિય વીરનો બાળક છું. લુંટારાનો સાથીદાર નથી, પણ ધર્મનો સાથીદાર છું."

વણઝારાનાં માણસો સ્તબ્ધ થઇ ગયાં. વધારે સ્તબ્ધ તો વણઝારો પોતે થયો. એ તો નાગભાની વીરતા પર વારી જતો હતો. આવો નાનો બાળક અને આવો નિડર અને બહાદુર? વણઝારાએ પૂછ્યું:

"તું ધર્મનો સાથી છે?"

"હા."

"તો મને બતાવ કે તેં શો ધર્મ કર્યો છે?"

"હું એ બતાવું, પણ તમારે એકલાએજ મારી સાથે આવવા તૈયાર થવું જોઇએ."

"તું મને ક્યાં લઇ જશે?"

"મારો ધર્મ બતાવવા."

"તારો ધર્મ? તારો ધર્મ ક્યાં છે?"

"ભરતપુરના નગર શેઠ તેજપાળને ઘેર."

"તું મારી મશ્કરી કરે છે?"

"નહિ, હું મશ્કરી કરતો નથી. મને લાગે છે કે વણઝારો મારાથી ડરે છે. મારો ધર્મ જોવા આવવાની તેનામાં શક્તિ નથી."

વણઝારાની આંખ લાલ થઇ ગઇ. તે બોલ્યો:

"છોકરા, તું શું મને નબળો માને છે?"

"બળવાન હો તો ચાલો ધર્મ બતાવું."

વણઝારો બધાં માણસને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "સરદારો, ચાલો."

"કેમ, સરદારો શા માટે? શું એકલાં આવતાં ડર લાગે છે? ભાઇ, હું તો બાળક છું, ધર્મી છું. અધર્મી નથી, એક નાના જેવા બાળકનો ધર્મ જોવા આવવું તેમાં સરદારો સાથે લેવા, શું આ તમારી નબળાઇ નથી?"

વણઝારો શરમાઇ ગયો. તરતજ તેણે નાગભાનો હાથ પકડ્યો અને કહ્યું:

"બાળક, તું બાળક નથી, પણ કોઇ દેવ છે."

"તો પછી દેવની સાથે આવવામાં ડરવાનું શું હોય?"

વણઝારો એકેક શબ્દ સાંભળતો હતો અને આ ધર્મના દરિયામાં તણાતો હતો. ફરી તેણે કહ્યું: "બાળક, તમે શું કોઇ રાજકુમાર છો?"

"નહિ, હું એક ગરીબ ક્ષત્રિય છું. હું રાજકુમાર નથી, પણ એટલું તો ખરૂં કે હું રાજા થવાનો છું. વણઝારો નાગભાના શબ્દો સાંભળીને કહેવા લાગ્યો કે: "તમારાં લક્ષણો રાજા થવાને યોગ્યજ છે."

"તમારી વાતમાં મારો ધર્મ રહી જાય છે; માટે ચાલો મારી સાથે, હું તમોને મારો ધર્મ બતાવું."

વણઝારો બોલ્યો: ભલે, ચાલો."

"પણ જુઓ આ વાત તમો ને હું બેજ જાણીએ. તેજપાળ શેઠને ત્યાં તમો જે કાંઇ વાત સાંભળો તે તમારે કોઇ સ્થળે કરવાની નથી."

"નહિ કરૂં."

"ધર્મના સોગનથી કહો."

"મને ધર્મના સોગન."

નાગભાની ચાલાકી આગળ વણઝારો દીન બકરી જેવો બની ગયો. એનાથી વધારે તકરારમાં ઉતરવાનું ન બન્યું. બેઉ તેજપાળની ડેલીએ આવ્યા. હજી સવારની કળા ન હોતી ખીલી. અંધારૂં હતું. અંધારામાં આ બે માણસો તેજપાળના દરવાજામાં દાખલ થયા. દરવાજો ખુલ્લો હતો. નાગભાએ માણસને બોલાવ્યો. માણસ જાગ્રત થઇને આવ્યો અને તેજપાળને જગાડવાની આજ્ઞા લઇને ગયો. પળ બે પળમાં બધું પતી ગયું. તેજપાળ ઉઠયો અને નાગભાને મળવા સામો આવ્યો. નાગભાએ કહ્યું:

"શેઠ, રાત્રે તમોને લુંટારાના હાથમાંથી કોણે બચાવ્યા?"

તેજપાળ તરતજ કાલોઘેલો થતો કહેવા લાગ્યો:

"તમોએ ભાઇ. તમો બાળક નથી, પણ કોઇ રાજનીતિ જાણનારા વીર પુરૂષ છો."

આટલી વાત કરી રહ્યા પછી નાગભાએ બધી હકીકત ખુલાસાથી વણઝારાને કહેવા કહ્યું, અને તેજપાળે એ હુકમને માથે ચઢાવ્યો.

વણઝારો વાત સાંભળી વિમાસણમાં પડયો. થોડી વાર તો મૂઢ માફક થઇ ગયો. ત્યાંથી બન્ને પાછા પોતાની પોઠમાં આવ્યા. વણઝારો કહેવા લાગ્યો:

"ભાઇ, તમો અહીંયાં ક્યાંથી?"

"હું તમારી રક્ષા માટે આવ્યો હતો."

"અમારી રક્ષા? તમે કેવી રીતે કરી?"

"તમારા આ બધા વીર સૈનિકો ઊંઘતા હતા. પાછળથી લુંટારાની ટોળી છાપો મારનાર હતી. હું તે જાણતો હતો. એટલે મેં આવી બૂમરાણ કર્યું અને તમારાં માણસો જાગી ગયાં, લુંટારા નાઠા, તમારૂં રક્ષણ થયું."

"વાહ! વાહ! તમોને હજાર વાર ધન્ય છે."

"એવા ધન્ય કે ધિક્કારની શી જરૂર છે? મારે રાજા થવું છે. આજથી હું આ શિક્ષણ લઉં છું, ઠીક, હવે રામ રામ."

નાગભા ઘોડેસ્વાર થયો. કોઇ તેને રોકે તે પહેલાં તો તે ત્યાંથી પલાયન થઇ ગયો. એને કોઇ રોકી ન શક્યું. ગયો, ગયો, કરતા બધા રહી ગયા.

નાગભા હજી ઘેર પહોંચ્યો નહતો, જાલીમસિંહ ક્રોધથી આકુળ વ્યાકુળ હતો. એના મનમાં એટલો બધો ક્રોધ હતો કે તેનું ચાલે તો તે નાગભાનો નાશ કરી નાખે. પોતાની માતા સાથે તે વાત પણ કરતો નહિ. ઘડી ઘડી માતા જાલીમસિંહ સામું જોતી, એની કરડી આંખોનો વિચાર કરતી, પૂછવા મથતી, શબ્દો મોઢામાં આવી બરફની માફક ગળી જતા. જાલીમસિંહના મનનો ઉભરો મનમાં ન રહ્યો. પોતાની સ્ત્રીને પાસે બોલાવી અને કહ્યું:

"આ નાગભાને હું મારી નાખીશ."

"શું કામ?"

"આજે એણે મારી બધી બાજી માટીમાં મેળવી. મારા સાથીદારો અને મને બેઆબરૂ કર્યાં. મારી મહેનત પર પાણી ફેરવ્યું."

"પણ થયું શું?"

આજે તે અમારી સાથે હતો."

"તમે સાથે લઈ ગયા હતા?"

"ના. પાછળથી આવ્યો હશે. જ્યાં અમે જવાના હતા તે બધે ઠેકાણે આવી અમોને નિરાશ કર્યા. અમારે નામોશી લઇને નાસવું પડયું."

"એ છોકરો છેજ એવો."

"આજે એની વાત છે. આવવા દે. એવી વીતાડૂં કે બધું ભૂલી જાય."

જાલિમસિંહ બોલતો હતો. માતા સાંભળતી હતી. દીકરાનો ક્રોધ જોઇ પોતે પાસે આવી અને કહ્યું:

"બેટા જાલુભા," ક્ષત્રિઓ હુલામણામાં ભા આગળ કરે છે, સિંહને ખાઇ જાય છે. જાલિમસિંહને જાલુભાના નાના નામથી માતા બોલાવતી. એજ રીત હોય અને હતી. રીત પ્રમાણે માતાએ બાળકને બોલાવ્યો.

જાલિમસિંહ બોલ્યો: "શું છે?"

"ક્રોધે શા માટે ભરાય છે, બાપુ?"

"શા માટે ભરાય છે? તારો નાગભા મારૂં સત્યાનાશ કાઢવા બેઠો છે. તારા નાગભાએ આજે મારા માથા પર રામકહાણી રાખી છે."

"પણ એવું થયું શું?"

"એ આવે ત્યારે પૂછજે."

આટલી વાતચીત થતી હતી એટલામાં ઘોડાના ડાબલાનો અવાજ આવ્યો.

સામે નજર જાય એટલામાં તો નાગભા આવીને માતાના પગમાં નમી પડયો. માતા બોલી:

"નાગુ, ભાઇ શું કહે છે?"

"શું કહે છે?"

"તું કેમ એનાથી આડો ચાલે છે?"

"એનાથી આડો ચાલું છું, ધર્મથી નહિ. માડી, કોઇ બળ વગરના માણસને લુંટવો તે શું ધર્મ છે? ઉંઘતા માણસ પર વાર કરવી એ શું વીરતા છે?"

જાલીમસિંહ ત્રાડ પાડીને બોલ્યો: "મારો ધર્મ અને વીરતા જોવા ની તારે શી જરૂર? તું કોણ કે મારો ધર્મ અને વીરતા જોવા આવે?"

નાગભા એટલુંજ બોલ્યો: "હું તમારો નાનો ભાઇ."

"નાનો થઇ મોટાની સામે થાય છે? મોટાના કામને મારી નાંખે છે? શરમાતો નથી? ડુબી મરને."

"મેં શરમાવા જેવું કર્યું હોય તો હું જરૂર ડુબી મરત. પણ મેં શરમાવા જેવું કર્યું નથી. તમે તમારો વિચાર કરો, ભાઇ, જો મારકણા છો, તો એવાને મારો કે જે તમોને જવાબ આપે એવા હોય. ગયા તો ક્યાં ગયા? વણીકને ઘેર અને વણઝારાની પોઠ પર; ત્યાં ઉંઘતાં માણસોનો લાભ લઇને!"

જાલીમસિંહ, ઉઠયો, નાગભાને પકડયો અને બોલ્યો:

"નાગભા, તું મને મેણાં મારે છે?"

"હું મેણાં મારતો નથી; તમે માંગી લીઓ છો."

"ગુરૂજીએ તને શું કહ્યું હતું કે મારી સામે ન થવું."

"ગુરૂજીએ તમોને શું કહ્યું હતું કે, અધર્મથી કોઇને ન લુંટવા. તમે ભૂલ્યા અને હું પણ ભૂલ્યો. પણ મારી ભૂલ તમારા જેવી નથી."

"હું તને મારી નાંખીશ."

"તમારી સામેજ ઊભો છું, મારી નાખો. અત્યારે હું તમારા સામે ન થાઉં કારણ કે, અત્યારે તમે મારા વડીલ છો."

"તું મારી મશ્કરી કરે છે?"

"નહિ. ખરી વાત કરૂં છું. ભરતપુરમાં તમારી સામા આવવાનો મારો ધર્મ હતો. હમણાં કાંઇ મારા ધર્મને આંચ આવતી નથી. તમો મને મારી નાખશો તો મારા ધર્મને કાંઇ નુકશાન થવાનું નથી. ભલે મને મારી નાખો."

"નાગભા, નાગભા, તું આ બધું ક્યાંથી શીખ્યો?"

"ગુરૂજીના ઉપદેશથી. એમનો એક એક શબ્દ મેં મારા મોઢે કર્યો છે. મરવું તો છે, પછી ડરવું શા માટે? મરવું તો પારકાને માટે. આ બધા શબ્દો મારા રોમેરોમમાં રમે છે. પછી હું શા માટે ડરૂં?"

"તું મૃત્યુથી ડરતો નથી?"

"શા માટે ડરૂં? શું મૃત્યુ પછી આવવાનું નથી? ભાઇ, ગુરૂજી કહેતા હતા કે જે સમય જાય છે તે પાછો હાથમાં આવતો નથી. માટેજ ધર્મને તજવો નહિ. હું મરવાથી બિલકુલ ડરતો કે ગભરાતો નથી. માત્ર અધર્મ કરતાં ડરું છું, ગભરાઉં છું."

જાલિમસિંહ નાગભાના પ્રત્યેક વચનથી ખિજાઈ જતો હતો. તે તરતજ નાગભા ઉપર ધસ્યો અને પગની એક લાત મારી. માતા બાજુમાંજ ઉભી હતી. બાળક પર થતો કોપ તેનાથી ન જોવાયો, તે વચ્ચે પડી અને પુત્રને વારતાં બોલી:

"હાં, હાં, જાલુ, આ શું કરે છે?"

જાલિમસિંહે માતાને પણ તુચ્છકારી, ને માતા પર પણ હાથ લંબાવ્યો અને એક મુકી વાળીને મારી. નાગભાના અણુઅણુમાં વીંછીની વેદના થવા લાગી. તે રડતાં રડતાં બોલ્યો: "ભાઇ, હું શું કરૂં? હું બાળક છું. જો મોટો હોત તો મારી માતાને મારનારને બરાબર સ્વાદ ચખાડત! તું માતાને મારે છે? તારી ભાગ્યવિધાતાને મારે છે...પણ ઇશ્વર તારા એવા હાલ કરશે..."

વૃદ્ધ માતા બાળક પર વરસતો શ્રાપ ન સાંખી શકી. તે આંસુ ભરી આંખે બોલી:

"નાગુ, નાગુ, બસ કર. ઇશ્વર એનું સારૂં કરશે. ઇશ્વર એને આનંદમાં રાખશે. બેટા જાલુ, ઇશ્વર તારૂં અભરે ભરશે."

"મારૂં અભરે ભરાય કે મારૂં સત્યાનાશ જાય, તેથી તમારે શું? તમો મારૂં સારૂં થાય તે જોવા રાજીજ ક્યાં છો? તમો તો મારૂં નખ્ખોદ કાઢવા બેઠા છો."

"અમે નખ્ખોદ કાઢવા બેઠા છીએ?"

નાગભા રૂદ્ર સ્વરૂપ કરીને બોલ્યો: "ભાઇ, અમે તો તમારા ભલામાંજ રહીશું, પણ યાદ રાખજો કે, ધર્મે જય અને પાપે ક્ષય. પાપનો કદિ વિજય થતો નથી."

"બસ. હવે લવારો બંધ કર. જા મારા ઘરમાંથી ચાલ્યો જા. ભલે તારો ધર્મ તને ગાજીમાં લઇ જાય અને હું ભલે ભીખ માંગું."

"તમો ભીખ નહીં માગો; તમારાં કર્મો તમોને ભીખ માગતા કરશે."

નાગભાના ઉપલા વાક્યથી જાલીમસિંહે ફરીને નાગભાને ઉંચો કરી પછાડયો, મનગમતો માર માર્યો ને પોતાની માતાને પણ ન બોલવાના બોલ સંભળાવવા લાગ્યો. જાલીમસિંહની સ્ત્રી આ દેખાવ બરાબર જોતી હતી, પણ તે વચમાં ન આવી કે ન પોતાના સ્વામીને આવું કામ કરતા અટકાવ્યો. એ તો મનમાં રાજી થઈ કે આજે ઠીક દાઝ નીકળે છે. નાગભા રડતો હતો રડતા રડતાં તે ભાઇને કહેવા લાગ્યો:

"ઠીક છે, ભાઇ, મારો વખત આવવા દ્યો. મને મોટો થવા દ્યો. હું મોટો થઇશ રાજા થઇશ, ત્યારે તમારી વાત છે."

ભાભીએ તરતજ મેણું માર્યું: "આવાં લક્ષણ હશે તો ઘરેઘર ભીખ માગશો તો પણ પૂરું નહિ થાય, અને રખડી રખડીને મરશો."

નાગભા ભાભીના પ્રત્યે ફર્યો અને કહેવા લાગ્યો: "જોજો તો ખરાં મારો ધર્મ મને રાજા બનાવશે; અને અધર્મી હશે, લુંટફાટ કરતો હશે તેજ રખાશે, દુઃખી થશે અને બેડીઓમાં બંધાશે."

જાલીમસિંહ બીજું કાંઇ ન બોલ્યો પણ એટલુંજ બોલ્યો કે:

"બસ! વધારે ના બોલ. જા મારા ઘરમાંથી ચાલ્યો જા."

જાલીમસિંહના માતા કરગરવા લાગી, પણ તેથી જાલીમસિંહ વધારે ગુસ્સે થતો ગયો. નાગભા માતા તરફ ફરી કહેવા લાગ્યો:

"માડી, ચાલ, આપણો પ્રભુ છે."

## પ્રકરણ ૫ મું.

—:o:—

## ગુરૂજીને આશ્રમ

નાગભાના મનમાં ક્રોધ ઘણોજ હતો. ભટ્ટના ઘરમાં રહેવાને તે રાજી નહતો. જાલીમસિંહ પણ નાગભાને રાખે તેમ નહતું. આથી તે નાગભાને કહેવા લાગ્યો:

"જા, આવ્યો જા."

આ શબ્દો નાગભા કરતાં તેની માતાને વધારે તેજ લાગ્યા. તે કહેવા લાગી:

"જાલુભા, તે ક્યાં જશે?"

"આખું જગત પડયું છે."

"તું એનો મોટો ભાઇ છે."

"ભાઈ છું એટલા માટે તે મારૂં જડમૂળ કાઢવા બેઠો છે. ભાઇ છું એથીજ તે મને હલકો પાડવા મથે છે."

નાગભા ગરમ થયો; ને ભાઇના સામી છાતી કાઢીને ઉભો અને બોલ્યો:

"હું હલકો પાડું છું કે તમારાં કામ? તમો પોતાનું પોતાપણું ભૂલી ગયા છો. તમો વીર છો, તો વીરહાક વગાડોને; આમ લુંટારાનો ધંધો શું કરો છો? લુંટારાનો ધંધો કરતાં પણ ક્યાં આવડે છે!"

"જો, માડી જો, આ મારો નાનો ભાઇ બોલે છે."

"હું શું ખોટું બોલું છું? ગુરૂજીની તમોને શી આજ્ઞા છે અને તમે શું કરો છો?"

જાલીમસિંહ નાગભાને ફરી પકડવા દોડયો. માતા વચમાં પડી. તે કહેવા લાગી:

"ભાઇ, એ બાળક છે."

જાલીમે ઉત્તર દીધો: "આવો બાળક? આવા બાળકને તો છાંટીજ નાખવો જોઇએ કે તે સામે ન થાય."

"હું સામો થાઉં છું કે તમે સામો કરો છો?"

"હું સામો કરૂં છું? મેં તને કહ્યું હતું કે તું મારા માર્ગમાં આવજે? મેં તને કહ્યું હતું કે તું પોઠનાં માણસને જગાડજે? મેં તને કહ્યું હતું કે તું મારૂં બધું ધમેલું ધૂળ કરજે?"

"પણ, એમાં મેં ખોટું શું કર્યું છે?"

"ખોટું શું કર્યું છે? તેં ખોટું નથી કર્યું? મારાં હથીઆર હેઠાં પાડયાં. મારે શરમાઇને પાછું આવવું પડયું. આ બધું શું કહેવાય?"

"પણ એમાં મારો શો દોષ?"

"કેમ તારો દોષ નહિ?"

"ના."

"વાહ, આ વાત બહુ મઝાની!"

"હું તમારી આડે આવ્યો, પણ શા માટે આવ્યો?"

"શા માટે આવ્યો તે હું શું જાણું?"

"ત્યારે પહેલાં એ જાણો. તમો એક વાણીઆને લુંટવા જતા હતા. વાણીઆને લુંટવામાં વીરતા શી હતી? એવું કામ તો બાયલા કરે. મારા વડીલ ભાઇને કોઇ બાયલો કહે તે મારાથી કેમ સાંખી શકાય?"

"અને પોઠનાં માણસોને જગાડયાં તે?"

"ત્યારે શું તમે ઉંઘતા માણસોને લુંટવાના હતા? ભાઇ, ઉંઘતા માણસને લુંટવા એ શું ધર્મ છે? તમે ગુરૂદેવ પાસે વચનથી બંધાયા છો કે હું કોઇને અધર્મથી નહિ લુંટું. કેમ એ વાત ભૂલી ગયા? તમે વીરતા અને ધર્મને ભૂલીને ચાલતા હતા. મેં એમાંથી તમને ઉગાર્યા, તે શું મારો ઉપકાર નથી? ઉપકારના કરનાર પર અપકાર કરશો? કરો તો ભલે કરો."

જાલીમસિંહ નાગભાના શબ્દો સાંભળી શાંત થવાને બદલે વધારે જોરમાં આવ્યો, તરતજ આગળ વધ્યો. નાગભાને એક ધક્કો ફરીથી માર્યો અને કહ્યું:

"જા, ચાલ્યો જા મારા ઘરમાંથી."

એટલામાં જાલીમસિંહની સ્ત્રી ત્યાં આવી. આ ધાટ જોયો. તેના મનમાં પણ આ વાતથી ક્રોધ જન્મ્યો. તે કહેવા લાગી: "આ માદીકરો આપણને સુખથી રહેવા દેશે નહિ."

નાગભાની આંખમાં પાણી હતાં. તે રૂદનના રૂપમાં બોલ્યો:

"ભાભી, જે કહેવું હોય તે મને કહો. ખબરદાર! મારી માતાને કાંઇ કહ્યું છે તો!"

"કહીશ તો શું કરશો?"

"શું કરશો? હમણાં તો કાંઇ નહિ કરૂં, પણ મોટો થઇશ ત્યારે તમારી પાસે જવાબ માંગીશ."

"કોણ? તમે જવાબ માંગશો?"

"હા, હા?"

"કઇ સત્તાથી?"

"મહારાજાની. હું મહારાજા થઇશ અને મહારાજા તરીકે તમારી પાસે જવાબ માંગીશ."

"મહારાજા?" નાગભાની ભાભી મેણાંના ભાવથી બોલી: "આ ભીખારી રાજા થશે?"

"હા, હા, હું રાજા થઇશ. અત્યારે હું તમોને ભીખારી જેવો લાગું છું, પણ સમય આવવા દ્યો. હુંજ રાજા થઇશ અને જે લુંટારો થઈ અધર્મથી માણસોને કનડે છે, એના હાથમાં બેડીઓ હશે."

"એમ?" જાલીમસિંહે ત્રાડ મારી અને તરતજ નાગભાને કહ્યું: "તું હમણાંજ મારી સામેથી ચાલ્યો જા."

નાગભા પોતાની માતાને વળગી પડયો. માતા જાલીમને કહેવા લાગી:

"જાલીમસિંહ, આ બાળકના ભાવના સામું જો. એ મહા પરાક્રમી થશે. તું એનો સત્કાર કર. આમ તેને તરછોડ નહિ."

"એટલે શું એ મને ફસાવે અને હું તેને સામે પગે પડતો જાઉં?"

નાગભા બોલ્યો:

"તમે એકજ નહિં; તમામ પ્રજા મારા પગમાં પડશે. જો જો તમે."

"વાહ! વાહ! તું હમણાં તો જા."

નાગભા બોલ્યો: "મા, ચાલ."

માએ સાથે પગલાં ભર્યાં. જાલીમસિંહ કાંઇ બોલ્યો નહિ. નાગભા ચાલ્યો, અને માતા પણ સાથે ચાલી. આ તરફ જાલીમસિંહ ઘરમાં ગયો. માની આંખમાં આંસુ આવી લાગ્યાં.

નાગભા અને માતા ગામની બહાર આવ્યાં, બહાર નીકળીને રસ્તે પડયાં. માતા ઘડી ઘડી પાછું ફરીને જોતી હતી. હમણાં જાલીમસિંહ આવશે, હમણાં આવશે, પણ જાલીમસિંહ ન આવ્યો. માતાની આંખમાં આસુ આવ્યાં. નાગભાએ માતા સામું જોયું અને માતાને રડતી જોઇ નાગભાની છાતી ચીરાઈ ગઇ. તરતજ તે માતાના કંઠમાં વળગી પડયો અને બહુજ લાગણીથી બોલ્યો:

"મા, તું રડ નહિ? ભાઇએ ભલે આપણને કાઢી મૂક્યાં, પણ હું મરતાં સુધી તારી સેવાચાકરી કરીશ."

નાગભાના બોલથી માતાનું હૈયું હાથ ન રહ્યું. બાળક માતા સામે મરવાની વાતો કરે એ માતાથી કેમ સહન થાય? નાગભાની વાણી ન હોતી; વિજળી હતી. તે માતા પર પડી. માતા બળી ગઈ. નાગભા કંઠે વળગેલોજ હતો. માએ બંને હાથે નાગભાને બાથી લીધો અને હર્ષાશ્રુથી તેને ભીંજવતી બોલી:

"મારા વીરા, તું મારી સેવામાં શા માટે મરે? મરે તારા શત્રુ! હજી તો મારા મનમાં કાંઇ કાંઇ આશાઓ છે."

નાગભા કહેવા લાગ્યો: "શી આશા છે? હું રાજા થાઉં એ જોવાની આશા છે? રાજકુંવરી સાથે લગ્ન કરૂં એવી આશા છે? ભાઇને બેડીએ—"

"નહિ, નાગુ, એ છેલ્લી આશા મારા મનમાં નથી."

નાગભા માતાના બોલને તોડી પાડતો બોલ્યો: "એણે તને તુચ્છકારી છે."

"એજ મારા માટે આદર છે. એ મારો બાળક છે. બાળકના તુચ્છકાર સામું માતા જુએ?"

"એવો મોટો અને તે બાળક?"

"હા, દીકરા, પુત્ર ગમે તેવો મોટો હોય, છતાં માતાની દ્રષ્ટિમાં તો બાળક. એને જ્ઞાન ન હોય. એ ગમે તે કરે તેને લાડ સમજી માતાએ ક્ષમા કરવી જોઇએ."

નાગભા બાળક હતો. તે માતાની ભાવના ન સમજ્યો. મા દીકરો ચાલ્યાં ચાલ્યાં તે છેક સાંજ સુધી. સાંજના તેઓ ગુરૂજીના આશ્રમમાં આવ્યાં. નાગભાને જોતાંજ ગુરૂજી બહુ રાજી થયા. પણ આમ અચાનક ક્યાંથી આવ્યાં? એવો પ્રશ્ન સહેજ તેમના મુખમાંથી નીકળી ગયો.

નાગભા બોલે તે પહેલાં માતાએ કહ્યું:

"દેવ, આપને જણાવવાની કશી જરૂર નથી. આપ બધું જાણો છો."

નાગભા બોલ્યો: "હા, પ્રભુ, આપ જો ન જાણતા હો તો હું આપને જણાવું છું કે મારા ભાઇએ મને તથા મારી માતાને ઘરમાંથી રજા આપી છે."

"શા માટે?"

"હું એને ધર્મ પ્રમાણે ચાલવા કહેતો હતો તેથી"

ગુરૂજી આશ્ચર્ય ચકિત થઇ કહેવા લાગ્યા: "તું ધર્મ પ્રમાણે ચાલવા કહેતો હતો? તું શું કોઇ ધર્મગુરૂ છે કે બીજાને ધર્મ પ્રમાણે ચાલવાનો ઉપદેશ કરે?"

"નહિ, હું ગુરૂ નથી, પણ રાજા છું."

"તું રાજા છે?"

"હમણાં નથી, પછી થઇશ."

"રાજા થઇશ તેથી શું?"

"તેથી એજ કે મારે બધાંને ધર્મ પ્રમાણે ચાલવા સમજાવવાં જોઇએ. યથા રાજા તથા પ્રજા."

ગુરૂજી હસી પડયા અને નાગભાની માતાને કહેવા લાગ્યા: "માતા, આ બાળકના રોમરોમમાં ધર્મભાવનાઓ ભરી છે. મારો ઉપદેશ તેના પર રામબાણ જેવી અસર કરી ગયો છે. મને લાગે છે કે આ બાળક જરૂર પરાક્રમી થશે."

"ઇશ્વર આપનાં વચનોને સત્ય કરશે."

નાગભા કાંઇ ન બોલ્યો. રાત પડી. નાગભા અને તેની માતા આશ્રમમાં રહ્યાં. આ વાત જાલીમસિંહના જાણવામાં આવી. પણ તેણે તેની દરકાર ન કરી; તેમજ મહારાજે તેને માતા તથા નાગભાને લઇ જવા કાંઇ કહેવરાવ્યું પણ નાહ.

આમ દિવસો પર દિવસો જવા લાગ્યા. ગુરૂ મહારાજનો આશ્રમ એક દેવઆશ્રમ હતો. આજુબાજુ વનવૃક્ષોની અનુપમ ઝાડી હતી. ઘટાટોપ વૃક્ષો પર સુંદર પક્ષીગણો મધુર ગાન ગાતાં હતાં. બાજુમાં નાની પણ જળની ભરેલી તલાવડી હતી. એક બાજુ નાનો એવો બેઠા ઘાટનો બંગલો હતો. બંગલો એજ ગુરૂનો આશ્રમ. આશ્રમમાં ભાત ભાતનાં પુસ્તકો ભરી રાખ્યાં હતાં. એક તરફ મોટું મેદાન હતું. મેદાનમાં વીર બાળકોને કેળવવામાં આવતાં, અહીંઆં તલ્વારબાજી

થતી. અહીંઆં તલ્વારના દાવ ખેલાતા. વીરની પરીક્ષા થતી. કોણ વીર નીકળશે તે ગુરૂજીના આશ્રમમાંથી સમજી શકાતું. ગુરૂજી પોતેજ બાળકોને કેળવતા. શરીરને મજબુત કરવાની દરેક કસરત પોતેજ બતાવતા. તલ્વાર કેમ ફેરવવી, તે પણ પોતે પાસે રહી સમજાવતા. કોઇ સમે તો પોતે હાથમાં તલ્વાર લઇ અખાડામાં ઉતરતા અને બાળકોમાં એક પ્રકારનો ઉત્સાહ જાગૃત કરતા. ગુરૂજીની આવી ભાવનાથી દૂરદૂરના રાજકુંવરો શસ્ત્રવિદ્યા શીખવા આશ્રમમાં આવતા. તીર, તલ્વાર, ભાલા, બરછી, જમૈયા, કટાર; એ બધાને દાવપેચથી કેમ વાપરવાં તે આ આશ્રમમાં બતાવવામાં આવતું. ગુરૂજીનો આશ્રમ ન હતો, પણ શસ્ત્રશાળા હતી.

નાગબા અહીંઆં ઘણીવાર આવતો, ખેલતો, કુદતો, તલ્વારની પટાબાજી પર ધ્યાન રાખતો અને એથી તે ઘણી સારી રીતે તલ્વાર ફેરવી જાણતો; છતાં તે શસ્ત્રવિદ્યામાં કુશળ તો ન હોતો જ.

હજી ઘણાં શસ્ત્ર શીખવાનાં બાકી હતાં. અનાયાસે આ ગોગ થયો. ગોગ થતાં નાગબા શસ્ત્રવિદ્યા શીખવા લાગ્યો. રોજ તે તલ્વાર લઇ અખાડામાં આવતો, લડતો, ફાવતો, મરતો, મેદાન મારતો, ઘણી વખત તેને ગુરૂજી દાવપેચ દેખાડતા. થોડું બતાવતાં નાગબા ઝાઝુ સમજી, શીખી જતો. ગુરૂજીથી બોલી જવાતું:

“નાગબા મારી મહેનતને દીપાવશે.”

દિવસો જવા લાગ્યા. નાગબા મોટો થતો ગયો. આજે તે જુવાનીમાં આવી ગયો હતો. મોઢા પર મૂછનો દોરો જેવોતેવો આવ્યો હતો. શરીર ભરાઇ ગયું હતું. આંખમાં વીરતા ઝળકતી. મોઢું એવું મોહક હતું કે જોનારને તરતજ વશ કરે. મા તો નાગબા પર મરી પડતી. નાગબા જુવાન થયો, એની આશાઓ પણ વધતી ચાલી. જેવો કોઇ ભકત ઇશ્વરની સેવામાં તલ્લીન રહે એવો એ ગુરૂસેવામાં

લક્ષીને રહેતો. નાગભાના મનથી ગુરૂજીજ પોતાના ઇશ્વર હતા. એ ગુરૂજીને ઇશ્વરસ્વરૂપ ગણતો, ઇશ્વરસ્વરૂપ ગણીનેજ માન આપતો, ભજતો, સેવા કરતો.

માતા એજ ઉપદેશ આપતી: "દીકરા, તારા મનના મનોરથ પૂરા કરવાનું એકજ ઠેકાણું છે, અને તે ગુરૂજીનાં ચરણ!"

ગુરૂજી નાગભાને કહેતા: "નાગભા, તું માતાની સેવા કર. જો સ્વર્ગનાં દ્વાર હોય તો તે માતાનાં ચરણ છે."

નાગભા બંને ચરણની સેવા કરતો. એક ચરણમાં મનના મનોરથ હતા; બીજામાં સ્વર્ગનાં દ્વાર હતાં. નાગભા માટે બંને હતું; સોનું અને સુગંધ.

એક દિવસે રાત્રિને વખતે ગુરૂજી સમાધિ લેવાની તૈયારીમાં હતા, તેટલામાં બહારથી બે માણસો આવ્યા અને ગુરૂજીને વંદન કરી બોલ્યા:

"દેવ, જરા બહાર પધારશો?"

"કેમ?"

"વિનંતિ કરવાની છે."

"અહીંઆંજ કરોને?"

"નહિ, એ વાત ગુપ્ત છે."

ગુરૂજી નિડર હતા. કોઇથી ડરતા નહીં. તેણે માણસોનો ચહેરો જોયો, અને પછી તરતજ તેની સાથે ચાલ્યા. નાગભા જાગતો હતો. તે આ વાત સાંભળી ગયો, તે પણ ગુરૂજીની પાછળ ચાલ્યો. ગુરૂજીના કાનમાં ઝીણો પદરવ સંભળાયો; પોતે ઉભા રહ્યા, આજુબાજુ ફરીને જોયું, નાગભાને જોયો અને બોલ્યા:

"કોણ છે એ?"

નાગભા ગભરાયો. ગુરૂજી ફરીથી બોલ્યા:

"કોણ છે? જે હોય તે મારી સામે આવો."

નાગભા ગુરુની આજ્ઞા લોપી ન શક્યો. આગળ પગલાં ભરી ગુરૂજી સમક્ષ આવ્યો અને હાથ જોડીને ઉભો રહ્યો. ગુરૂજી મંદ હસ્યા અને પુછવા લાગ્યાઃ

"કેમ, નાગુ?"

નાગભાએ ઉત્તર ન આપ્યો. ગુરૂજીએ ફરી પુછ્યું:

"ક્યાં જાય છે?"

નાગભા બોલી ઉઠ્યોઃ "આપની રક્ષા કરવા."

"મારી રક્ષા શા માટે? મને કોણ મારનાર છે?"

નાગભાએ કહ્યું: "આ આવ્યા છે તે આપને..."

"મને કોઇ પણ કાંઇ કરી શકનાર નથી. તું જા. સુઇ જા."

નાગભા પાછળ હટ્યો, આવીને સુઇ ગયો, ગુરૂજી બહાર આવ્યા. બહાર આવતાં એક ધોરી બળદથી જોડેલો માફો જોયો. ગુરૂજી બોલ્યા:

"એમાં કોણ છે?"

"આપજ આવીને જુઓ."

ગુરૂજી આ શબ્દો સાંભળી માફાની પાસે ગયા, માફાના પડદા ઉંચા થયા. ગુરૂજીએ જોયું કે માફામાં એક રૂપવતી કન્યા બેઠી છે.



## પ્રકરણ ૬ ઠું.

—:o:—

## હંસાવલી.

ગુરૂજીએ કન્યાને જોઇ, ઓળખી અને કહ્યું: "કોણ, બેટા હંસાવલી?"

બાફામાં બેઠેલી કન્યાનું નામ હંસાવલી હતું. હંસાએ હંસ સમાન ડોક હલાવી કહ્યું:

"હા."

"અત્યારે?"

"હા દેવ."

"કેમ બધાં કુશળ તો છે ને?"

"બધાં કુશળ છે."

"તું શા નિમિત્તે આવી છે?"

"મારી ઇચ્છા શસ્ત્રવિદ્યા શિખવાની છે."

ગુરૂજી હંસાના શબ્દોથી ચકિત થયા, બહુજ વ્હાલથી બોલ્યા: "બેટા, તું શસ્ત્રવિદ્યા શિખવા માગે છે?"

"હા, પ્રભુ."

"તને શસ્ત્રવિદ્યા શિખવાની શી જરૂર છે?"

"એ આપ પુછો છો? દેવ, હું ક્ષત્રિય કન્યા છું. મારા માટે શસ્ત્રવિદ્યા નહિ, તો બીજું શું હોય?"

"પણ તને એની જરૂર શી છે? તારા પિતા જેવા તેવા નથી. એની વીરહાક આખા દેશમાં વાગે છે. એની સામે મસ્તક ઉપાડવાની કોઇની શક્તિ નથી."

"એ આપની કૃપા છે, પણ થોડા સમય થયાં એક ઘટના એવી બની રહી છે કે મારે શસ્ત્રવિદ્યા શિખવીજ જોઇએ."

"એવી ઘટના શી બની છે?"

"આપ વીરમદેવને તો જાણો છો."

"હા, વીરમદેવ વીર છે."

"આપને એનો અનુભવ છે?"

"અનુભવ તો નથી."

"ત્યારે પછી આપ એને વીર શાથી માનો છો?"

ગુરૂજી બોલતાં અટકી ગયા; પળ બે પળ પછી ગુરૂજીએ કહ્યું:

"કુંવરી, તારે જે કાંઈ જણાવવું હોય તે મારા આશ્રમમાં આવીને જણાવ. રસ્તા વચ્ચે ક્યાં સુધી ઉભી રહીશ?"

કુંવરી કહેવા લાગી: "દેવ, હું આપની પાસે એક વચન માગું છું."

"શું?"

"આપશો?"

"પણ શાનું?"

"આમ આકુળવ્યાકુળ શા માટે થાવ છો? હું આપને ચિંતામાં મુકવાની નથી."

ગુરૂજી મંદ હાસ્ય કરી બોલ્યા: "મને ચિંતા જેવું હોય જ નહિ. હું તને વચન આપું છું કે તું જે વાત કરશે તેનો હું સંતોષકારક પ્રબંધ કરીશ."

કુંવરી રાજી થઈ, બધા અનુચરોને પોતાની પાસેથી દૂર કર્યા અને ગુરૂજીના કાનમાં કહ્યુઃ "આજથી આઠ દિવસ પછી હું અહીંઆં આવીશ, ખેડુતની છોકરીના વેશમાં રહીશ, પણ મારો વેશ તમે ખુલ્લો ન કરશો."

"ખેડુતની છોકરીનો વેશ લેવાનું કારણ?"

"કારણ ઘણાં છે; આવીશ ત્યારે જણાવીશ."

એટલું બોલી રાજકુંવરી વિદાય થઇ. ગુરૂજી આશ્રમમાં આવ્યા. બરાબર આઠ દિવસે રાજકુંવરી આશ્રમમાં આવી. તેનો પોશાક બહુજ વિચિત્ર હતો. શરીરે જાડો ગજીનો સાડલો, એવોજ જાડો ઘાઘરો, ઘાઘરામાં ખેડુત સ્ત્રીના હાથે ભરેલાં ભરતકામ, રેશમી નાડી, નાડીનાં સુંદર ફુમકાં, કીનખાબનું કાપડું, બેઉ બાવડાં પર ઉઠાઉ બુટા, સ્તન પર પણ બુટા, હૈયા પર મોર, આંખમાં કાજળ, એ બધાંથી ઉભરાતું યૌવન કાંઇ અજબ લાગતું. અને હંસા કોઇ વિચિત્ર છોકરી લાગતી, છતાં એનું યૌવન છુપાતું નહિ. યૌવન કોઇ એવી મદિરા છે, પછી તે ગમે તે પોશાકમાં હોય, માણસને તે પરવશ કરી નાખે છે. હંસા પણ પરવશ કરે એવી જ હતી.

હંસા આવીને આશ્રમમાં રહી. થોડાજ દિવસમાં તે તલ્વાર ફેરવવામાં કુશળ થઈ. ઘણા ક્ષત્રિય કુમારો હંસા પર મુગ્ધ થયા. ઘણા હૈયાસુના થઇ ગયા. નાગભા હંસાવલી તરફ જોતો પણ નહિ. હંસા જે જે યુવક સાથે શસ્ત્ર ફેરવવા આવતી, તે તે યુવક પોતાને સદ્ભાગી સમજતો. તલ્વાર ફેરવવા જતાં નયન ફરી જતાં; હાથની તલ્વાર હેઠે પડતી, હંસા હર્ષથી ખડખડાટ કરતી.

ગુરૂજીના મનમાં હંસાવલીએ અધુરી મુકેલી વાત જાણવાની ઘણીજ જીજ્ઞાસા હતી. હંસાવલીનો પિતા ભગવંત અલકાપુરીનો અધિરાજ હતો. રાજ ઘણુંજ મોટું હતું. મહારાજનો તે શિષ્ય હતો. દર વર્ષે સારામાં સારૂં વર્ષાસન મોકલતો, પોતે પણ આવતો, ચરણમાં હજારો રૂપીઆ ધરતો, આશીષ લેતો. એનીજ સહાયથી ગુરૂજી આશ્રમ નિર્વિઘ્ને ચલાવતા.

થોડાક દિવસ ગયા પછી ગુરૂજીએ હંસાને એકાંતમાં બોલાવી અને પુછ્યું: "બેટા, વીરમદેવનો ખુલાસો તેં અધુરો રાખ્યો છે; આજે પૂરો કર."

"તમે એ વાત જાણવાજ માગો છો?"

"હા, કારણ કે વીરમદેવ મારા હાથથી શસ્ત્રવિદ્યા શિખ્યો છે; હું માનું છું કે તે વીર છે."

"માનવું અને અનુભવવું એમાં ફેર નથી?"

ગુરૂજીએ કહ્યું: "ફેર છે, માટેજ કહું છું કે મને ખુલાસો કરી સમજાવ, વીરમદેવમાં શું નથી?"

"વીરતા."

"વીરતા નથી? એનું પ્રમાણ?"

"પ્રમાણ શું આપું?"

"પ્રમાણ વગરની વાત સાચી મનાય?"

"મારા પર વિશ્વાસ નથી?"

"પ્રમાણથી માનવું અને વિશ્વાસથી માનવું એમાં શું ફેર નથી? બેટા, તું મને કહે. જો કે મારો તારા પર અચળ વિશ્વાસ છે, છતાં વીરમદેવની વાત મારે અવશ્ય જાણવી છે."

"આપ જાણો છો કે હું ને વીરમદેવ સાથે રમ્યાં છીએ."

ગુરૂજીએ ઉત્તર આપ્યો: "હા, એની મને ખબર છે."

"બચપણમાં વીરમદેવ મને શું કહેતો?"

"બેન."

"અને હવે તે ફરી જાય છે."

"એટલે?"

"તે મારા હાથની માગણી કરે છે, મને વરવા ચાહે છે. દેવ, જેણે આ બાળાને બેન કહી હોય, પછી તેની સાથે લગ્ન કરવાનો વિચાર કરે તે શું વીર કહેવાય?"

"શું તું આ ખરૂં કહે છે?"

"ખરૂંજ."

"હું વીરમદેવને સમજાવીશ."

"તમે શું સમજાવશો ? તમારૂં સમજાવ્યું વ્યર્થ જશે. તમારૂં માન નહિ રહે."

"મારૂં માન નહિ રહે?"

"ના."

"કેમ નહિ રહે? એ તો મને પૂજ્ય માને છે."

"નહિ રહેવાનું એક જ કારણ છે અને તે એજ કે તે વીર નથી, જો વીર હોત તો એન કહેલી બાળાનો હાથ ધરવા ન આવત. આપને પૂજ્ય ગણતો હશે, પણ પળ બે પળમાં તે ફરી જશે. એની જીભ નથી, ખાલી ચામડાંનો ટુકડો છે, બેઉ બાજુ ફરે છે. ઘડીમાં કાંઇ બોલે છે; ઘડીમાં કાંઇ."

"ઠીક, પણ એ વાતની સાથે તારે શસ્ત્રવિદ્યા શિખવાને શું લાગે વળગે?"

"એ ભવિષ્યમાં ઉપદ્રવ કરશે. આપ જાણો છો કે મારા પિતા પુત્રહીન છે."

"પુત્રહીન છે તેથી શું ? એની વીરતા માટે સહુને માન છે. કોઇ તેથી અજાણ્યું નથી. ભગવંતસિંહની સામે થનારો કાળના મુખમાં જશે."

"એ હું માનું છું."

"પછી ?"

"પણ સંગ્રામનો સમય તો જરૂર આવશે."

"શું લડાઈ થશે?"

"અવસ્ય."

"તું લડાઈમાં જશે?"

"હા. એટલા જ માટે હું શસ્ત્રવિદ્યા શિખવા આવી છું. હું એ બતાવવા માગું છું કે વીરમદેવમાં એક વીરાંગના જેટલી પણ વીરતા નથી. તે શું જોઇ મને પરવા આવે છે?"

"તું વીરમદેવને હરાવશે?"

"કેમ આપને શંકા થાય છે?"

"હા."

"શાથી?"

"વીરમદેવ મારો શિષ્ય છે; કુશળ ખેલાડી છે."

"હું કુશળ નહિ થાઉં?"

"થશે, પણ તું સ્ત્રી છે."

"વીરમદેવ કરતાં હું સારી નથી?"

"એ પુરૂષ; તું સ્ત્રી."

"પુરૂષ પણ સ્ત્રીની જ કુંખે જન્મેલા છે. વીરમદેવ પણ સ્ત્રીની કુંખે જન્મ્યો છે."

ગુરૂજીની આંખ ઉંચી થઇ, ભ્રકુટી ચડી, ક્રોધ આવ્યો. કુંવરી મર્યાદા મૂકીને બોલતી હતી. આથી ગુરૂજીને ગુસ્સો આવ્યો. ગુસ્સામાં તેણે કહ્યું:

"હંસા, એ મારો શિષ્ય છે."

ગુરૂજીનાં ભવાં જોતાં હંસા જરા ઢીલી થઇ, પણ બીજીજ ક્ષણે બોલી:

"જાણું છું, પ્રભુ, પણ એ શિષ્ય આપના નામને કલંક લગાડનારો છે; એના કરતાં મારા જેવી સ્ત્રી સારી છે."

ગુરૂજીએ કહ્યું: "પહેલાં તું શું બોલી?"

"વેદવાક્ય."

"એટલે?"

"સ્ત્રીની મહત્તા જે હતી, તે હું બોલી છું. આપ શા માટે ક્રોધ કરો છો? આપના ક્રોધ કરવાથી સ્ત્રીની મહત્તા કાંઇ થોડીજ ઓછી થવાની છે?"

"તું મારા સામે જ્ઞાનની વાતો કરે છે? તને વિચાર થાય છે કે નહિ? શું આનું નામ મર્યાદા છે?"

"દેવ, ક્ષમા કરો. પણ આપ નિરંતર શાન્ત ચિત્ત રાખનાર આજે આમ ઉગ્ર શા માટે થાવ છો? હું સમજી, દેવ, આપ એક કાયરનો પક્ષ કરો છે. એ પક્ષમાં ન્યાય નથી. ન્યાય ન હોવાથી આપને ક્રોધ ચડે છે, દેવ, આપ હર વખત નથા બોલતા?"

"શું"

"સ્રીની મહત્તા. સીતારામ, રાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ: એ બધાં નામમાં પ્રથમ સ્ત્રી છે, અને એ શાથી? એવો પ્રશ્ન મેં આપને ઘણી વખત કરેલો. આપે એના સમાધાનમાં મને સમજાવ્યું છે કે સ્ત્રીની મહત્તા ઘણીજ છે; અને એથીજ એ સ્રીનાં નામ પુરૂષની પ્રથમ લેવાય છે."

ગુરૂજી શાંત થયા અને હંસાને કહ્યું:

"બેન, તું અત્યારે મારી સામેથી જા. કારણ કે મારી પ્રકૃતિ મને દુષિત લાગે છે. બીજી વખતે આપણે આ વાતનો નિર્ણય કરશું"

હંસા ગુરૂજી પાસેથી ઉઠીને ચાલી ગઈ. ગુરૂજી વિચારમાં પડયા કે: આ શું? મારા જેવો જ્ઞાની માણસ આજે આ છોકરીની સાથે વાદ વિવાદમાં ન ફાવ્યો. કારણ શું? ઘણા તરંગો ઘડયા, ઘણા વિચારો દોડાવ્યા. છેવટે એક વાત સિદ્ધ થઈ કે આજે મારાથી ન થવાનું થયું. અવશ્ય કાંઇ એવો બનાવ મારા હાથે બનવાનો છે; એનીજ આ આગાહી છે. જ્યારે અનિષ્ટ થવાનું હોય છે, ત્યારે બુધ્ધિમાં ફેરફાર થાય છે. વિનાશ કાળે વિપરિત બુધ્ધિ

ગુરૂજી આંખ મીંચી ગયા; સમય પણ આંખ મીંચીને ચાલતો થયો.

ગુરૂજીના આશ્રમમાં દરેક યુવકના હાથમાં એકેક કાર્ય હતું. કોઇ લાકડાં લાવતા, કોઇ પાણી ભરતા, કોઇ બગીચામાં જળસીંચન કરતા, કોઇ ફુલ વીણતા, કોઇ માળા બનાવતા, કોઇ ગુરૂજીની સેવા કરતા, કોઇ પઠનપાઠનના વિષય લેતા. ક્રમાનુસાર સહુને ગુરૂના આશ્રમમાં કામ કરવું પડતું. હંસાવલી અને નાગભાની માતા પણ કામકાજ કરતાં.

નાગભાની માતા વૃદ્ધ હતી, તેથી તેનો ઘણોખરો સમય તો ભાકત ભાવમાંજ જતો. હંસાના આવવા પછી નાગભાની માતા કાંઇ કામ કાજ ન કરતી. હંસા સાથે તેનું ચિત્ત પરોવાઇ ગયું હતું. આશ્રમમાં કોઇને ખબર ન હતી કે હંસાવલી કોણ છે, કોની કન્યા છે. બધાં એમજ જાણતાં કે હંસાવલી કોઇ ખેડુતની બાળા છે; પણ નાગભાના માતા આ વાત ન માનતી. એ મનમાં વિચાર કરતી કે આ બાળા કોઇ વીર રમણી છે.

એક દિવસ નાગભાની માતાને હંસાવલી સાથે વાતચીત કરવાનો સારો પ્રસંગ મળ્યો. આશ્રમમા કોઇ ન હતું. જે હતાં તે પોતપોતાનાં કામે ગયા હતાં. માત્ર નાગભાની મા, હંસા અને જ્યાં ત્યાં ફરતાંહરતાં નિર્દોષ આશ્રમનાં પશુગણો હતા.

નાગભાની માતા અને હંસા બેઠાં હતાં. નાગભાની માતાએ પુછ્યું:

"બેન, તુ ઢુંઢવા જાય છે કે નહિ?"

હંસાવલી ન સમજી કે 'ઢુંઢવું' એટલે શું; આથી તેણે સામો પ્રશ્ન કર્યો:

"માજી, ઢુંઢવું એટલે શું ?"

"તને ખબર નથી?"

"ના."

"તું કયારેક ભાત લઇને ખેતર ગઈ છે."

"ગઈ છું."

"કેટલી વખત?"

"મોસમમાં રોજ."

"શું ભાત લઇ જાતી?"

"બાજરાનો રોટલો અને દંહી."

"બેન, તું ખેડુતની દીકરી નથી."

આ સાંભળી હંસાવલી ચમકી, એક નજરથી નાગભાની માતા સામું જોઇ રહી અને આશ્ચર્યથી કહેવા લાગી:

"તમે કેમ જાણ્યું હું ખેડુતની છોકરી નથી ?"

"તારામાં ખેડુતના આચાર નથી. બેન, તું તલ્વારબાજી શિખવા આવી છે. ખેડુતની બાળકીને તલ્વાર શિખવાની શી જરૂર? એને તો ખેતી સાથે કામ."

"તો શું હું ખેતીનું કામ નથી જાણતી?"

"ના."

"આ તમે શું કહો છો?"

"હું શું કહું? તારી વાણી કહે છે. જે ખેડુતની દીકરી હોય, રાતદિવસ ખેતરમાં રહેતી હોય તેને દુંઢવું શું એ પણ ખબર ન હોય? ભાત લઇ જાવા શી શી વસ્તુની જરૂર પડે એ પણ ધ્યાનમાં ન હોય? બેન, ભાતમાં બાજરાનો રોટલો ને દહીં ન હોય, પણ છાશ હોય. છાશ નહિ તો દુધ હોય, પણ દહીં તો જવલ્લેજ હોય. ભાતમાં છાશ પહેલી. છાશ વગરનું ભાત કયારેક હોય! આથી સ્પષ્ટ થાય છે કે તું ખેડુતની નહિ, પણ કોઇ ક્ષત્રિયની બાળા છે. તારાં નયન, રૂપનો પ્રકાશ વીરતાનો વેગ, બોલવાની શકિત, હિંમત, એ બધું ખેડુતનું નથી, પણ ક્ષત્રિયનું છે.

"તમારૂં અનુમાન સત્ય નથી!"

"તું કહે તેથી, બેન, તું ગમે તે હો, પણ એટલું અવશ્ય માનજે કે હું તને જાણી ગઈ છું. તું ખેડુત તો નથીજ, છે તો વીરબાળા. કારણ કે મારૂં લોહી પણ રજપુતનું છે. રજપુત લોહી રજપુત લોહીને ન ઓળખે; એ શું બનવા જોગ છે?"

"માતા, તમે મને ઓળખી ગયાં છો, તમારી વાત ખરી છે; પણ મારો ભેદ ખુલ્લો કરી હું ખુલ્લી થવા નથી માગતી. મારા આ વેશમાં આખી રાજધાનીનો પ્રશ્ન છે. જો આ વાત જાહેર થશે તો આખા રાજને ભારે નુકસાન થશે."

"તું નિશ્ચિત રહે, મારી પાસેથી તારા ભેદની વાત જવાની નથી. રજપુત સ્ત્રી પ્રાણ આપે છે, દગો નથી આપતી."

"હું વધારે કાંઇ નથી માગતી."

એટલી વાતચીત થતાં નાગભા ત્યાં આવ્યો. હંસાને જોતાં તેનાં નયન ઠરી પડયાં. હંસા ત્યાંથી ચાલી ગઇ. નાગભાની માતા વિચાર કરવા લાગી: "આ બાળાના આવા વેશનો ભેદ શો હશે?"

## પ્રકરણ ૭ મું.



### એંધાણ.

——:o:——

હંસાવલી નાગભાની માતા પાસે પકડાઇ ગઇ. હંસાએ વેશ ધારણ કર્યો હતો, પણ તેમાં તે કાચી ઉતરી. ખેડુતની છોકરીનો વેશ તેનાથ બરાબર ભજવી શકાયો નહિ. પોતે પકડાઇ ગઇ, છતાં એના મનમ ચિંતા જેવું કાંઇ ન થયું. એ તો પોતાની મસ્તીમાં મસ્ત રહી.

ગુરૂના આશ્રમનો એવો નિયમ હતો કે દર માસે કેળવણી લેનાર બાળકોમાં યુધ્ધ થતું, પરસ્પર લડાઇ થતી. જે વિજય મેળવે તેને ગુરૂ તરફથી સુવર્ણ પદક સાથે વીર, બળવીર, વીરકેસરી, એવી ઉપાધિ પ મળતી. આમ થવાનું કારણ એ હતું કે એથી બાળકોમાં ઉત્સાહ આવે તેઓ પોતાનાં કાર્યોમાં હંમેશાં ચિત્ત લગાડે, શસ્ત્રવિદ્યા શીખે અ જ્યારે સમય આવે ત્યારે પોતે શત્રુદળમાં કેસરી થઇને કુદે.

હંસાવલીના આવવા પછી આવા અખાડા ઘણા થયા હતા. ઘણ અખાડામાં બાળકોએ પોતાનું બાહુબળ બતાવ્યું હતું. નાગભા પ આ અખાડામાં ઉતરી ચુકયો હતો. એને રણશૂરની ઉપાધિ મળી હત એ પદકને દીપાવવા જેટલો નાગભા અવશ્ય લાયક હતો. એ રણશ શૂરો નહિ પણ સ્તંભ સમાન હતો, મેરૂ પર્વત સમાન હતો. એન મનના મનોરથ એવા હતા કે જે સાંભળતાંજ સાંભળનારને શૌર્ય ચઢે

આજે અખાડાની વાતો થતી હતી. આઠ દિવસ પછી માસ પૂર થવાનો હોવાથી આજથી આશ્રમનાં બાળકો તૈયારી કરતાં હતાં. લડા ઇમાં મેદાન મારવાની સહુને મમતા હતી. હંસાવલી પણ એજ હોંશમ હતી કે પોતે પણ કાંઇ કરી બતાવે. દિવસ નજીક આવતા ગય

બાળકોના મનમાં અખાડાનો મદ ચડવા લાગ્યો. તેઓ મદીલા બન્યા. રાતદિવસ તેઓ મદમસ્ત રહેતા. મસ્તીનું ફળ આવતી કાલે હતું.

આજની રાત બધાને માટે ઉજાગરાની હતી. નાગભા પણ મસ્ત ગજરાજ બન્યો હતો. રાતના ગુરૂ મહારાજે બધાં બાળકોને પાસે બોલાવ્યાં અને આજ્ઞા કરી:

"તમે જાણો છો, તમારે સવારે કોનાથી લડવાનું છે?"

બધાં બાળકો સામસામું જોવા લાગ્યાં. કોઈ પણ ગુરૂજીના બોલવાનો અર્થ પામી શકયાં નહિ. ગુરૂજીએ ફરી કહ્યું: "કાલનું યુદ્ધ પરસ્પરમાં નથી."

બાળકોમાંથી અવાજ આવ્યો: "ત્યારે?"

"કાલનું યુદ્ધ જુદીજ રીતે થવાનું છે. આપણા આશ્રમમાં આ ખેડુતની કન્યા આવી છે, તે તમે બધા જાણો છો. તમે બધા એક પછી એક કાલે એની સાથે લડો.

"ખેડુતની કન્યા સાથે?"

"હા."

બધા યુવકોનાં મોઢાં લેવાઈ ગયાં. બધાને વીરનર હોવાનો ફાંકો હતો. આથી એ બધા ખેડુતકન્યા સાથે લડતાં શરમાતા હતા, પણ ગુરુજીની આજ્ઞાનો ભંગ કરવાનું કોઈનામાં સામર્થ્ય ન હતું; એટલે વાત વધારે ન ચાલી. બધાં બાળકોએ ગુરુજીની આજ્ઞાને મસ્તકનો મુગટ બનાવી માન આપ્યું.

હંસાવલી ફુલી સમાતી ન હતી. ગુરૂજી જાણતા હતા કે હંસા કુશળ થઈ છે, શસ્ત્રમાં એના જેવી નિપુણતા બીજામાં નથી. અને એ નિપુણતા પ્રકટ કરવા ગુરૂ મહારાજે આ પ્રસંગ ગોઠવ્યો હતો. હંસાવલી હદથી વધારે હર્ષમાં હતી. આવતી કાલનો સૂર્ય એના માટે નવીનજ કિરણ લઈ આવવાનો હતો. બધા બળવીરનાં પોતે પાણી માપવાની હતી. આ કારણથી એનો આનંદ તો અમાસના વાયુ સમાન વધતો હતો.

બધાં બાળકોનો ઉત્સાહ શબવત્ થયો. વીરનર એક ખેડુતની બાળકીથી લડે એમાં કીર્તિ શી? એની સાથે લડવાથી ફળપ્રાપ્તિ શી હતી? જીત મેળવવાથી કાંઈ નામના થવાની હતી? અને જો હાર થાય તો હંમેશને માટે કાળી ટીલી.

બધાં બાળકો પરસ્પરમાં વાદવિવાદ કરતાં, પણ કોઇનાથી આ વાત ગુરૂજી આગળ પ્રકટ કરી શકાતી ન હતી, બધાજ હામ વગરના હતા. કોઈનામાં એ પાણી ન હતું કે જઇને ગુરૂજી પાસે આ વાત કરી પોતાનો બચાવ કરે. જ્યારે નાગભાએ જોયું કે મારા સાથીદારો ગુરૂજી પાસે જવાને તૈયાર નથી, ત્યારે પોતે ઉઠયો, માતા પાસે આવ્યો, અને આવીને પ્રથમ માને નમ્યો. માએ મસ્તક પર હાથ ફેરવ્યો અને પુછ્યું:

"નાગુ, બેટા શું છે?"

"મા, હું તારી આજ્ઞા લેવા આવ્યો છું"

"શી?"

"ગુરૂજીની આજ્ઞાનો ભંગ કરવા મારો વિચાર છે."

"ગુરૂજીની આજ્ઞાનો ભંગ? બેટા એ ગુરૂજી નથી; પ્રત્યક્ષ પ્રભુ છે. એમની આજ્ઞાનો ભંગ કેમ કરી શકાય?"

"તું એને પ્રભુ માને છે?"

"હા."

"ભલે, પણ મારાથી એમની આજ્ઞા પાળી શકાય તેમ નથી. હું જઇ મહારાજને કહીશ."

"શું કહીશ?"

"એજ કે, એક ખેડુતની બાળા સાથે હું નહિ લડું. મારૂં વીરત્વ એક સ્રીની સામે નહિ બતાવું. મારાં હથિયાર બાહુબલીનો ગર્વ ઉતારવા માટે છે; સ્રી સામે ઉપાડવાને નથી. મારાથી સ્રી સામે હથિયાર નહિજ ઉપડે."

નાગભાની માતા સમજી ગઇ. પ્રથમ તો પોતાના મનમાં હંસાનો ભેદ ખોલવા ઇચ્છા થઇ, પણ તરતજ તેણે એ ઇચ્છા ફેરવી નાખી અને કહેવા લાગી:

"તો શું કાલનો અખાડો બાળકો માટે નથી?"

"ના, કાલના અખાડામાં બધાં બાળકોએ મળી પેલી ખેડુતકન્યા સાથે લડવાનું છે, પણ હું તો નહિ લડું."

નાગભાની માતા વિચાર કરવા લાગી: શું એક ક્ષત્રિયાણી આ બધાં બાળકોને નીચાં નમાવશે? તેનું પાણી લેશે? એ વિજયવતી થઇને જશે? જો એમજ થાય, તો મારા પુત્રની વીરતા શા કામની?

આ વિચાર આવવા સાથે તે ગુરૂજીના શબ્દોનું ઉલ્લંઘન કરવાની સલાહ ન આપી શકી. નાગભાએ એટલી વાતચીત કરી અને ગુરૂજીના આસન પાસે આવ્યો. ગુરૂજીના આસન પાસે હમણાં કોઇ ન હતું, આથી નાગભાની હિંમતમાં વધારો થયો. નાગભા આવ્યો, ગુરૂજીના ચરણમાં બેસી ગયો.

ગુરુજીનાં ચરણનો સ્પર્શ કરી બોલવું કે નહિ એ વિચારની લડાઇમાં પડયો. ગુરૂજી સમજી તો ગયા કે નાગભા કંઇ બોલવા માગે છે; પણ તેનાથી બોલાતું નથી; આથી પોતે નાગભાની પીઠને પંપાળતા પુછવા લાગ્યા:

"બેટા, શું છે? શું માગે છે?"

"અપરાધની ક્ષમા."

"તેં શો અપરાધ કર્યો છે? અપરાધ કર્યા વગર ક્ષમા કેમ આપી શકાય? તેમાં પણ અપરાધના પ્રકાર હોય છે. કેટલાક અપરાધ માટે શિક્ષા આપવી પડે છે. તારો અપરાધ શિક્ષા આપવા જેવો હશે તો?"

"તો મને શિક્ષા આપજો."

"તો પછી આ બધી વાતોની શી જરૂર છે? તું અપરાધ કહે; હું ક્ષમા અથવા તો શિક્ષા; જે મને યોગ્ય લાગશે તે આપીશ."

"ભલે દેવ, સાંભળો મારો અપરાધ; કરો ન્યાય, ક્ષમા આપો કે શિક્ષા. પ્રભુ, આવતી કાલે હું અખાડામાં ઉતરનાર નથી."

"કારણ?"

"કારણ કે કાલનો અખાડો સ્ત્રી સાથે છે; પુરૂષ સાથે નથી. સ્ત્રી સામે અખાડામાં ઉતરવું એ હું મારા માટે અપકીર્તિ સમાન ગણું છું."

ગુરૂજીની આંખમાં તેજ ચમક્યું. નાગભા નીચું જોઇ ગયો. ગુરૂજી બોલ્યા:

"નાગભા, તારામાં ગર્વ આવ્યો છે."

"આપ મારા બચાવને ગર્વ કહો છો? મારો ગર્વ નથી. ગમે તેવી કુશળ છતાં સ્ત્રી તે સ્ત્રી, પુરૂષ તે પુરુષ. પુરૂષ ગમે તેવો નબળો હોય છતાં સ્ત્રી સાથે લડવામાં તેની શોભા નથી, કીર્તિ નથી, નામ નથી. સ્ત્રી પર વિજય મેળવ્યો તો પણ તે ન મેળવ્યા સમાનજ છે."

"આ તારો ગર્વ નથી?"

"નહિ, મારો સ્વભાવ છે. હું પુરૂષ છું; પુરૂષને તે વાસ્તવિક છે. મારા વાસ્તવિક સ્વભાવને આપ ગર્વ કહો તો ભલે કહો; આપ પ્રભુ છો."

"તું ન્યાયસર બોલે છે?"

"હા."

"પછી આમાં તારો અપરાધ શો છે?"

"આપ જાણવા છતાં મને પુછો છો. આપની આજ્ઞા છે કે, બધા યુવકોએ સવારે બેકુતકન્યા સાથે અખાડામાં ઉતરવું, લડવું. હું આપની આજ્ઞાનો અનાદર કરું છું. આવો અનાદર એ શું મારો અપરાધ નથી?"

ગુરૂજી હસી પડયા. નાગભાના બને ગાલ પર આસ્તેથી તમાચા મારી બોલ્યા:

"વત્સ તારો અપરાધ તો છે."

"પછી આપની શી ઇચ્છા છે? મારા અપરાધ માટે આપ શું કરવા માગો છો? ક્ષમા કે શિક્ષા?"

"તારી શી ઇચ્છા છે?"

"અપરાધીની ઇચ્છા તો ક્ષમાનીજ હોય, પણ આપને મારો અપરાધ ક્ષમા કરવા યોગ્ય ન લાગતો હોય તો મને શિક્ષા કરો. હું શિક્ષા સહન કરવા તૈયાર છું."

"હું શિક્ષા કરૂં?"

"હા."

"મારી પહેલી શિક્ષા તો એ છે કે તારે કાલે અખાડામાં ઉતરવું અને ખેડુતની કન્યા સાથે લડવું."

નાગભાના શરીરની ગરમીજ ઉડી ગઇ. તે બોલ્યો:

"પ્રભુ, આ શિક્ષા અસહ્ય છે."

"બીજી કરૂં?"

"હા."

"બીજી શિક્ષા એ કરૂં છું કે કાલે તું અખાડામાં ઉતરતોજ ના."

નાગભા રાજી થયો. ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થઇ. તે કહેવા લાગ્યો:

"ગુરુદેવ, આપનો ઉપકાર થયો."

"હા. પણ સાંભળ, મેં તને આજ્ઞા કરી તે તારા ધ્યાનમાં રહી ને?"

ગુરૂજીએ એક નજર નાગભાના શરીર પર ફેરવી લીધી. નાગભા આનંદના આવેશમાં હતો. આનંદમાં તે કહેવા લાગ્યો:

"પ્રભુ, હું આપની આજ્ઞા પાળીશ."

"અત્યારે પાળે છે એવીજ રીતે કે?"

"નહિ, મારા પ્રાણુને માટે."

"ગાંડા, પ્રાણુની વાત રહેવા દે. તારા પ્રાણુની હિંમત જેવી તેવી નથી, તારે હજી વીરહાક વગાડવાની છે. અત્યારથીજ જો પ્રાણુ પર દ્યૂત રમીશ તો બાજી જીતાશે નહિ. જા આરામ લે, મારી આજ્ઞા ધ્યાનમાં રાખજે, વિસરતો નહિ."

નાગભા ગયો, પણુ તેના પગમાં ચેતન ન હતું. નાગભાની માતા પાછળ રહીને આ વાત સાંભળતી હતી નાગભા ગુરૂજી પાસેથી છુટયો ત્યાર પહેલાં માતા આસન પર આવી ચુકી હતી. નાગભા માતા પાસે આવ્યો. માતા અજાણુ બની કાંઇ પણુ ન જાણુતી હોય તેમ પુછવા લાગી:

"નાગુ, શું થયું?"

"મારો વિજય."

"ગુરૂજીની આજ્ઞા ભંગ કરી એનું નામ વિજય કહેવાય?"

"મેં આજ્ઞા ભંગ કરી છે તેની શિક્ષા પણુ સાથે લાવ્યો છું. પછી મારો વિજય કહેવાય કે નહિ."

"તને શી શિક્ષા થઇ?"

"મારે કાલે અખાડામાં ન ઉતરવું તે. હું તો એ માગતો હતો કે કાલે હું લડાઇમાં ન ઉતરૂં. ગુરૂજીએ એજ આજ્ઞા કરી."

માતા ગુરૂજીની કુશળતાને ધન્યવાદ દેવા લાગી. પોતે નાગભાને ઉદ્દેશીને બોલી:

"બેટા, હવે તો તને સંતોષ થયો ને?"

નાગભાએ હસીને હા કહી. રાતની આ વાત રાતના ગર્ભમાં છુપાઇ ગઇ. જાણુનારે જાણી. ન જાણુનારને તેની પરવા ન હતી. હંસાવલી મનમાં અનેક ભાવનાના કિલ્લા ચણુવા લાગી. કિલ્લા ચણુતી; પાછા તોડી નાખી માટીમાં મેળવતી. સવારમાં શું કરવું એના અસંખ્ય વિચારો આવીને વિરમી ગયા.

જે બાળકોને હંસાવલી સાથે લડવાનું હતું તેઓ તો એમજ સમજીને બેઠાં હતાં કે 'આજે તો તૈયાર થવાની કશી જરૂર નથી. એક સ્ત્રીને જીતવી એમાં શું?' એઓ નહોતાં જાણતાં કે સંસાર જીતાય પણ સ્ત્રી જીતાતી નથી.

સવાર પડી. બધાં બાળકો સૂર્યની પહેલાં જાગ્યાં. આશ્રમની બાજુમાં તળાવડી હતી. જળથી તે છલકાતી. બાળકો તળાવડીમાં નાહ્યાં. તર્યાં, અંગને કસરત આપવા ઉંડા જળમાં રમત રમવા લાગ્યાં. બાળકોની રમત જોવા સૂર્ય બહાર નીકળ્યો. બાળકોના મુખ પર કિરણોનો વરસાદ વરસ્યો. સૂર્યનાં સુવર્ણ કિરણોથી જળાશયનું જળ સુવર્ણ થઇ ગયું. ઉડતી લહેરોમાં અવનવા રંગ પૂરાવા લાગ્યા. બાળકો ડુબકી મારી બહાર નીકળતાં. પાણી ખખડીને પાછું જતું, અને પછી મસ્તકના વાળમાંથી મોતી ટપકતાં. એ મોતીમાં સૂર્ય સુવર્ણ રંગ પુરતો, કળા અલૌકિક થઇ જતી. નાગભા નહાવામાં બહાદુર હતો.

નહિ, નાગભા બધી વાતે બહાદુર હતો. એનાં અંગેઅંગમાં માત્ર બહાદુરીજ ભરી હતી. નાગભા નાહીને બહાર આવ્યો. સામે ખેડુતની બાળા મળી. આંખ સાથે આંખ ખેંચાણી. આજે પ્રથમ ખેંચાણ થયું. એ ખેંચાણ કોણ જાણે શું હતું કે નાગભાને ફરીફરી એ આંખ જોવા જીજ્ઞાસા થઇ. ફરીફરી તે ખેડુતકન્યાને જોવા લાગ્યો. પળ બે પળમાં તો પાંચપચાસ વાર હંસાની આંખ સાથે આંખ લડાવી, છતાં તૃપ્તિ ન થઇ તે નજ થઇ. હંસાવલી ગર્વથી હસી, હસીને ચાલી ગઇ; નાગભા તરફ ભ્રૂભંગનુ એક તીર ફેંકીને. નાગભા તલસતો રહી ગયો.

હંસાવલીને ગર્વ હતો કે આજે રણસંગ્રામ મારા હાથમાં છે, વીરનરનાં પાણી મારી તલ્વાર માપશે, બાહુબળીનાં બળની કસોટી એક બાળા કરશે, શૂરવીરની શૂરતાનું માપ આજે મારા હાથમાં છે.

અખાડાનો સમય ચઢતા પહોરે હતો. સૂર્ય મધ્ય આકાશે આવતાં અખાડો પૂરો થવાનો હતો. આથી સહુ બાળકો શસ્ત્રબદ્ધ થઇ ગુરૂજીની આજ્ઞા માટે આતુરતાથી બેઠા હતા. સૂર્ય થોડો ચઢયો અને આશ્રમમાં નોબત થઇ. ધન, ધન, ધણુણુણુ ધન અવાજ વીર બાળકોના કાનમાં આવ્યો. બધા બાળકો અખાડાનાં મેદાનમાં આવ્યા. આ તરફથી હંસા પણ આવી, જાણે પ્રચંડ વેશધારી મહાશક્તિ, જાણે જગતને જાળમાં બાંધનારી માયાદેવી, જાણે સંસારને પાયમાલીનો પોકાર કરાવનારી કોઇ વિષાદની વિભૂતિ.

હંસા આવી, અખાડો શરૂ થયો. સામે બાળક આવ્યો. તલ્વાર ચમકી, પરસ્પરમાં ભેટી, અવાજ થયો, બાળકમાં ઉત્સાહ આવ્યો, હંસાની કુશળતા કમાલ હતી.

થોડીજ વારમાં હંસાએ બાળકને હરાવ્યો. નાગભા જોતો હતો. હારેલા બાળક પર તે ક્રોધે ભરાયો. મનમાંથી અવાજ થયો: 'નમાલા, નારીને જીતવા જેટલી પણ તારામાં શક્તિ નથી.'

બાળક શરમથી નીચું જોઇને આશ્રમના દરવાજામાં ગયો. બીજો આવ્યો. એજ દશાને પામ્યો. ત્રીજો આવ્યો, એજ સ્થિતિ થઇ. હંસા વિજય મેળવતી ગઇ. નાગભા મનમાંને મનમાં વિષધર થતો ગયો. તે આકુળ-વ્યાકુળતાથી એમજ બોલતો કે: 'આ બધા બાળકો પાણી વગરના કેમ?'

એમ કરતાં એક કલાક ગઇ. એક કલાકમાં હંસાએ મેદાન મારી લીધું. અખાડો પોતાના અધિકારમાં લીધો. એની આંખ નાગભા સાથે મળી. નાગભાના મનમાં તાલાવેલી થવા લાગી. પણ 'સ્ત્રી સાથે હું યુદ્ધ કરૂં ?' એ જીદનું સ્મરણ થતાં ગર્વ વધતો અને મેદાનમાં ઉતરવાની મરજી ઉતરી જતી. હંસાએ જ્યારે જોયું કે હવે તો કોઈ નથી, ત્યારે પોતે ગુરૂજીને કહેવા લાગી:

"મહાત્મન્, આપના આશ્રમમાં સ્ત્રીને જીતી શકે એવો એક પણ ભદ્ર પુરૂષ નથી, બધા આવાજ છે ?" નાગભાની શી સ્થિતિ થઇ તે જણાવી શકાય તેમ નથી. એ ગુસ્સામાં ગાંડોતુર થઇ ગયો. હંસા બોલી:

"હવે તો કોઇ બાકી નથી ને ?" ગુરૂજીએ નાગભા સામું જોયું, હંસાએ પણ જોયું. નાગભાથી નજર ફેરવી લઈ પોતે કહેવા લાગી;

"આ એક રહ્યા છે, પણ એમનું ગજું નથી કે મારી સાથે અખાડામાં ઉતરે. મને તો એ બિલકુલ બીકણ લાગે છે. એ તો તલ્વાર પણ બરાબર પકડી જાણતા નહિ હોય !"

નાગભાનું લોહી જાણે હળાહળ થઇ ગયું. તે બોલ્યો: "મારી તલ્વાર નો બધાં બાળકોને અનુભવ છે."

"આ બાળકો કે જે સ્ત્રીથી ઉતરતા છે તે? એને તો તમારી તલ્વારનો અનુભવ હશે! કારણ કે તેમની વીરતા મારાથી અજાણી નથી. જેવા તેઓ છે, તેવા તમો હશો!"

"નહીં, હું જુદો છું."

"જુદા પણ એનાથી વધારે પાણીવાળા હશો એમ હું માનતી નથી. મને તો તમે છેકજ..."

"બસ...હમણાંજ હું તલ્વાર તાણીશ."

"હું ઇચ્છું છું કે તમે તલ્વાર તાણો. પણ તમારી તલ્વારમાં પાણી નથી. પાણી છે? હોય તો બતાવો. જો હશે તો હમણાંજ દેખાઇ આવશે."

મહારાજ આ દ્રશ્ય જોતા હતા. નાગભા ક્રોધથી લાલચોળ હતો. તે ગુરૂજી પાસે આવી બોલ્યો:

"મહારાજ, આજ્ઞા આપો."

"શાની?"

"અખાડાની."

"એ સ્ત્રી છે. યાદ કર રાતની શિક્ષા. રાતનો કરેલો અપરાધ ભૂલી જાય છે? એક અપરાધ ભૂલી બીજો અપરાધ કરવા તૈયાર થાય છે?"

"હું શું કરૂં? મારાથી સહન થતું નથી."

"વારૂ, તો કહે કે હવે કદિ સ્ત્રીને તુચ્છ નહિ ગણું."

નાગભા ધ્રૂજ્યો અને બોલ્યો: "દેવ, આપનાં જ્ઞાન પાસે મારૂં ગજું નથી."

નાગભા ગુરૂજીના પગમાં પડી ગયો. ગુરૂએ આશીષ આપી, નાગભા ઉઠયો અને અખાડામાં આવ્યો. પ્રથમ તેની નજર હંસાની આંખ પર પડી. તેમાં એવુંને એવું ખેંચાણ થનગન થનગન નૃત્ય કરતું હતું.

---

# પ્રકરણ ૮ મું.

——:૦:——

## વિજય.

——૦——

નાગભાએ રાતના જે ગર્વ કર્યો હતો તે ગર્વ ગળી ગયો. અખાડામાં ઉતરવાની જેને ઇચ્છા પણ ન હતી તેને ઇચ્છાને બદલે અખાડામાં ઉતરવાની ફરજ પડી. 'સ્ત્રીની સામે હથિયાર કોણ લે?' એ જેનું અભિમાન હતું, એજ અભિમાન અત્યારે એમ સૂચવતું હતું કે 'આ સ્ત્રીની સામે લડાઇમાં ઉતરવુંજ જોઇએ.

મહારાજ તો રાતનાજ જાણતા હતા કે, નાગભા પોતાના વિચાર પર વિજય નહિ મેળવી શકે. પોતાનું બોલેલું નહિ પાળી શકે. કારણ કે સવારમાંજ રંગ ફરી જવાનો હતો. સવારમાં કોઇ જુદીજ રમત જામવાની હતી, આથી ગુરૂજીએ નાગભાને વાણીના બંધનમાં બાંધ્યો. નાગભા બંધાયો, પણ એ બંધનને તોડીને પોતેજ મેદાનમાં આવ્યો. સામે હંસા હાથમાં નગ્ન તલ્વાર લઇ ઉભી હતી. આંખ નાગભા પર અજબ જાદુ કરતી હતી. નાગભાનાં હૃદયનું ખેંચાણ ઘણુંજ હતું. હંસાએ વિજય મેળવ્યો, નાગભાના હૃદય ઉપર. નાગભા હૃદય હારી ગયો. પણ અખાડાની બાજી તો બાકીજ હતી. હંસાએ નાગભાને પડકાર્યો:

"આવો અખાડો શરૂ કરો."

"હું કરૂં કે તમે?"

"તમે!"

"હું શા માટે?"

"એટલા માટે કે વિજયમાળ હું વરી ચૂકી છું. બધા બાળકો મારી તલ્વારની છાયામાં આવી ગયા છે. હું બળવાન છું, તમે નિર્બળ છો. નિર્બળ પર વાર કરવી તે ઠીક નથી."

"તમે તમોને બળવાન માનો છો?"

"નહિ, મારો વિજય મને બળવાન માનવા ઉત્તેજીત કરે છે." નાગભાએ જરા દંતપંક્તિને બહાર કાઢી અને બોલ્યો:

"તમને ખાત્રી છે કે તમે મારા પર વિજય મેળવશો?"

"મારે ખાત્રી આપવાની કશી જરૂર નથી. હું વિજય મેળવીશ કે નહિ તે મારી તલ્વારનું પાણી જોનારને પુછો. એ બધા બાળકો તમને સાક્ષી આપશે. તમારૂં હ્રદય શું કહે છે?"

"મારૂં હ્રદય?" નાગભાએ આંખના ઇસારામાં સમજાવ્યું: "ના, તમારૂં હ્રદય."

હંસા બોલી: "મારૂં હ્રદય તો તમને જોયા ત્યારથીજ વિજય મેળવી ચૂક્યું છે. મારા હ્રદયમાં મને વિશ્વાસ છે કે......"

"હું વિજય મેળવીશ."

"અવશ્ય."

"તો તલ્વાર તાણો."

"તમે તાણો."

"સ્ત્રી પર હું વાર કરતો નથી, હું સ્ત્રીનો રક્ષક છું, સ્ત્રીની રક્ષા કરવી એ મારો ધર્મ છે, વાર કરવી એ મારો ધર્મ નથી."

"તમે અત્યારે ધર્મનો બોધ કરવા આવ્યા છો કે લડવા? તમે સ્ત્રીની રક્ષા કરવાવાળા છો કે નાહ તે હું નથી પુછતી. હું તો એ કહું છું કે વાર કરો."

"હું સાંભળું છું, મેં કહ્યું નહિ કે હું સ્ત્રી પર વાર કરતો નથી. હું વીર છું. વીરકેસરી સામે વીરહાક કરવી એ મારૂં કામ છે, સ્ત્રી સામે તલ્વાર ઉપાડવી એ મારૂં કામ નથી."

"મારો પણ એજ નિશ્ચય છે, તમે જેમ સ્ત્રી પર વાર કરતા નથી, તેમ હું પુરૂષ પર વાર કરતી નથી."

"ત્યારે અત્યાર સુધી તમે શું કર્યું? આ બધા બાળકો કોણ હતા? શું એઓ પુરૂષ ન હતા? એમના સામે શા માટે તલ્વાર ઉપાડી?"

"એ પુરૂષ હતા, પણ મારી નજરમાં નહિ."

"તમારી નજરમાં એ પુરૂષો ન હતા? એનો અર્થ તમારી નજર પુરૂષોને પુરૂષો તરીકે જોઇ શકતી નથી."

"ના, મારી નજર પર શું કોઇનો અધિકાર છે? મારી મરજીમાં આવે તેને તે પુરૂષ ગણું, ન નજરમાં આવે તો કાંઇ નહિ. કહો તમે પુરૂષ છો?"

"છું. બરાબર છું."

"પુરૂષ હોય તો સ્ત્રીથી હારે?"

"નહિ, કોઇ દિવસ નહિ."

"ત્યારે એ બધા પુરૂષો શાથી હાર પામેલા છે? સ્ત્રીથી હાર પામેલાને પુરૂષ કેમ માની શકાય?"

"પણ હાર તો તે હમણાં પામ્યા. પ્રથમ?"

"મોઢા પરથીજ માણસ કળાઇ જાય છે. માણસનાં મોઢાની છાપ વીરનર અને કાયરને જુદા જુદા કરી નાખે છે. એ બાળકોના ચહેરા પરની છાયા પરથીજ હું સમજી ગઇ હતી કે, આ હજી પૂરા પુરૂષો નથી થયા."

"ત્યારે હું પુરૂષ છું એમ તમે શાથી જાણ્યું?"

"તમારા દેખાવ પરથી."

"તમે પુરૂષને જીતી શકશો ?"

"જીતીશ."

"નહિ જીતી શકો, પાણી ગુમાવશો."

"વાત ન કરો, આગળ આવો, હમણાં ખાત્રી થશે કે વિજય કોનો થાય છે. આવો, લ્યો તલ્વાર લ્યો, વાર કરો."

"હું વાર નહિ કરૂં."

બેઉમાં જીદ થઇ, જીદ વધી, કોઇ કોઇના પર વાર ન કરતું; સમય ચાલ્યો જતો હતો. ગુરૂજી આ બધું સામે રહીને જોતા હતા. તેઓ આગળ આવ્યા. નાગભા બોલ્યો: "દેવ, વાર કોણ કરે?" ગુરૂજીએ તરતજ કહ્યું:

"બાળા."

"હું શા માટે?"

"એ પુછવાનો તારો અધિકાર નથી. સમય પર તું પોતેજ તેનો નિર્ણય કરી શકશે કે, મારી આજ્ઞા વાસ્તવિક છે."

નાગભા રાજી થયો. હંસા નાગભા પર તલ્વાર લઇને ધસી. હંસા-પાસે બે તલ્વાર હતી; એક આંખમાં; બીજી હાથમાં.

હંસા બે તલ્વારથી બહાર પડી. નાગભા વીર હતો, પુરૂષ હતો. હંસા જેવી અસંખ્ય સ્ત્રીઓથી તે પરાજીત થાય તેવો ન હતો. હંસા નાગભા પર કુદી! હંસાએ કાછડો વાળ્યો હતો. એના અર્ધા કદળીના સ્તંભ જેવા પગ દેખાતા હતા. પગની ગતિ સિંહણ સમાન હતી. સ્ત્રીની કમર તો કેસરી સમાન હોયજ. હંસા કેસરી પ્રમાણે કમાન થઇ, નજર નાગભા પર ઠરાવી, કુદી અને આવી નાગભા પર. નાગભા શિકારી સમાન હતો. શિકારને જગાડી શિકાર કરનાર હતો. વનના વનરાજ સામે વીરહાક કરી તેને વીંધી નાખવાનું બળ નાગભામાં હતું. હંસા કોણ? એક અબળા જાતિ. અબળા જાતિનું એક પ્રચંડ પુરૂષ પાસે શું ગજું? હંસા આવી, તલ્વારનો વાર કર્યો.

નાગભાએ જરાકજ ખભો હલાવ્યો. હાથની તલ્વારને નહિ જેવીજ હરકત આપી અને હંસાની તલ્વારનું પાણી મરાઇ ગયું. હંસા શરમાણી. તલ્વાર પણ શરમાણી. નવલ વધુ પ્રમાણે ઘુંઘટમાં છુપાણી. નાગભા બોલ્યો:

"કેમ વિજય મેળવ્યો?"

હંસાએ શરમથી કહ્યું: "હા, મેળવ્યો."

"કોણે, મેં કે તમે?"

"આપણે બેઉએ."

"વાહ! તમે વિજય મેળવ્યો તે કેવી રીતે?"

"તમે વિજય મેળવ્યો તે કેવી રીતે?"

"મેં તો તમોને હરાવ્યાં."

"હું કોણ છું?"

"સ્ત્રી."

"સ્ત્રીને હરાવી એમાં વિજય શો મેળવ્યો?"

નાગભા ઝંખવાણો પડી ગયો. એના મનમાં પણ એમજ થયું કે: 'નાગભા, સ્રીને હરાવી એમાં વિજય શો મેળવ્યો?'

નાગભાએ હંસાને કહ્યું: "વારૂ મેં વિજય નથી મેળવ્યો તો પછી તમે પણ નથી મેળવ્યો."

"મેં તો મેળવ્યો છે."

"કેવી રીતે?"

"લડાઇનો એ નિયમ છે કે, એક હારે અને બીજો જીતે. તમે..."

"પણ હું ક્યાં હાર્યો છું."

"નથી હાર્યા?"

"ના."

"અને હાર્યા હો તો?"

"કોણ કહે છે કે હું હાર્યો?"

"હું કહું છું."

"પણ, કેવી રીતે ?"

"રાતના તમે શી પ્રતિજ્ઞા કરી હતી ?"

"શી ?"

"સ્ત્રી સાથે હું નહિ લડું. કરેલી પ્રતિજ્ઞા તોડી. ગુરૂમહારાજે કહ્યું હતું કે, કાલે અખાડામાં ઉતરતાજ નહિ, અને ઉતર્યા. આમ તમે બોલ્યા અને આમ બોલ્યું ફોક કર્યું. હવે કહો તમે હાર્યા ખરા કે નહિ ?"

નાગભાને આ ખુલાસો માન્ય કરવો પડયો અને તે બોલ્યો: "હું અખાડામાં ઉતર્યો ન હોત તો ?"

"તો તમારૂં પુરૂષપણું સાબીત ન થાત. અખાડામાં ઉતરવાથી તમારૂં પુરૂષપણું સચવાયું, અને મારો વિજય થયો."

"થયો, જરૂર થયો. મને અખાડામાં ઉતાર્યો એ તારો વિજય ખરેખર થયો. હું જીત્યો છતાં હાર્યો અને તારો પરાજય છતાં વિજય થયો. વાહ ! બાળા, વાહ ! ધન્ય છે તને અને તારાં ચાતુર્યને !"

"ગુરૂમહારાજને ધન્ય નથી ?"

નાગભા આ શબ્દો સાંભળતાંજ ચમકયો, અને ચેતી ગયો. એ બોલ્યો:

"એ પ્રભુને હું ધન્યવાદ આપું એ મારૂં ગજું નથી. હું તો મારી જાતને ધન્યવાદ આપું છું કે એવા મહાત્મા મારા સદ્‌ગુરૂ છે."

"હવે સદ્‌ગુરૂની સામે ન થશો."

"પ્રાણાન્તે પણ નહિ."

નાગભાએ અખાડાની આબરૂ રાખી અને આજનો દિવસ અતિ આનંદમાં ગયો. રાતના નાગભાની સ્થિતિ જુદીજ થઇ ગઇ. એની આંખ સામે ઘડીઘડી હંસાની મૂર્તિ આવીને નૃત્ય કરતી, ઘડીકમાં તે બાળકો સાથે લડતી, ઘડીકમાં પોતાની સાથે વાર્તાલાપ કરતી, તો ઘડીકમાં અખાડા વખતની આકૃતિ તેની આંખ સામે આવીને સરી જતી. નાગભાના

મનમાં આજે પ્રથમજ પ્રેમદીપક પ્રકટ્યો. છતાં નાગભા સમજ્યો નહિ કે, મારા અંતરમાં આ શું થાય છે. એની સ્થિતિ આકુળવ્યાકુળ હતી, શરીરની દરેક નસમાં કાંઇ ન સમજી શકાય એવું થતું. એ ન સમજી શકતો કે આ શું થાય છે. સ્ત્રીઓમાં પ્રથમ કાળ મુગ્ધાનો છે. પુરૂષમાં છે કે નહિ તેતો કોઈ સમર્થ વિદ્વાન જાણે; પણ નાગભાની દશા મુગ્ધાના જેવી હતી. એના ભાવો મુગ્ધાના જેવાજ હતા. અંતરમાં વેદના પણ મુગ્ધાના સમાન હતી. મુગ્ધાને જે કાંઇ યૌવનમાં આવતાં થાય, એજ હમણાં નાગભાને થતું હતું. નાગભા નિ:શ્વાસ પર નિ:શ્વાસ નાંખતો; ઘડી ઘડી એનાથી બોલી જવાતું: 'એ મૂર્તિ કેવી આકર્ષક છે!'

સ્ત્રીઓ પોતાની વેદના સ્ત્રીઓનેજ કહે છે. સરખેસરખી લલના રસભરી ગોઠડી કરતાં શૃંગારસાગરનાં પાણી માપે છે, છૂટ લે છે, ઘેલી થાય છે, વિનોદ કરે છે, શરમ મૂકે છે, અને સામસામી રસતાલ લે દે છે. પુરૂષોમાં પણ એમજ છે. એમાં પણ ગાંડીઘેલી વાતો થાય છે. યુવતીઓ પર તીરછી કટાક્ષ. મિત્રોમાં છાની છાની મજાક, નયનના પલકારાની છેડછાડ, સંયોગવિયોગનાં સ્વપ્નાં, નવવધુના પ્રેમપ્રસંગનો ચિતાર, પ્રથમ રાત્રિનાં રસઝરણાં; આ બધું જ્યાં જુઓ ત્યાં અચળ ધારાથી વહન કરે છે. પણ આતો ગુરૂજીનો આશ્રમ. ગુરૂજીના આશ્રમમાં આવી વાતો કયાં કરવી! કોનાથી કરવી! બધા યુવાનો મર્યાદાથી ભરપૂર. બધાને ગુરૂજીનો ડર. અને ડર ન હોય તો પણ એ બધા આવી વાતો અને આવા દર્દથી અજાન. અજાન માણસો ભેગા થઇને વાત પણ શી કરે? રસની તો જેને ખબરજ નહિ, રાગ અનુરાગનો જેને પરિચય નહિ, આવા બાળકો પાસે હૃદય ખોલાય કેમ! અને હૃદય ખોલાય તો પણ તેનાથી લાભ શો!

નાગભા બીચારો એકલો એકલો આમને આમ આઠ દિવસ ઝુર્યો. એ હંસાના માર્ગમાં હૃદયને પાથરી તેનો જપ કરતો અને પળેપળ હંસાની મુલાકાત માટે તલસતો.

જેવી દશા નાગભાની હતી તેવીજ દશા હંસાની હતી. ત્યાં પણ પ્રેમનાં કિરણો ચમક્યાં હતાં. ત્યાં પણ હૃદયમાં તાલાવેલી હતી. જ્યારે તે નાગભાને જોતી ત્યારે આંખો ખીલી જતી. શરીરમાં જાગૃતિ, નાગભાના જેવીજ થતી. જ્યારે જ્યારે નાગભા નજરે પડતો ત્યારે ત્યારે તે નાગભાને જોવા ઉભી રહેતી. જોતાં જોતાં તન્મય થઈ જતી. નાગભા પણ અચેત થઈ ઉભો રહેતો, જાણે પત્થરની મૂર્તિ. પત્થરની મૂર્તિ તો એ બંને હતાં. કેવું અજાયબ જેવું હતું કે, પત્થરની મૂર્તિ હાલતી, ચાલતી, વાતો કરતી અને સંસારના કાર્યમાં ભાગ લેતી!

વેદનાની વાતો પૂરી થાય તેવી હોતી નથી. એ દર્દી હૃદયની દશા શી આલેખવી? એટલું કહેવું બસ થશે કે નાગભા ને હંસાનાં હૃદય ગુંથાઈ ગયાં. બે હૃદય હતાં. બેનો સરવાળો થયો. સરવાળામાં બેનાં હૃદય એક થયાં. નાગભા સમજ્યો, મારો વિજય થયો, હંસા સમજી, મારો વિજય થયો. એ બેમાં કોનો વિજય થયો તે સમજી શકાતું નથી. પ્રેમીઓની વાત કોયડા જેવી હોય છે. વાંચનાર, તું બતાવી શકશે, એ કોયડો ઉકેલી શકશે કે, વિજય કોનો થયો?



## પ્રકરણ ૯ મું

—:૦:—

## પ્રેમી હૃદય

—૦—

નાગભાના મનમાં હંસા રમી ગઇ. રોમેરોમમાં હંસાજ હતી. એ બિચારો સમજતો નહિ કે પ્રેમના રોગીની હંમેશાં એવીજ દશા હોય છે. હંસા સાથે યુદ્ધ થયા પછી નાગભા નિરંતર વ્યાકુળ અને બેચેન જેવો રહેતો. એના જીવનમાં જડતા આવી હતી. આંખોમાં ઘેન, મનમાં અશક્તિ; આ બધું નાગભા અનુભવતો. પણ જ્યારે હંસા એની સમીપ આવતી, ત્યારે એનાં શરીરમાં અચાનક બળ આવતું. આંખ થન થન નાચતી, હૃદય ડોલતું, હીંચકા ખાતું અને હર્ષથી છલકાઇ જતું.

હંસાની સ્થિતિ નાગભાને મળતીજ હતી.

નાગભાની માના મનમાં પણ આવા જ કોડ હતા કે, મારો બાળક આ બાળકી મેળવે. પણ ક્યાંથી મેળવે? હંસા રાજકન્યા; નાગભા ગરીબ ભીખારી. એ વાત સંભવે? એ વાત બને? નજ બને. છતાં ઇશ્વરની પાસે ન બનવાનું કે અસંભવ જેવું કશું નથી. માણસ નિરાશ ન થાય, આશામાં રહે તો આશા અવશ્ય ફળે. આશા અમરવેલ છે, તે સુકાતી કે કરમાતી નથી.

હંસા અને નાગભાની આ હાલતથી ગુરૂ મહારાજ અજ્ઞાત ન હતા. એમની નજરમાં આ દેખાવ દર પળે થતા. નાગભા હૃદયશૂન્ય દેખાતો. હંસા જડ સમાન નજરે પડતી. આ બંને બાળકોમાં પ્રેમના અંકુર ફુટયા હતા. મહારાજના મનમાં એ પ્રેમાંકુરને પાણી આપવા ઇચ્છા થઇ, છતાં 'નાગભા અને હંસા શું કરે છે' એ જોવાની વૃત્તિને તેઓ અટકાવી ન શક્યા. હંસા અને નાગભાની ચેષ્ટા જોવા મહારાજ લલ-

ચાલ્યા. રોજ નવાનવા બનાવ બનતા. રોજ નાગભા અને હંસાનું દૃષ્ટિમીલન થતું. આંખો લડતી, હૃદય નાચતું, અને પ્રેમનાં વૃક્ષને ફાલ આવતો; ખરી જતો.

ગુરૂ મહારાજના આશ્રમ પાસે જળની તળાવડી હતી. આજે હંસા તળાવડીમાં તરતી હતી, જળ ઉરાડતી હતી, જળની સાથે હંસા રમતી હતી. નાગભા કાંઠા પર ઉભો રહી આ દેખાવ જોતો હતો. હંસાનાં અંગેઅંગ પાણીમાં હતાં, માત્ર મુખ બહાર હતું. તે સૂર્યના પ્રકાશથી તેજસ્વી લાગતું. જળમાં જાણે કમળ હતું. સૂર્યનાં કિરણથી તે ખીલતુ હતું. ના, ના, જળમાં કમળ હતું અને કાંઠાપર સૂર્ય હતો. એ સૂર્ય જોઇ કમળ વિકસતું હતું. હંસાની નજર નાગભા તરફ ગઇ. હંસા શરમાઈ ગઇ. પાણીમાં ડુબકી મારીને છુપાણી. નાગભા આ દેખાવથી બહુજ આનંદમાં આવ્યો. હર્ષથી ઘેલો થયો. હંસા બહાર નીકળી. નાગભા સામેજ હતો. હંસાએ ફરી ડુબકી મારી. આમ બેચાર વખત થયું. નાગભાના મનમાં રમત હતી. હંસા બિચારી ગભરાતી હતી. પોતે પાણીમાંથી બહાર આવવા યત્ન કરવા લાગી, પણ બહાર કયાંથી આવી શકાય ! બહાર આવતાં શરીરનાં અંગો નાગભાની નજરે પડે. શરીર પર વસ્ત્રો હતાં, પણ પાણીમાં ભીંજાયેલાં હોવાથી આકર્ષક અંગો અદ્રષ્ટ રહી શકે તેમ ન હતું. આ કારણને લઇ હંસા બહાર આવતાં અચકાઇ, ગભરાઇ, અને ફરી જળમાં ડુબકી મારીને સંતાઇ ગઇ. નાગભા હસતો હસતો ઉભોજ હતો. હવે હંસા બહુજ ચિંતામાં પડી.

એનાથી બહાર નીકળવાનું બનતું નહિ. અને પાણીમાં રહેવાથી પ્રાણ જાય તેમ હતું. હંસાએ પ્રાણ આપવાનું પસંદ કર્યું. હંસા જોતી હતી કે નાગભા આ દૃશ્યથી આનંદ પામે છે તો મારે મરીને પણ એને આનંદ આપવો. હંસા ડુબવાની અણી પર આવી, ત્યાં સુધી જળમાંજ રહી. ગળકાં ખાવા લાગી. હવે નાગભા સમજ્યો કે હંસા જશે, પ્રાણથી જશે. આ દેખાવ જોતાં તે વસ્ત્રો સહિત જળમાં

પડયો, હંસા પાસે આવ્યો, હંસાને હાથમાં લીધી. હંસા બેભાન હતી. નાગભા તરતો તરતો કિનારે આવ્યો. હંસાને લઇને કિનારે આવતાં બધા યુવાનો ત્યાં આવ્યા. હંસાની આવી દશા તેઓ જોઈ ન શકયા. યુવકોમાંથી એક ગુરૂ પાસે ગયો અને ગુરુજીને તેડી લાવ્યો. ગુરૂજી હંસા પાસે આવ્યા. પ્રથમ તો હંસાના શરીર પર એક વસ્ત્ર ઓઢાડવામાં આવ્યું. ગુરુમહારાજ હંસાને આવી સ્થિતિમાં જોઇ ન શકયા. એ બ્રહ્મચારી હતા. હંસાનાં અંગેઅંગ વિકાર કરાવે તેવાં હતાં. વસ્ત્ર ઓઢાડી ગુરુમહારાજે હંસાને આશ્રમમાં લેવરાવી. નાગભાએ એ ફુલની માળાને ઉપાડી. હંસાના અંગનું નાગભાની છાતી સાથે ઘર્ષણ થયું. નાગભાની દશા અવદશામાં ફરી ગઇ, છતાં તે હંસાને આશ્રમમાં લઇ આવ્યો. આશ્રમમાં આવતાં હંસાએ આંખ ખોલી. નાગભા તરફ દૃષ્ટિ ગઇ. હંસાના દાંત બહાર આવ્યા. નાગભાનાં શરીર પર જાણે વિજળી પડી.

આવી રીતે બે કલાક ગયા. બે કલાકમાં હંસા વધારે શુદ્ધિમાં આવી. ગુરુમહારાજે કહ્યું: "બેટા શું હતું ?"

"હું ડુબતી હતી."

"શાથી ?"

"થાકથી."

"થાક લાગ્યો તો કિનારે કેમ ન આવી?"

"મને જળમાં કિનારો મળ્યો તેથી."

ગુરૂજી સમજતા તો હતા. હંસાના આવા ઉત્તરથી તેમના મનમાં વિચાર આવ્યો: 'ઇશ્વરે આ સૃષ્ટિ નિર્માણ કરી હશે ?'

નાગભા તો હંસાના સામું જોઇજ રહ્યો હતો. ગુરૂજી બધા યુવકની સામે જોઇ બોલ્યા: "કિનારા પર કોણ હતું ?"

નાગભાએ નિડરતાથી કહ્યું: "હું હતો."

"તેંજ હંસાને ડુબાવી."

હંસાએ જરા હસીને કહ્યું: "પ્રભુ, એણે તો મને તારી છે. એ

તો મારા તારનાર છે. એ વીરનર છે. વીરનર એક સ્ત્રીને ડુબાવે? એ તો તારક છે, ડુબાડનારા નથી.”

આ વાત ગુરૂમહારાજને ગમી કે નહિ તે તો કોણ જાણે, પણ ગુરૂમહારાજની દ્રષ્ટિ નાગભા તરફ બદલાઇ ગઇ. તે કહેવા લાગ્યા:

“નાગભા, આ રીત સારી નથી. આ પવિત્ર આશ્રમ છે, વિષની જવાળા નથી. આ આશ્રમમાં વિકારને સ્થાન નથી, પણ શાંતિને સ્થાન છે.”

નાગભા નીચું જોઇ ગયો. ગુરુજી આગળ બોલવા લાગ્યા:

“તું શામાટે કિનારા પર ઉભો હતો? હંસાને જોવા! તને લજ્જા ન આવી? વિચાર પણ ન આવ્યો? મનમાં એમ પણ ન થયું કે આ સન્યાસીનો આશ્રમ છે!”

“પ્રભુ, મારો અપરાધ થયો.”

“તારો આ અપરાધ ક્ષમા કરવા જેવો નથી.”

“હું ક્ષમા માગતો પણ નથી.

“ત્યારે શું માગે છે?”

“શિક્ષા.”

“શિક્ષા સહન કરી શકશે?”

“અપરાધ કરી શકું છું તો પછી શિક્ષા સહન નહિ કરી શકું?” ગુરૂજી કહેવા લાગ્યા: “નાગભા, હું તને શી શિક્ષા કરૂં?”

“શિક્ષા અપરાધ પ્રમાણે થાય છે. મારો જેવો અપરાધ હોય તેવી મને શિક્ષા કરો.”

“વારૂ, તો સાંભળ.”

હંસા આ વાતચિતથી ગભરાઈ ગઇ. તે કહેવા લાગી:

"દેવ, એને ક્ષમા કરો."

"એ ક્ષમા નહિ પણ શિક્ષા માગે છે."

"એ આપનો બાળક છે. આપ પિતા સમાન છો. બાળક ગમે તે માગે તેથી શું? પિતા આપવા જેવી વસ્તુ હોય તેજ આપે છે; ન આપવા જેવી આપતા નથી. એ શિક્ષા માગે છે; તમે ક્ષમા આપો."

ગુરૂજી નાગભાના મોઢા સામું જોવા લાગ્યા. નાગભા બોલ્યો:

"દેવ, આ મારૂં કાર્ય ક્ષમાને યોગ્ય નથી."

"કારણ?"

"મારૂં આ આચરણ આશ્રમનાં બાળકોને લાગે વળગે છે. એવું ન થાય કે, આપ ક્ષમા કરો અને ભવિષ્યમાં બીજો કોઇ બાળક આમ આચાર આદરે."

"તને પહેલાં વિચાર ન આવ્યો?"

"વિચાર આવે તો પછી આ બચાવ કરવાનો ક્યાંથી રહે? દેવ! મેં વિચાર વગર પગલું ભર્યું. આપ પણ મને વિચાર કરવા વગર શિક્ષા કરો."

"તેં વિચાર ન કર્યો તેથી હું પણ વિચાર ન કરૂં? તું નાદાન છે; શું હું પણ નાદાન થાઉં?"

"નહિ દેવ!" હંસાએ કહ્યું: "એની નાદાની પર કૃપાની વર્ષા કરો, દયા બતાવો, ક્ષમા કરો."

વાત ત્યાંજ અટકી. નાગભાને ક્ષમા મળી ગઇ. એ ક્ષમાથી નાગભાનાં મનમાં કાંઇ આનંદ ન થયો, સામો પોતાના મનમાં બળવા લાગ્યો. એ શિક્ષા માગતો હતો; હંસાએ ક્ષમા અપાવી. પણ હવે કરે શું? મહારાજના સામો તે શું અનાદરથી બચાવ કરે? આ બનાવથી

નાગભાને ખોટું લાગ્યું. એક સ્ત્રીની ભલામણથી પોતાને ક્ષમા મળી એવું યાદ આવતાં તે જડ સમાન થઇ ગયો.

બીજે દિવસે તો હંસા હાલતી ચાલતી થઇ ગઇ અને ત્રીજે દિવસે એના શરીરમાં બળ આવી ગયું. આમ એક અઠવાડિયું ગયું. અઠવાડિયા પછી હંસા અને નાગભા અચાનક એકાંતમાં મળ્યાં. હંસા નાગભાને જોઇ નીચે જોવા લાગી. નાગભા બોલ્યો:

"હંસા!"

હંસાએ પોતાની દૃષ્ટિ ધીરે ધીરે ઉપાડી. નાગભાના પ્રશ્નનો હંસાની આંખે ઉત્તર આપ્યો. નાગભાએ ફરી પૂછ્યું:

"હંસા! કેમ છે?"

"તમે જુઓ છો તેમ."

"હું તો તને સારી જોઉં છું."

"હું ક્યાં કહું છું કે હું સારી નથી? તમે કેમ છો?"

"તને કેવો લાગું છું?

"મારા જેવા."

"એટલે?"

"એ હું સમજાવી શકું તેમ નથી. પણ તમારી દશા મારા જેવી છે. તમે જ્યારે ને ત્યારે મને જોતાં સ્તંભી જાવ છો, તમારા હાથ-પગમાંથી શક્તિ ચાલી જાય છે. મને એકાગ્રતાથી જુઓ છો. તમારી આંખો ખીલા સમાન થઇ જાય છે. આ બધું મારા જેવુંજ છે."

"શું તારી પણ એજ સ્થિતિ છે?"

"તમને નથી દેખાતી? મારી આ દશા તમારા જોવામાં નથી આવતી? હું તો તમને બરાબર જોઉં છું. બરાબર અનુભવ કરું છું કે તમે શુદ્ધિબુદ્ધિ ખોઇ છે."

"અને તેં?"



"હંસા કેસરી પ્રમાણે કમાન થઇ નજર નાગભાપર ઠરાવી કુદી
અને આવી નાગભા પર" પૃ૦ ૭૦

"હું તો મારી દશા તમો આગળ પ્રકટ કરી ચૂકી છું. તમો મારા જેવા છો, હું તમારા જેવી છું. આપણે બેઉ એક રંગમાં રંગાયાં છીએ."

"એ કયો રંગ હશે?"

"આપણે નથી સમજતાં એ!"

"હું નથી સમજતો. તું શું બોલે છે?"

"હું પોતે નથી સમજતી કે હું શું બોલું છું.

બોલવા હું જાઉં છું, પણ બોલ ભૂલી જાઉં છું;
ભાન કાંઈ રેહેતું નથી, હું ભાન ભૂલી જાઉં છું.
પળ એક એવી જાય છે, કે શોકની જવાળા બળે;
પળ એકમાં પાછી વળી, પ્રફુલ્લ મનમાં થાઉં છું."

"આ કોઇ વ્યાધિ હશે?"

"એતો કોઇ રસવૈદ્ય જાણે. હું નથી જાણુતી કે આ શું થાય છે. નથી જાણુતી પછી કેમ કહું કે તે શું છે? વ્યાધિ છે, ઉપાધિ છે, આનંદ છે કે શાન્તિ છે!"

"ગમે તે છે, પણ કાંઇ છે તો ખરૂં."

"એ તો મારૂં મન પણ કહે છે.

"ગુરૂજીને પુછીશું?"

"ગુરૂજી આપણુને ગાંડા ગણુશે."

"બાળકો તો ગાંડાંજ હોય."

"પણ આ ગાંડપણ કરવા જેવું નથી. આપણું આ દર્દ એમની નજરમાં આપોઆપ આવી જશે અને ઉપાય પણ એઓજ કરશે."

"શો ઉપાય કરશે?"

"એતો ઉપાય કરનાર જાણે. પહેલાં દર્દ તો સમજવા દો; પછી ઉપાયની વાત."

"હવે એ વાત જવા દે, પણ તે દિવસે તેં ન કરવાનું કર્યું."

હંસા કહેવા લાગીઃ કયે દિવસે?”

“ તું તળાવમાં ડુબી હતી તે દિવસે.”

“ મેં શું કર્યું?”

“ ગુરૂજી પાસે મને શરમીંદો કર્યો.”

“ એ શું ન કરવાનું હતું?”

“ હા.”

“ અને તમે કિનારા પર ઉભા રહીને કરવાનું કર્યું હતું? તમે ન કરવાનું કર્યું તો મેં પણ કર્યું. પણ તમો જાણો છો? તમે મને તારી છે.”

“ તે?”

“ હવે ડુબાડતા નહિ,”

“ હવે એવો સમય આવશે ખરો?”

“ એવો સમય તો દર પળે આવશે. તે દિવસે તો માત્ર તળાવડી હતી; પણ હવે તો મોટો મહાસાગર આવશે. મહાસાગરમાં મારૂં ધ્યાન રાખજો, મને તારજો, ઉગારજો, મારી રક્ષા કરજો.”

“ પણ મહાસાગર આવશે કયારે? તું કયારે મહાસાગરમાં ઉતરવા જવાની છે? હું કયારે તારી સાથે આવવાનો છું? તું આમ કેમ બોલે છે? તું એક ખેડુતની બાળા; હું એક ક્ષત્રિયનો પુત્ર; આપણો સબંધ કેમ જામશે? આપણે સાથે કેમ રહી શકશું?”

“ એ વાતનો નિર્ણય ગુરૂદેવ કરશે. આપણાથી શું થાય તેમ છે? તમે ગુરૂદેવને પુછજો. આપણાથી સાથે રહેવાય કે નહિ? રહેવાય તો કેવી રીતે રહેવાય? ગુરૂદેવ જેવી આજ્ઞા કરશે તે રીતે આપણે રહીશું.”

આ બધી વાત પાછળ રહીને કોઇ વ્યક્તિ સાંભળતી હતી.

# પ્રકરણ ૧૦ મું.

—:૦:—

## નિરાશા

———

નાગભા અને હંસા વાતચિતમાં હતાં, ત્યાં કોઇએ પ્રશ્ન કર્યો: "તમો કેવી રીતે રહેવા ઇચ્છો છો?"

નાગભાએ મુખ ફેરવ્યું. ગુરૂજીની ચંચળ આંખ દેખાઈ. નાગભા શરમાઇ ગયો. ગુરૂજીની આંખમાં ક્રોધ દેખાયો. ક્રોધમાં હાસ્યનું મિશ્રણ પણ હતું. નાગભા ગુરૂજીને ઉત્તર આપવાને બદલે ભૂમિ ખોતરતો થયો. હંસાની પણ એવીજ સ્થિતિ થઇ. ગુરૂજીએ ફરી કહ્યું: "નાગભા, તમો કેવી રીને રહેવા માગો છો?"

નાગભાએ ધ્રુજતાં કહ્યું: "આપની આજ્ઞા પ્રમાણે."

ગુરૂજી હસ્યા, પણ બીજીજ પળે આંખ ચારકાણી કરી નાગભાને ધમકાવતાં કહ્યું:

"બાળક, મને એ તો બતાવ કે આ તને શોભે છે?"

"શું?"

"આવું આચરણ?"

નાગભાના અંતર પર એક ઘા થયો, ન સહી શકાય એવો.

નાગભા બોલ્યો: "દેવ હું શું કરૂં?"

"હું તને એ નથી પુછતો કે તું શું કરે? હું તને એ પુછું છું કે આ તેં શું કર્યું? તારૂં મન તારા કબજામાં છે કે નહિ?"

નાગભા ઉત્તર દેવા ગયો કે 'દેવ મારૂં મન મારા કબજામાં નથી. જો મન કબજામાં હોય તો આવો બનાવ ન બને.' પણ નાગભાથી

આવો ઉત્તર આપી ન શકાયો. એ ચૂપજ ઉભો રહ્યો. ગુરૂજીનો પીત્તો ગયો. તેમણે ફરી પુછ્યું: "નાગભા, હું જાણું છું કે તારૂં મન તારા કબજામાં નથી."

નાગભાએ કહ્યું: "નથી."

"અને દીકરી તું?"

હંસા જવાબ આપવાને બદલે ત્યાંથી ચાલતી થઇ. એના પગ ઉપડયા. થોડાં ડગલાં ભર્યાં ત્યાં ગુરૂજીનો અવાજ આવ્યો: "હંસા, ઉભી રહે. સાંભળ. તમો બંનેની શી મરજી છે?"

નાગભા કે હંસા બેમાંથી કોઇ બોલ્યું નહિ. ગુરૂજીએ કહ્યું:

"નાગભા, તું એક લુંટારાનો ભાઇ છે. અને હંસા એક ખેડુતની છોકરી છે, તમો બંનેમાં કોઇ પણ જાતનો સંબંધ થાય તે સારૂં નથી. મારી તમોને આજ્ઞા છે કે હવે તમારે કદિ મળવું નહિ. હંસા, તું હવે કુશળ થઇ છે, માટે આશ્રમ છોડીને ચાલી જા."

હંસા ગઇ. હંસાના જવા પછી ગુરૂજીએ પુછ્યું: "નાગભા, તારો શો વિચાર છે?"

"મારો વિચાર આપની સેવા કરવાનો છે."

"તું સેવા કરશે?"

"પ્રાણના ભોગે."

"તારૂં મન તારી પાસે છે?"

"આવા પ્રશ્નનું કારણ?"

"કારણ એજ કે તું મન વગરનો છે. હૃદય ગુમાવી બેઠો છે. હૃદય વગરના માણસથી કાંઇ થઇ શકતું નથી. માટે તું પણ તારી ઇચ્છામાં આવે ત્યાં જા."

નાગભાની આંખમાં પાણી આવ્યું. નાગભા બોલ્યો:

"દેવ, આપની ચરણસેવા હું જીવતાં સુધી નહિં છોડું."

"પણ સેવા પ્રેમથી થાય છે."

"હું પ્રેમથીજ સેવા કરીશ."

"ગાંડો છે. તું શું મને બનાવે છે? મને રમત રમાડે છે? તારા હૃદયમાં પ્રેમ છે? તારો પ્રેમપ્રકાશ તો તેં ગુમાવ્યો છે. તારા પ્રેમ પ્રકાશથી બીજાના અંતરઓરડા તેજોમય થયા છે. ભૂલ થાય છે, ભાઈ!

> પ્રેમનો તારા હૃદયમાં આ સમે પ્રકાશ નથી,
> ખોઈ બેઠો છે, હવે વસ્તુ એ તારી પાસ નથી,
> જીવંત છતાંય હમણાં તું જડ થયેલો છે,
> તું પુષ્પ છે ખીલેલું પણ એ પુષ્પમાં વાસ નથી."

નાગભા વિચારશૂન્ય થઈ ગયો. બોલવાનું ભાનજ ન રહ્યું. ઘણી વાર પોતે વિચારમાં રહ્યો, છતાં વિચારમાં એવું બળ ન આવ્યું કે તે મહારાજ પાસે પોતાનો બચાવ કરે. ગુરુજી ફરીથી હસ્યા અને ત્યાંથી ચાલ્યા ગયા, નાગભા મરવા જેવી હાલતમાં માતા પાસે આવ્યો. માતા નાગભાના મોઢા સામું જોતાં સમજી ગઇ કે બાળકના અંતરમાં કાંઇક આવેશ છે; શોક છે, અથવા એવું કાંઇક બન્યું છે કે જેથી એ મુંઝાય છે. માતાએ નાગભાને પુછ્યું: "દીકરા, શું છે?"

"મારાં મંદભાગ્ય."

"આવા ભદ્ર પુરુષના આશ્રમમાં તારાં મંદભાગ્ય! આ શું કહેવાય?"

નાગભાએ માતાના મોં સામું જોયું. એની આંખ ઉત્તર માટે આતુર હતી.

નાગભાએ કહ્યું: "માતા, આ ઇશ્વરી આશ્રમ મારે છોડવાનો છે."

"આશ્રમ છોડવાનો છે?"

"હા. હું ઇચ્છું છું કે આ આશ્રમ છોડવા પહેલાં મારે મારા પ્રાણ છોડવા પડે."

"પણ આશ્રમ છોડવાનું કાંઇ કારણ?"

"મારું વર્તન."

"તારું વર્તન? તારા વર્તનમાં એવું શું છે? એવું તે શું કર્યું છે કે તારે આશ્રમ છોડીને જવું પડશે ?"

નાગભાને ખુલાસો કરવો કેમ ગમે ? એ કેમ બોલી શકે કે મારી આંખોમાં હંસાની મૂર્તિ નૃત્ય કરે છે ? કેવી રીતે માતા પાસે મર્યાદા મુકીને કહે કે મારા હાથે આવી ઘટના થઇ છે ?

નાગભા ન બોલ્યો, માતાએ પુછ્યું પણ નહિ. નાગભા માતા પાસેથી ચાલ્યો ગયો. જઇને એક વટવૃક્ષની નીચે બેઠો. મનમાં તરંગોની હરમાળા આવવા લાગી. અત્યાર સુધીમાં આશ્રમમાં જે બનાવો બન્યા હતા, તે બધા તેની સામે આવી ચાલ્યા ગયા, પડદા પરનાં ચિત્રની માફક છેલ્લી વાત તળાવડીની આવી. તળાવડીમાં હંસા નહાતી હતી; એ દ્રસ્ય પણ દ્રષ્ટિસમીપ દોરાઇ ગયું. તળાવડીમાં હંસા જાણે નહાતી હતી, ડૂબકીઓ ખાતી હતી, નાગભા કાંઠાપર રહ્યો એ ચેષ્ટાઓ જોતો હતો. અચાનક હંસા ડુબી, પોતે કાઢવા ગયો, બહાર લાવ્યો, ગુરૂજી આવ્યા, ઠપકો દીધો, ક્ષમા મળી, અને તે પછી હંસા સાથે થયેલી વાતચિત યાદ આવી. એટલામાં ગુરૂજીએ કહેલ શબ્દોના પડઘા થવા લાગ્યા: "નાગભા! તું લુંટારાનો ભાઇ છે." એ વાક્ય નાગભાની છાતીમાં બરછી બની ગયું. "મારો ભાઈ લુંટારો?" નાગભા બડબડવા લાગ્યો. "મારો ભાઈ લુંટારો તેથી મારે શું? એક પાપ કરે તેની સજા બીજો ભોગવે? લુંટારો મારો ભાઇ છે તેની સાથે મારે શી લેવાદેવા! મેં કયાં લુંટ કરી છે? હું કયારે મારો ધર્મ ભૂલ્યો છું? હું લુંટારાનો ભાઇ તેથી મને આવો ન્યાય? લુંટારો મારો ભાઇ છે તેમાં મારો શો અપરાધ! પણ નહિ! હું ભાઇને લુંટારાનો ધંધો ભુલાવીશ, અને પછી ગુરૂજીને કહીશ કે 'દેવ હવે છે કાંઇ વાંધો?' ગુરૂજી પોતેજ આશીષ આપશે. પોતેજ મારા મનની બધી તૃષ્ણા તૃપ્ત કરશે. મારી મનમાનતી વસ્તુ મને મળશે. બસ આજે

રાતના વાત. હું ગુરૂજીને પૂછીશ, ખુલાસો માગીશ, અને પછી આશ્રમ છોડી જઈશ, ભાઈનો ધંધો મુકાવીશ અને પછી ઇચ્છિત વસ્તુ મેળવીશ.'' આ વિચારશૃંખલા અહીંઆં અટકી ગઈ. મનમાં બીજાજ વિચારોએ ઘર કર્યું: ''હંસા ક્યાં જશે. જશે તો હું ક્યાં શોધીશ? એના વગર મારાથી કેમ રહેવાશે? એ મારૂં મન હરી ગઈ છે, અંતર લઇ ગઈ છે, મારૂં ચેતન એના હાથમાં છે. એના વગર હું જડ સમાન છું. જડ જેવો હું શું કરી શકીશ?''

આવા તરંગના રંગે તરબોળ થતો નાગભા ગુરૂજી પાસે આવ્યો. અત્યારે ગુરૂજી એકલાજ હતા, વાત કરવાનો વખત હતો. નાગભાને જોતાંજ ગુરૂજીએ પ્રશ્ન કર્યો:

''કેમ નાગુ?''

''એક માગણી છે.''

''તારી માગણીમાં તત્ત્વ નહિ હોય.''

''આપ એમ શા ઉપરથી કહો છો?''

''તારા મોઢાના દેખાવ પરથી.''

''ભલે મારી માગણીમાં તત્વ નહિ હોય, પણ આપ કૃપા કરી સાંભળો અને આપને તત્વ જેવું લાગે તો મને આશીષ આપો, જેથી હું મારા કામમાં યશ મેળવું.''

ગુરૂજીએ નાગભાના આખા શરીરને એક ઝીણી નજરથી જોઇ લીધું અને પછી કહ્યું:

''વારૂ, બોલ, તારી શી માગણી છે?''

''હું મારા ભાઇને સુધારવા માગું છું.''

''તું સુધારશે?''

''હું એનો લુંટારાનો ધંધો મુકાવીશ.''

''લુંટારાનો ધંધો મુકાવાનું કારણ?''

''એના એ ધંધાથી મને લાંછન લાગે છે.''

"એ લુંટારાનો ધંધો મુકશે?"

"હું મુકાવીશ."

"તારું એ માનશે?"

"હું માનવાની ફરજ પાડીશ."

"તું કોણ છે અને શું થાય છે.?"

"નાનો ભાઇ?"

"અને હું કોણ છું?"

"આપ તો અમારા પ્રાણ અને તનના સ્વામી છો."

"પ્રાણ અને તનના સ્વામીનું એ માને છે? મારા શબ્દો લક્ષમાં છે? જે મારું નથી માનતો, જેને હું ફરજ પાડી નથી શકતો, એને તું શું કરી શકશે? એ તારું ગજું નથી."

નાગભા નિરાશ થયો. એના મોઢા પર ગ્લાનિની વાદળીઓ વરસતી હોય એવું અનુમાન થવા લાગ્યું. ગુરુજીએ કહ્યું:

"તારી આ માગણી તત્વ વગરની છે કે નહિ?"

"છે."

"ત્યારે હવે ?"

"આપ રસ્તો બતાવો."

"હું રસ્તો બતાવું પણ મને એ તો કહે કે તું તારા ભાઇને ધર્મના માર્ગ પર લાવવા શા માટે તત્પર થયો છે?"

"એ મારો ભાઇ છે."

"નાગભા, અસત્ય વાત મને પસંદ નથી."

"દેવ, આપે મને જે મેણું માર્યું છે તેથી હું વિંધાઇ ગયો છું, અને એજ કારણથી હું મારા ભાઇને ધર્મના પંથ પર લાવવા તૈયાર થયો છું."

ગુરુજીની આંખ વિજળી પ્રમાણે ચમકી. તે બોલ્યા:

"નાગભા, મન તો ગુમાવ્યું, સાથે સચ્ચાઇ પણ ગુમાવી કે? પણ કાંઇ નહિ, એમાં તારો દોષ નથી. અશક્ત માણસની પ્રકૃતિ એવીજ થઇ જાય છે. તું તારી પ્રકૃતિ પ્રમાણે ચાલે એમાં તારો દોષ શો?"

નાગભા મૌનજ રહ્યો, તેનાથી બોલાયું નહિ. ગુરૂજીના મનમાં પણ એક વાત આવી અને બોલ્યા: "નાગભા, એમાં તારો દોષ નથી. હું જાણું છું. તારા મન પર બીજાનો અધિકાર છે. બીજાના અધિકારમાં મન હોય તો એમજ થાય છે. પણ તું તારા ભાઇને એટલા માટે ધર્મને માર્ગે વાળવા ઇચ્છતો નથી કે જેથી લાંછન ટળે."

"મહારાજ, મારો હેતુ એજ હતો અને છે."

"નાગભા મને અસત્ય વાત ઠીક નથી લાગતી, હું જે કહું છું તે સાંભળ. તારા મનમાં વિચાર જુદા છે."

"મારા મનમાં વિચાર જુદાજ છે?"

"આ પ્રશ્નને અહીં સ્થાન નથી."

"કેમ?"

"તારા મનને પૂછ. હા, પણ તારા મનને તું ક્યાંથી પુછવાનો તો? કારણકે તારૂં મનતો તારી પાસે છેજ નહિ. તારા મન પર જેની સત્તા છે, તે જેમ કરાવે છે તેમ તું કરે છે. તારી યોજના એટલા માટે છે કે તું તારા ભાઇને સુધારી ઇચ્છિત વસ્તુ મેળવે; એમજ ને?"

"હા."

"પણ ક્યાંથી બનશે?"

"કેમ?"

"તારો ભાઇ માનવાનો નથી. કદાચ માને તો એક ઉપાયથી માને." નાગભાના મનમાંથી બધી નિરાશા નીકળી ગઇ, આશાના અંકુર ફૂટ્યા. તે આશાના રંગમાં રંગાતો બોલ્યો:

"દેવકુમાર, શો ઉપાય છે?"

"એ ઉપાય તારાથી થશે?"

"આપની કૃપા હશે તો જરૂર થશે."

"જો તું રાજા થાય તો એ આશા ફળીભૂત થાય તેમ છે. બોલ તારામાં દૈવત છે? એ શક્તિ છે? હોય તો કહે."

"છે. દેવ, મારામાં એ શક્તિ છે. હું અવશ્ય રાજા થઈશ. હું મારી તલ્વારથી વીરહાક વગાડીશ. મારી તલ્વારનું પાણી બતાવીશ. મોટામોટા મહારાજાઓનાં સિંહાસન ડોલાવીશ, અને પછી મારી અમર આશાનો વિજયધ્વજ ફરકાવીશ."

ગુરૂજીએ શાંત ચિત્તે કહ્યું: "એ તો નહિ બને!"

"નહિ બને?"

"ના."

"કેમ નહિ બને?"

"તું તારા ભાઈને સમજાવી શકશે, પણ તારી જે ઇચ્છા છે તે વિજયવતી નહિ થાય."

"હું મારા ભાઈને વશ કરવા સિવાય બીજી કશી આશા રાખતો નથી."

ગુરૂજી ફરીથી જરા ગુસ્સે થયા, હસ્યા અને કહેવા લાગ્યા:

"તું બોલે છે તે સાચું નથી. તારી મહેનત કાંઈ તારા ભાઈને માટે નથી. તું શું મને એમ સમજાવવા માગે છે કે તું રાજા થાય તે માત્ર તારા ભાઈને ધર્મ માર્ગે વાળવાજ?"

"ત્યારે?"

"તારો મૂળ હેતુ જુદોજ છે."

"આપ આ શું કહો છો? તમારા આવા પ્રશ્નોથી હું મુંઝાઉં છું. હું નથી સમજતો કે આપ કહેવા શું માગો છો?"

"જે કહેવા માગું છું તે સત્ય છે. મારા બોલવામાં અસત્યની ગંધ પણ નથી. જો, તારી ઇચ્છા શી છે તે બતાવું?"

"બતાવો."

"તારી ઇચ્છા આમ કરી પેલી ખેડુતકન્યાને મેળવવાની છે. પણ ભાઇ, તું રાજા થશે તો એમ ક્યાંથી બનશે?"

નાગભા પહેલતિો જરા શરમાયો, પણ પાછળથી કહેવા લાગ્યો:

"દેવ, કેમ નહિ બને?"

"નહિ બને? તું મહારાજા અને એ એક ખેડુતની કન્યા. રાજા અને ખેડુતમાં કાંઇ ભેદ નથી? તું રાજા થાય તો તારા માટે એવી કન્યા શોભે?

"ત્યારે મારે રાજા થવું નથી."

"ન થાય તો કાંઇ નહિ, પણ તારા આ છેલ્લા શબ્દોથી તું શું કરવા માગતો હતો એ બધું બહાર આવે છે. રાજા થવાનો તારો મમત, વીરહાક વગાડવાનો તારો બોલ, તલ્વારનું પાણી બતાવવાની તારી વાણી, તે ઉકળતા દુધ સમાન હતું." નાગભા નીચું જોઇ ગયો. ગુરૂજી મનમાં ને મનમાં હસતા હતા. થોડીવાર રહી તેમણે ફરીથી પુછ્યું:

"નાગભા, હવે તારી શી ઇચ્છા છે?"

"હવે તો મારી ઇચ્છા કાંઇ નથી. હવે માત્ર એકજ ઇચ્છા છે અને તે આપની સેવા."

"સેવા તારાથી નહિ થાય."

"થશે, અને હું માનું છું કે આપની સેવાથીજ મારી બધી આશાઓ ફળશે. આપના આશીર્વચનથી મારા ભાગ્યની ગતિ ફેરવાશે, જે નથી બનવાનું તે બનશે. હવે મારા મનમાં બીજી કશી તૃષ્ણા નથી. આપ મને આપની છાયામાં લ્યો, મારા પર કૃપા કરો, મારા મનમાંથી મોહ દૂર કરો. મારો ઉધ્ધાર આપના હાથમાં છે."

નાગભાની મતિ બદલાઇ ગઇ. મોહનો રંગ ઉડી ગયો, સેવા ભાવ પ્રકટ થયો. ગુરૂજીએ નાગભાને છાતી સાથે લગાડયો, મસ્તક પર હાથ ફેરવ્યો અને કહ્યું: "વત્સ, તારી મનોભાવના પરિપૂર્ણ થજો."

આ વાત બનવાના બીજા દિવસે સવારમાં હંસા જવાને માટે તૈયાર થઇ. ગુરૂ મહારાજે તો આગળથીજ ચેતવણી આપી હતી, એટલે એમને પૂછવાનું તો હતુંજ નહિ, પણ પોતે જતાં પહેલાં ગુરૂજીના દર્શનાર્થે આવી.

આશ્રમમાં બધાં બાળકો હતાં. હંસાએ આશ્રમમાં પગ દીધા અને બધાં બળકો મોતીની તૂટેલી માળાના મણુકા માફક વેરાઈ ગયાં. હંસાએ આવી હાથ જોડયા. ગુરૂજીએ પાસે બોલાવીને પૂછ્યું:

"દીકરી, હવે કાંઇ ઇચ્છા છે?'

"આપની કૃપા હોય તો મારે બધું છે."

"બાળો! તું મારી બાળકી છે. તું રાજકન્યા છે. અહીંયાં જે પ્રકાર બન્યો છે તેના માટે તારે કાંઇ કહેવું છે?"

"હું શું કહું?" આપ પુછો છો તો સાંભળો:

**શાન્તિ અને મુજ પ્રાણુનો આધાર મૂકી જાઉં છું,**
**આશા તણો મારો બધો અંબાર મૂકી જાઉં છું.**
**આ યાદ આપે બાળકી તેથી તમારા ચરણુમાં,**
**હું છેવટે મુજ આંસુઓની ધાર મૂકી જાઉં છું."**

"દીકરી, તારી ભાવના હશે તો બધાં સારાં વાનાં થશે. તું જાય છે તો જા. હું આશીર્વાદ આપું છું કે ઇશ્વર તારૂં મંગળ કરે."

હંસા ગુરૂજીના આશ્રમથી છુટી પડી. પણ આશ્રમમાં નાગભા હતો. નાગભા હંસાનો આધાર હતો. હંસા એને. મનથી વરી ચૂકી હતી. નાગભા એનું સર્વસ્વ હતો. હંસા ગઇ, નાગભાને પોતાના પ્રાણુ સોંપતી ગઇ, હંસા જડ જેવી ગઇ, અને નાગભા?

નાગભા હંસાના જેવોજ હતો. નાગભામાંયે ચેતન કયાં હતું? એનીએ બધી આશા હંસામાં હતી. હંસાને મેળવવા માટે એની આતુરતા ઓછી ન હતી. હંસા ગઇ. નાગભા ઝુરતો રહ્યો. પણ ગુરૂજીની સેવામાં

તેને શાંતિ વળી. હંસા કરતાં ગુરૂજીની સેવામાં તેને બહુજ આનંદ આવવા લાગ્યો. છતાં જ્યારે જ્યારે હંસા યાદ આવતી, ત્યારે નાગભાની નજર સામે એક પ્રલયકાળ દેખાતો, નિરાશાની આગ નાગભાને બાળી નાખતી.

## પ્રકરણ ૧૧ મું.

### વિયોગ અને વિદાય.

હંસા ગુરૂનો આશ્રમ તજી પોતાના પિતાના રાજ્યમાં આવી. અલકાપુરીમાં હંસાનાં પગલાં થતાં મહારાજાના મનમાં આનંદનું પૂર આવ્યું. હંસા પણ પિતાના દર્શનથી ઘણી સંતુષ્ટ થઇ.

હંસાનો એક પણ દિવસ એવો ન જતો કે જે દિવસે હંસાના મનમાં નાગભાની યાદ ન થઈ હોય. હંસા હૈયાસુની બની જતી. પળેપળે તેને પોતાના પ્રિયકરનાજ વિચાર આવતા, વિચાર સાથે આખા શરીરની સ્થિતિ બદલાઇ જતી. કોઇ પણ વસ્તુમાં આનંદ ન આવતો. પોતાના સહવાસમાં સદ્ગુણી સહચારીઓ હતી. તેઓ હંસાના આ ભાવ જોતી અને સમજતી કે મદનરાજે મેદાનમાં મોરચો માંડયો છે. હંસાની આંખમાં અવારનવાર જળ ભરાતાં. નાગભાના વિયોગથી તે ઝુરતી. એમાં પણ જ્યારે આકાશનો શીતળ ચંદ્રમા જગતને શોભાવતો ત્યારે હંસાની દશા દયાજનક થઇ જતી.

એક રાત્રિની આ વાત છે. હંસા પોતાના રાજબગીચામાં બેઠી હતી. આકાશનો દેવ આકાશ પરથી તેજ પાથરતો હતો. હંસા આકાશના શશી સામું જોઇ કહેતી હતી:

"રે! ચંદ્ર, તારામાં આ આગ કોણે ભરી છે? તારામાં બાળવાની આવી શકિત કોણે મુકી છે? શા માટે તું મને બાળે છે? તું અસ્ત થા. મારા માટે તારાં કિરણો શીતળ નથી, પણ તાતાં તીર છે."

આ શબ્દો એક સખી પાછળ ઉભી ઉભી સાંભળતી હતી, તે બોલી:

"તું તીરથી ક્યારે વીંધાણી?"

હંસા શરમાઇ ગઇ, માથા પરના પટને જરા આગળ લીધો. ડોક નીચી ઢાળી અને બોલી:

"તેં સાંભળ્યું?"

"હા. પણ એ ભેદ હું સમજી નથી. કહે તો ખરી ક્યાં ઘવાણી?"

"હું ઘવાણી નથી."

"ત્યારે શું કોઇને ઘાયલ કરીને આવી છે?"

હંસા ન બોલી. એના મુખના ભાવે બધું પ્રકટ કર્યું. સખી સમજી ગઈ. સમજવા પછી બાકી શું રહે? તેણે હંસાને સતાવવી શરૂ કરી: "તું ઘાયલ તો નથી થઈ પણ કોઇને ઘાયલ કરીને જરૂર આવી છે."

હંસા શરમથી હસી અને બોલી:

"ઘાયલ કરનારૂં બચ્યું નથી."

"એ તો નિયમજ છે."

"શો?"

"યુધ્ધમાં જનારા ઘાયલ કરે છે અને ઘાયલ પણ થાય છે. તારી પણ એજ સ્થિતિ છે. તું ઘાયલ કરીને આવી છે; સાથે થવું જોઇએ તેમ તું ઘાયલ પણ થતી આવી છે."

હંસાએ સખીના મોઢા પર ધીમો તમાચો માર્યો. સખીએ હંસાના બન્ને હાથ પકડી લીધા. હંસા બળ કરવા ગઈ, મસ્તક પરથી અંબરપટ ખસી ગયો, મસ્તકના વાળ પર ચંદ્રકિરણો દોડાદોડ કરવા લાગ્યાં. હંસાનો દેખાવ કોઇ અમરલોકની યૌવના સમાન હતો. સખીએ પુછ્યું;

"બા, કહેતો ખરી કે શું થયું?"

"ખરૂં કહું?"

"ત્યારે શું ખોટું કહીશ?"

"સાંભળ; ખરૂં કહીશ. હું ત્યાં ગઇ હતી."

"ક્યાં ગઇ હતી?"

"લુંટાવા."

"તું લુંટાણી કે લુંટીને આવી."

"લુંટાણી છું."

"અને તેં કાંઇ નથી કર્યું?"

"હું શું કરૂં?"

"લુંટ?"

"બા, મને લુંટ આવડે?"

"બનાવે છે કે રાજકુંવરી? બીજી સખીઓને બનાવજે; હું તો બધું ભણીને પારંગત થઇ છું."

"શું હું ખોટું બોલું છું?"

"પ્રેમીઓ સાચું બોલવાનું શીખ્યાંજ નથી. જેના મનમાં પ્રેમનો જન્મ થાય છે તેને માત્ર એકજ ભાન રહે છે, એને બીજી કશી પરવા રહેતી નથી."

"ભાન શાનું રહે છે?"

"પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવાનું."

"અને તે વસ્તુ કઇ?"

"પેલી કુમુદિનીને પુછ; એ બતાવશે. જો તે કેવી આનંદ કરી રહી છે? આકાશનો અધિષ્ઠાતા કેવો ખોબે ખોબે અમૃત પીવરાવે છે?"

"એ મને શું ઉત્તર આપવાની હતી! એ તો પોતાની મસ્તીમાં મસ્ત છે, એ મને કાંઇ જવાબ નહિ આપે." આ રંગમાં બીજી એક સખી આવીને ભળી. તે આવતાં આવતાં આ શબ્દો સાંભળી ચુકી હતી, તેથી તેણે આવતાંની સાથેજ બોલવાનું શરૂ કર્યું:

"કુમુદિની બિચારી આનંદમાં ક્યાં છે ? એતો ઝુરે છે. એના મનમાં એવા ભાવ છે કે પ્રિયકર શશી પોતાની પાસે આવે, પણ એતો લાખો જોજન દૂર છે."

"દૂર છે, છતાં નજર સામે છે."

"હા, એ તો ખરૂં."

"ત્યારે આ સખીનો પ્રિયકર કોણ જાણે ક્યાં છુપાયો છે, અને તેથીજ તે બિચારી જેને આંખમાં આંસુ ભરીને ચંદ્રવંદના કરે છે."

"વંદના કરે છે?"

"હા, અને હીમકરને દુત બનાવી કદાચ પોતાના હૃદયસમુદ્ર પાસે પણ મોકલાવશે."

"આ વાત તો નવી. હા, કવિઓ પોતાની સૃષ્ટિમાં પુરૂષને વીરહી બનાવી પોતાની મનોહારિણી પાસે દુત મોકલતા સાંભળ્યા છે; પણ કોઇ યુવતીએ આવું કર્યું હોય તે મારા જાણવામાં નથી."

"જાણવામાં નથી તો તારા અનુભવમાં આવશે."

"હેં બેન?" બીજી સખીએ પુછ્યું:

"એ તો ગાંડી છે."

"સત્ય છે. હુંજ હમણાં ચંદ્રને ઠપકો આપતી હતી. હુંજ હમણાં હૃદયજવાળા કાઢતી હતી. હુંજ હમણાં ઉના નિશ્વાસ નાખતી હતી. સત્ય છે. હુંજ ગાંડી છું, મારામાં ગાંડપણ નથી, ગાંડપણ તારામાં છે."

"તારામાં ગાંડપણ નથી?"

"ના."

"ત્યારે તું ગાંડી શાની?"

"ગાંડા સાથે વસનાર ગાંડુંજ ગણાય. સંગનો રંગ લાગવોજ જોઇએ ના!"

"વારુ હવે આ વાત જવા દો. કહો, મારા જવા પછી શા શા બનાવો બન્યા?"

"બનાવો ઘણા બન્યા, પણ જાણવા જેવો એક પણ નથી."

"પછી બનાવ બન્યા એમ કહેવાય?"

"ન કહેવાય તો કાંઇ નહિ. પણ તું તારી વાત કાં ઉડાવે છે? ખુલાસો કરને. કોણ છે તે?"

"કોણ? કોણ?"

"તારામાં ગાંડપણનો પવન ફુંકનારો.

"માણસ છે."

"એતો અમે પણ સમજીએ છીએ, પણ માણસ છે કોણ?"

"જેને બે હાથ અને બે પગ હોય તે."

"બે હાથ અને બે પગ દુનિયામાં બધાંય માણસોને છે. શું બધાય..."

હંસા ગુસ્સે થઇને બોલી: "ખબરદાર!"

"ત્યારે બોલ ખુલાસો કર."

હંસા ન બોલી. સખીઓએ ઘણી સતાવણી કરી, પણ કાંઇ ન વળ્યું. આખર સખીઓ થાકીને ત્યાંથી ઉઠી, એટલામાં સામેથી કાંઈ ખડખડાટ થયો. સખીઓનું ધ્યાન તેના તરફ ગયું. મોટો ફણીધર તેમની નજરે પડયો. સખીઓ ગભરાઇ અને બુમ પાડી ઉઠી:

"નાગ! નાગ!"

હંસા તો પોતાના ધ્યાનમાંજ હતી. નાગ શબ્દ કાન પર અથડાઇ ગયો. તે ચોંકી. અસાવધતાથી બોલી ગઇ: "નાગ! મારો નાગ! મારો મણી નાગ! મારો જીવન આરામ નાગ!"

સખીઓ તો ગભરાટમાં રહી અને તરતજ કહ્યું: "અહીંઆં ક્યાં તારો આરામ કે મણી છે; અહીંઆં તો જો સામે ફણીધર નાગ છે. તારો નાગ તેં છુપાવ્યો, પણ હવે ભાગ; નહિ તો પછી આવી બન્યુંજ સમજજે."

હંસા ત્યાંથી આગળ ન વધી. એ બોલી: "નાગ મને કશું કરનાર નથી. મારા હાથમાં નાગની જપમાળ છે. જેને હું જપું છું એ મારો વાળ પણ વાંકો નહિ કરે."

હંસાના શબ્દો પૂરા થતાં નાગ ત્યાંથી બીજા રસ્તા તરફ ફરી ગયો. સખીઓ નિર્ભય થઈ ગઇ. એક બોલી:

"હંસા, તારો પ્રેમ કોઇ દેવાંશી છે."

હંસાએ જવાબ ન આપ્યો અને એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. બીજીએ ઉમેર્યું:

"એમાં પ્રેમની વાત શી હતી? કાગનું બેસવું ને તાડનું પડવું."

"ચાલો એ વાત જવા દો." સખીએ કહ્યું, "હંસાના મનનો માલીક કોણ છે, એ એની મરજી ન હોવા છતાં આપણે જાણી ગયાં. એના મનનો માલીક કોઇ નાગસિંહ હોવો જોઇએ."

"નાગસિંહ હોય એમ તું શાથી કહે છે?"

"એના શબ્દો પરથી."

"નાગ શબ્દથી કાંઇ નાગસિંહજ નીકળે?"

"હંસા બોલી: "ત્યારે?"

"નાગજી પણ થાય."

"તારૂં કપાળ થાય."

"નાગરાજ પણ થાય."

"હવે થાય ને ન થાય એમાં તમારે શું? તમારે જે કાંઇ કામ હોય તે કરોને?"

"અમારે એકજ કામ છે."

"શું?"

"તારા નાગને જોવા છે."

"જોવા છે?"

"હા."

"જરૂર જોવા છે?"

"જરૂર, જરૂર, ને જરૂર જોવા છે."

"ત્યારે જા કટાર લઈ આવ."

"કટાર શા માટે?"

"નાગને બતાવવા માટે."

"કટારથી નાગ જોવાશે? તું આ શું બોલે છે?"

"ખરૂં બોલું છું. તું જે નાગને જોવા માગે છે, તે મારા હૃદયમાં છે. લાવ કટાર, હૃદય ચીરી બતાવું; નાગ તને દેખાશે."

"ઓ, મા! આ તું શું બોલે છે?"

"બોલતી નથી; તારા પ્રશ્નનો ઉત્તર આપું છું."

"મારે આવો ઉત્તર નથી જોઇતો."

"ત્યારે નાગ કાંઇ રસ્તામાં નથી કે તું જોઈ શકશે."

"વાહરે વાહ! જોજે તો ખરી, હું એ તારા નાગને જોઉં છું કે નહિ."

"એ કાંઇ એમને એમ ઉપાડી જવાના નથી, રાજમાં આવશે તો ખરાને?"

"હા, આવશે."

"બસ ત્યારે! આવશે ત્યારે જોઇશું."

"પણ આવશે ક્યારે?" બીજી બોલી.

"ભાવિ લઇ આવે ત્યારે."

હવે આપણે પાછા ગુરૂજીના આશ્રમમાં નાગબાની સ્થિતિ કેવી છે તે જોઇએ. હંસાના જવા પછી ગુરૂજીની સેવા એજ નાગબાનું માત્ર લક્ષ હતું, પણ એ લક્ષમાં ક્યારે ક્યારે તેનાથી ચુક થઇ જતી. ગુરૂજી પણ નાગબાને ભાવિ સાથે યુદ્ધ કરવાને વિદાય કરવાના વિચાર કરતા હતા. ગુરૂજી જાણુતા હતા કે નાગબા એક વીરકેસરી છે. આથી તેમણે નાગબાને એક દિવસ કહ્યું:

"નાગભા, હવે તારી શી ઇચ્છા છે?"

"આપની જે ઇચ્છા હોય તે."

"મારી ઇચ્છા છે કે તું મારો આશ્રમ છોડી જા."

"પણ મારો કંઇ અપરાધ?"

"તેં અપરાધ કંઇ નથી કર્યો?"

"ના."

"એજ તારો અપરાધ છે."

"દેવ, આપ આ શું કહો છો!"

"નાગભા, તું મારો અપરાધી નથી અને હું તને અપરાધી ગણતો પણ નથી; પરંતુ હવે તારો સમય ફેરવાયો છે."

"એ મારું મંદ ભાગ્ય છે."

"નહિ વત્સ, તું ભૂલે છે. મારા શબ્દો સાંભળ. તું વીર છે, માત્ર વીર નથી; વીરકેસરી છે, તારો જે ધર્મ હતો તે તેં બજાવ્યો છે. હવે મારી ઇચ્છા છે કે તું અહીંથી જા."

"હું ક્યાં જાઉં?"

"તારા ભાવિને અજમાવવા!"

"મારું ભાવિ આપોઆપ ખુલશે."

"એ વાત મિથ્યા છે. ભાવિ ત્યારેજ ખુલે છે કે જ્યારે માણુસ યત્ન કરે છે. તું પણ યત્ન કર, તું પણ પુરુષાર્થ બતાવ; તારા ભાગ્યમાં શું છે એની ખાત્રી કર."

"મારું ભાવિ આપ નથી જાણતા?"

"જાણું છું."

"મારા ભાગ્યમાં શું છે?"

"રાજ."

"રાજ હશે તો આપોઆપ મળશે."

"નહિ, આપોઆપ નહિ મળે; તારે પોતાને જવું પડશે. સંગ્રામ ખેડવા પડશે, રણાંગણમાં ઝુઝવું પડશે."

"એતો મારા આનંદનો વિષય છે; પણ સામે કોણ હશે?"

"સમરમાં તો સામે શત્રુજ હોય."

"પણ મારો તો સંસારમાં કોઇ શત્રુ નથી."

"શત્રુ નથી તો થશે."

"ક્યારે ?"

"અહીંયાંથી જવા પછી."

"પણ હું અહીંયાંથી જવાજ માગતો નથી તે. હું અહીંયાંથી જાઉં ત્યારે કોઇ મારો શત્રુ થાયને ? મારે જવું પણ નથી અને શત્રુ બનવાનો પણ નથી."

"ત્યારે રાજ્ય નહિ મળે."

"મને ઇચ્છા નથી."

"રાજ્યની ઇચ્છા નથી? જો રાજ્યની ઇચ્છા નહિ કરે તો તારી બધી બાજી માટીમાં મળી જશે. તું વીર છે, ક્ષત્રિય છે, તારા માટે આ ઝુંપડી નથી, તારા માટે સંગ્રામ છે. તું ઝુંપડીમાં રહી મારી સેવા કરીશ; એથી તારો ધર્મ નહિ સચવાય."

"મારો ધર્મ શો છે ?"

"તું નથી જાણતો ? ક્ષત્રિયનો ધર્મ શો હોય ? બસ એટલોજ વિચાર કર કે તું ક્ષત્રિય છે."

ગુરૂજી બોલતા બંધ થયા. નાગભાના રોમેરોમમાં ક્ષત્રિયવટનો આવેશ આવ્યો. તે આવેશમાં બોલ્યો:

"દેવ, આપ જેમ કહો તેમ કરવા હું તૈયાર છું. કહો, આપ શી આજ્ઞા કરો છો?"

"તું આશ્રમ છોડીને જા."

"ક્યાં જનઉં ?"

"સંગ્રામની શોધમાં."

નાગભા બોલ્યા વગર માતાની પાસે આવ્યો. નાગભાના મોઢા પર વીરતા તપતી હતી, માતાએ તે જોઇ અને પુછ્યું:

"વીર, તું ખરેખર વીર છે."

"ગુરુજી એની પરીક્ષા કરવા માગે છે."

"તો પરીક્ષા આપ."

"તું શું કહે છે ?"

"હું હા કહું છું. સાથે આશીષ પણ આપું છું કે તારાં કાર્યો યશસ્વી થાય."

નાગભાએ માતાના ખોળામાં મસ્તક રાખ્યું. મસ્તક પર માતાએ હર્ષનાં આંસુ વર્ષાવ્યાં. નાગભા બીજે દિવસે ગુરુજીની આજ્ઞા લઇ બહાર નીકળ્યો: "દેવ, મારી માતાની રક્ષા કરજો."

ગુરુજીએ નાગભાના શિર પર હાથ મૂકયો, અને આશીર્વચન કહ્યાં. નાગભા માતાને નમ્યો અને બોલ્યો:

"જનેતા! જીવીશ તો આવીશ, નહિ તો છેવટના રામરામ."

માતા ગળગળી થઇ ગઇ અને નાગભા માતા તથા ગુરુજીની વિદાય લઇ ચાલતો થયો. આશ્રમ છોડતાં હંસાની આકૃતિ ફરી તેની સમક્ષ આવીને ઉભી રહી. તળાવડીનાં દશ્યો દેખાયાં. નાગભા થોડીવાર તો અવાક અને ગુમસામ થઇ ગયો, પણ તરતજ મનમાં પડઘો થયો: 'નાગભા, ચાલ, વખતે તે પ્રિયદર્શિનીનો પણ મેળાપ થશે.'

## પ્રકરણ ૧૨ મું.

### સુરેખા

ગુરૂજીની આશીષ લઇ નાગભા પોતાનું ભાવિ અજમાવવા બહાર નીકળ્યો. પોતાની પાસે સાધનમાં શસ્ત્ર હતાં. તલવાર, ભાલો, બરછી, કટાર, ખભા પર તીરનો ભાથો, ભાથામાં તીર; આ સાધનો લઇ નાગભા આગળ વધ્યો.

શું ખાવું એ નાગભાને વિચાર ન હતો, શું કરવું એ વિચાર હતો. આમ વિચારમાં તે દશ ગાઉ દૂર નીકળી ગયો. દશ ગાઉ જવા પછી પહાડી જમીન આવી. ચારે તરફ પહાડના પત્થરો હતા, નાગભા એ પત્થરની પરવા કર્યા વગર પગલાં ભરતો હતો. આમ કરતાં ઉંચે ચઢાણ આવ્યું. એક ટેકરી ઉતરીને બીજા રસ્તા પર જવાય એમ હોવાથી નાગભા તે ટેકરી પર ચઢવા લાગ્યો.

આકાશમાં સૂર્ય તપતો હતો. સૂર્યના તાપથી નાગભા પરસેવાથી તરબોળ થયો હતો. આખું શરીર પરસેવાથી નીતરી ગયું હતું, છતાં નાગભાએ પોતાનું ચાલવું ચાલુજ રાખ્યું.

થોડે દૂર ગયો નહિ એટલામાં તેના કાનમાં કારમી ચીચીયારીનો અવાજ આવ્યો. અવાજ આવતાં નાગભા ચમકયો, પાછો ફરી કાન માંડયા. ફરીથી કાનમાં અવાજ આવ્યા. અવાજથી નાગભા તે તરફ ગયો. જરા દૂર જતાં બહુજ કરૂણ દેખાવ તેની નજરે પડયો. સામે સિંહે ફ્લાંગ ભરી છે. એક માણુસ તલવાર લઇ તેની સામે થયો છે, જોત જોતાંમાં કેસરીસિંહે માણુસને પોતાના પંજામાં લીધો. આ દ્રશ્ય નાગભાથી જોવાયું નહિ. ભાથામાંથી તીર કાઢયું, કમાન પર ચઢાવ્યું. કમાન ખેંચી તીરને વિદાય કર્યું. તીર જઇને સિંહની છાતીની આરપાર

ગયું, સિંહ મુઓ, સાથે માણુસના પણ એજ હાલ થયા. સિંહના પંજામાં ફસાયેલો માણુસ બચ્યો નહિ, મૃત્યુના મુખમાં જઇને ઉભો રહ્યો. નાગભા નજીક આવ્યો, માણુસને જોયો અને એક નિઃશ્વાસ નાંખી બોલ્યો:

"મારી મહેનત ધુળ થઇ."

બાજુમાં એક તરૂણુ કન્યા હતીં, તે બોલી: "મહેનત ધુળ નથી થઇ, પણુ સફળ થઇ છે."

નાગભા એ બંસરીના સ્વર તરફ ફર્યો. જોયું તો કોઇ મદભરી તરૂણતા નાગભાને જોતી હતી. નાગભાએ તરૂણીને પુછ્યું:

"તમે કોણુ છો?"

"પારધીની જાળમાં ફસાયેલી ગરીબ હરણી."

"પારધી કોણુ?"

"આ મૃત્યુના મહેમાન."

"મૃત્યુના મહેમાન કોણુ છે?"

"આ પડયો તે."

"એ છે કોણુ?"

"મારા પગની મોજડી સાફ કરનાર મારો અનુચર; તે અત્યારે પોતાનું પોતાપણું ભૂલીને પારધી થયો હતો, પણુ આપે મને બચાવી."

"મેં નથી બચાવી, કેસરીએ બચાવી."

"આપ કેસરી જેવા છો. આપ ન આવ્યા હોત તો હું બચવાની ન હતી."

"એ તમારી ભ્રમણુા છે. માણુસ મારા આવવા પહેલાં આ કેસરીનો કોળીઓ થઇ ચુક્યો હતો. હું તો એ તમારા શત્રુનો સહાયક છું."

"તમે એને શી સહાય કરી?"

"મારૂં તીર તેની સહાયતા માટે હતું."

"સમજી. પણ જો અહીં આવ્યા પછી આપે જાણ્યું હોત કે એ પારધી છે અને હું ગરીબ પંખીણી છું તો?"

"તો હું તમોને સહાય કરત."

"હું પણ એમજ કહું છું, મારી નજર સામે એ ચિત્ર દોરાઇ ગયું છે. જાણે આ પાપી મને પકડવા આવ્યો છે, મેં ત્રાડ નાખીઃ 'બચાવો!' આપ આવ્યા અને મને ઉગારી લીધી."

"આ તો તમારી ભ્રમણા છે."

"હા, હમણાં તો ભ્રમણા છે, પરંતુ જો આ કેસરી ન આવ્યો હોત તો મારી ભ્રમણા સાચી ઠરત."

"જે બનવાનું હતું તે બન્યું; હવે કહો તમો કોણ છો? તમારૂં નામ શું?"

"હું સ્ત્રી જાતિ છું, મારૂં નામ અબળા છે."

નાગભા તો દિગ્મૂઢ થઇ ગયો. બાળા શું બોલે છે તે તેના સમજવામાં આવ્યું, પણ એ વાત વિપરિત લાગવાથી બોલ્યો:

"સ્ત્રી જાતિ અબળા છેજ નહિ."

"ત્યારે?"

"સ્ત્રી જાતિ અજીત છે."

"તમે ગમે તેમ માનો, તમોને તેવો હક્ક છે."

"તમે કોણ છો?"

"હું વીરમતી નગરીની રાજબાળા છું, મારૂં નામ સુરેખા છે."

"તમે અહીંયાં ક્યાંથી?"

"આ ગિરિશૃંગ પર મહાશક્તિની મૂર્તિ છે. એનાં દર્શન નિમિત્ત હું આવી હતી. મારી સાથે મારા અનુચરો હતા. પણ બધા કરતાં આ મુએલો માણસ વધારે વિશ્વાસુ હતો; તેથી હું તેને લઇ ઉપર જતી હતી."

"તમે એકલાંજ હતાં?"

"ના બીજા છે, પણ એ કાણુ જાણે શાથી અમારો સાથ છોડી ચાલ્યા ગયા અને હું આમ ફસાણી."

"હવે તમારી શી મરજી છે?"

"મારે દર્શન કરવાં છે."

"હું આવું સાથે?"

રમણીનાં નયન ઢળી પડ્યાં, એ ઢળતાં નયનનો અર્થ એવો હતો કે વીરનર તેં મને પોતાની કરી લીધી છે. નાગબાના મનમાં જુદાજ ભાવ હતા. એ ઉપકાર તરીકે થઇ આ કામ કરવા મથતો હતો.

નાગબા અને સુરેખા આગળ વધ્યાં, થોડે દૂર ગયાં તો બે માર્ગ દેખાયા. એક ઉપર ચઢવાનો અને બીજો બીજી બાજુથી સામે જવાનો. નાગબા આ સ્થળ આવતાં જરા ખંચાયો. સુરેખા બોલી:

"આપ કેમ અટક્યા?"

"મારે અહીંથી જવાનું છે."

"મારો સાથ છોડી દેશો? મને અધવચમાં રાખશો? આપે તો મને દર્શન કરાવવા કહ્યું છેને?"

"તમારાં માણુસો ક્યાં છે?"

"એ તો આગળ ગયાં છે."

"પાછાં નહિ આવે?"

"આવશે, પણ હમણાં નહિ આવે. આપ ચાલો મને જરા ઉપર મુકી જાવ. હું દર્શન કરૂં, પછી આપને જવું હોય તો જજો."

"વારૂ, ચાલો."

રસ્તો કાપતાં કાપતાં સુરેખા બોલી: "આપનુ નામ?"

"નિરાધાર."

"તમે નિરાધાર છો?"

"હા."

"તો આધાર હું આપીશ."

"એક અબળા આધાર આપશે ?"

"હું અબળા છું ? આપે તો મને હમણાં અજીત કહી અને પાછા હમણાં મને આપજ અબળા કહો છો ? શું હુ અબળા છું?"

"તમો અજીત છો. પણ એવા સમય ઉપર. અત્યારે એ સમય નથી. અત્યારે તમો અબળા છો."

"ત્યારે કેવો સમય હતો ?"

"નાશનો."

"મારો નાશ કોણ કરત ?"

"એ અનુચર."

"મારો નાશ થાત, છતાં હું અજીત ?"

"હા."

"તમરી વાત ગુંચવાડા ભરેલી છે."

"તમે નથી સમજતાં તો ભલે, પણ મારૂં કહેલું ખોટું નથી."

"હું કેમ માનું ? મારો નાશ થાય છતાં મારી જીત; એ તો નવાઇ ?"

"હા, એ નવાઈ છે."

"પણ મને સમજાવો. માણસ મરીને વિજય કેમ મેળવતો હશે ?"

"એની ઇચ્છા શી હતી ?"

"ભયંકર પાપ કરવાની."

"એ પાપને સ્વાધીન તમે થાત?"

"મરતાં સુધી તો નાહ."

"ત્યારે જે એ વસ્તુ માગતો હતો તે તમે મરતાં સુધી તો નજ આપત. કેમ એમજ ને !"

"અવશ્ય."

"તો પછી તમારો જય ખરો કે નહિ?"

સુરેખા સ્તબ્ધ થઇ ગઈ. નાગજી કહેવા લાગ્યો: "એનું નામજ જય, એનું નામજ જીત. તમે જે બીજનો પ્રાણના ભોગે બચાવ કરો એનાથી બીજો સારો વિજય કયો કહેવાય? અને તેથી મેં તમોને તે વખતે અજીત કહ્યાં."

"અને આ વખતે તમે મને અબળા શા માટે કહો છો?

"તમે મને આપવાનું કહો છો, પણ તમારાથી તે બનવાનું નથી."

"કેમ નહિ બને?"

"એજ કે તમો અબળા છો!"

"તમે વાતનો વિસ્તાર ન કરો, જે ભેદભરી વાત તમે કરવા માગો છો તે તુરતમાં કહી નાંખો; મને બહુજ વ્યાકુળતા થાય છે."

"એમાં વ્યાકુળતા કરવા જેવું કશું નથી."

"ત્યારે!"

"તમો પરાધીન છો, પારકાના આધારે છો! કેમ ખરૂં કે નહિ?"

સુરેખાએ ઉત્તર આપ્યો: "હા. એ વાત ખરી."

"ત્યારે તમે પોતે આધાર વગરનાં છો, પછી તમે મને આધાર શી રીતે આપશો?"

"પણ એ વાતથી હું કાંઇ અબળા નથી ઠરતી. હું તમારી પાસે આધારનિરાધારનો ખુલાસો નથી માગતી. હું તો એ ખુલાસો માગું છું કે હું અબળા કેવી રીતે છું?"

"હજી એ સમજવાનું બાકી રહે છે ખરૂં?"

"બરાબર."

"તમો પરાધીન છો, છતાં બળવાન કહો છો, તમારા મસ્તક પર બીજાની સત્તા છે, છતાં તમોને ગુમાન રહે છે."

"મારા પર કોઈની સત્તા નથી."

"એ તમારૂં બોલવું હું માની શકતો નથી. દરેક સ્ત્રીએ સત્તામાં રહેવું જોઈએ. બાળપણમાં માતાપિતાની, યુવાનીમાં પતિની, અને વૃધ્ધાવસ્થામાં પોતાની પ્રજાની. જો સ્ત્રી સ્વતંત્ર રહે તો મહા અનર્થ થાય. એના ઉપરથી તત્વ કાઢો તો આપોઆપ સમજી શકશો."

સુરેખા નાગભાને ધારીધારીને જોવા લાગી. એના અંતરમાં એકજ વાત હતી કે 'અહા! કેવા યુવાન છે.' નાગભાના મનમાં આ વિષયનો સંચાર પણ ન હતો. એ તો પોતાની પ્રકૃતિ પ્રમાણે વાતો કર્યો જતો હતો. સુરેખાના મનના ભાવો વધારે બળવાન થતા ગયા. આંખમાં ઘેન ભરાવા લાગ્યું. ચાલતાં ચાલતાં પગ અટકવા લાગ્યા. નાગભાએ પોતાની ધુનમાંને ધુનમાં કહ્યું:

"મંદિર કયાં છે?"

"મંદિર છે, પણ દેવ નથી."

આ ઉત્તર સાંભળતાં નાગભા ચમકયો, સુરેખાના સામું જોવા લાગ્યો. સુરેખાએ પગની પાની સામે નજર કરી અને જાણે એ વાતની સાક્ષી આપી કે, 'પ્રેમદાની બુધ્ધિ પાનીમાં છે.' નાગભા સુરેખાને જોઇને બોલ્યો:

"રાજકુંવરી, હું કોણ છું તે જાણો છો?"

"મારી આંખે જોવાનું જોઇ લીધું છે; બીજું કશું જોવાની મને જરૂર નથી."

નાગભા તો જાણે આભોજ બની ગયો. ઉપકાર કરવા જતાં આ તો આપદા આવી. તે ન સમજ્યો કે હવે મારે શું કરવું. એના મનમાં મુઝવણ થવા લાગી. તે મુંઝાતાં મુઝાતાં બોલ્યો:

"કુંવરી, તમે શું બોલો છો તેનું ભાન છે?"

"ભાન હતું, પણ તમે મને ભાન વગરની કરી મુકી છે. કહો હવે શું કરૂં?"

"આવી રીત ઠીક નથી."

"પણુ મારો દોષ શો? મેં મારા મનને પ્રથમ કહ્યું કે આ વાત ઠીક નથી, છતાં મન માનતું નથી. હવે મારો શો ઇલાજ?"

"તમો આમ કરશો તો હું તમોને છોડીને ચાલ્યો જઇશ."

"મારા પ્રાણ તમારી સાથે આવશે."

"મને તમારા પ્રાણની પરવા નથી."

"એ હું જાણું છું, પણ મારા પ્રાણ સાથે થશે તો શું કરશો?"

"તમે મને મુંઝવી મારો છો."

"અને તમો મને જાનથી મારો છો."

"હું ચંડાળ નથી."

"હું ક્યાં કહું છું; હું તો તમોને દેવ માનું છું."

"દેવ માનો છો તો પછી દર્શનાર્થે દૂર શા સારૂ જાવ છો?"

"હું એજ વિચાર કરતી હતી. તમારી એમજ ઇચ્છા હોય તો ભલે મારે દર્શન કરવા નથી જવું. તમોજ મારા દેવ, તમારાંજ દર્શનથી હું કૃતાર્થ થઇશ." આટલું કહી સુરેખા ત્યાં અટકી ગઇ.

નાગભાએ કહ્યું: "તમે અહીંયાં બેસો, હું જાઉં છું." આમ કહી નાગભા ત્યાંથી આગળ ચાલ્યો, પોતાને પંથે પડ્યો. સુરેખા તેને જોતી રહી. થોડે દૂર ગયા પછી નાગભાએ પાછું ફરી જોયું. સુરેખા બેસી રહી હતી. સુરેખાએ જ્યારે જોયું કે નાગભા પાછળ ફરીને જુએ છે ત્યારે તેને આશા થઇ કે 'એ મને છોડીને જશે નહિ.' પળ એ પળ પછી નાગભા પાછો ફર્યો; એટલામાં સામેથી સુરેખાના અનુચરો પણ આવી પહોંચ્યા.



# પ્રકરણ ૧૩ મું

## હંસા અને સુરેખા

સુરેખાના અનુચરો આવતાં નાગભાના મનમાં કાંઇક હિંમત આવી અને હવે સુરેખાને મૂકી જવામાં કશો વાંધો કે હાનિ તેને ન લાગી. સુરેખા પણ આવનારાને જોતાં જરા હતાશ થઇ. નાગભા સુરેખાને કહેવા લાગ્યો:

"રાજબાળા, હવે હું જાઉં?"

"મારી જીભમાં નકારો નથી." નાગભાએ એ શબ્દોની કાંઇ પરવા ન કરી અને ચાલ્યો. નાગભાના પગ ઉપડતાં સુરેખા કહેવા લાગી:

"જાવ, ભલે જાવ, પણ મારા અંતરમાંથી તમે જવાના નથી. તમારી મૂર્તિ મારા અંતરમાં બરાબર કોતરાઇ ગઇ છે. હવે મારે તમારૂં કશું કામ નથી."

નાગભા આ વાત સાંભળતાં હસી પડયો. એ હસવું શાથી આવ્યું તે નાગભાની સમજમાં ન આવ્યું. એક અજાણી બાળા, નહિ રાજકુંવરી આમ પોતાના પર પ્રાણ પાથરે અને તે પણ પળ બે પળની મુલાકતમાં! આ બનાવ વિચિત્ર હતો. સુરેખા નાગભાને હસતો જોઇ બોલી:

"હસો, પણ બીજાને સાથે હસાવો તો તમને શું નુકશાન જવાનું છે? એકલપેટા શું થાવ છો! હાસ્યની લ્હાણી કરો ને?"

નાગભાએ ઉત્તર વાળ્યો: "હું તમોને ક્યાં હસવાની ના કહું છું."

"ના નથી કહેતા; માત્ર મોઢું દબાવી દ્યો છો, ગળું ગુંગળાવો છો."

"પણ હું તો તમારાથી પચાસ પગલાં દૂર છું. હું તમારું ગળું ક્યાં ગુંગળાવવા આવ્યો ?"

"તમારી સમજમાં એ નહિ આવે. એ તો તેજ સમજે કે જેને વીતી હોય. તમોને ત્યારે સમજાશે કે જ્યારે મારા જેવા તમે થશો."

"હું જેવો છું તેવો શું ખોટો છું?"

"ખોટા નથી, નિષ્ઠુર છો."

"તમે કહો છો: લોકો નહિ."

"લોકો માણસના હૃદયને પારખી શકતા નથી. જેને વીતે છે તે હૃદયને પારખી શકે છે."

"ભલે કદાચ તમારૂં બોલવું સત્ય હશે, પણ તેમાં મારો દોષ નથી."

"હું ક્યાં દોષ કહું છું ?"

"નિષ્ઠુર તો કહો છો ને ?"

"છો તેવા કહું છું, તેમાં મારો અપરાધ શો ?"

"મારે તમારી સાથે વાતો નથી કરવી, હું હવે જાઉં છું."

"રસ્તો ક્યાં બંધ છે ? જો જવું હોય તો ખુશીથી જાવ."

નાગભાએ પગલાં ભર્યાં. સુરેખાના હૃદયને કચરી તે આગળ વધ્યો. સુરેખાએ તરતજ સીસકારો કર્યો. નાગભાએ પાછળ જોયું. સુરેખા બોલી:

"એટલું યાદ રાખજો કે તમે નિરાધાર છો."

"નિરાધારનો આધાર ઇશ્વર છે."

"ઇશ્વર આધાર આપે છે. તમે તે આધારને ઠોકર મારો છો. તમો મારી સાથે આવશો તો તમને નુકશાન નહિ થાય."

"ફાયદો શો થશે?"

"તમારી જે ઇચ્છા હશે તે."



"મંદિર ક્યાં છે?"
'મંદિર છે પણ દેવ નથી"

પૃષ્ઠ ૧૦૯

"મારી ઇચ્છા તલ્વારનું પાણી બતાવવાની છે."

"મારા ભાઈના દરબાર વિશાળ છે. તમારી તલ્વારમાં પાણી હોય તો ત્યાં બતાવશો. તલ્વાર અને તલ્વારના પાણીની કદર થશે. બીજી કોઈ ઇચ્છા છે?"

"ના."

"તો ચાલો હવે, તમારી તલ્વારને દીપાવવા સમય હું મેળવી આપીશ, તમો વીરહાક વગાડજો."

નાગભા ચકિત થયો. આશ સાથે તે સુરેખા સાથે શિખર ઉપર ચઢયો. એ શિખર પહાડનું ન હોતું; નાગભાનું ભાગ્ય જાણે શિખર ઉપર ચઢયું.

બધાં શિખર ઉપર આવ્યાં. શિખર ઉપર મહાશકિતની મૂર્તિ હતી. મૂર્તિ અનાદિ કાળની જુની અને કળાનો નમુનો હતી. કોઇ કોઇ એવી દંતકથા કહેતું કે આ મૂર્તિ છેક સત્યગમાં રાજા હરિશ્ચંદ્રે બનાવી હતી. અને તે મૂર્તિ મહારાજા હરિશ્ચંદ્રની કુળદેવી હોવાથી ઘણીજ પુજનય છે એમ મનાતું. ઘણા જુદીજ વાત કરતા. જ્યારે રામચંદ્રજીએ સીતાને વનવાસ આપ્યો, ત્યારે સીતાજીએ આ શિખર પર વાસો કર્યો હતો, લવકુશ આજ શિખર પર મોટા થયા હતા, ગુરૂ વસિષ્ઠનો અહીંયાંજ દેહકાળ થયો હતો. અને વસિષ્ઠ મુનીનાં પત્ની પણ અહીંયાંજ સ્વર્ગવાસી થયાં હતાં. પાછળથીએ એ બધાં સ્મરણો તાજાં રાખવા આ મૂર્તિ બનાવી હતી. કોઇ તેને સીતાજીની મૂર્તિ ગણતું, કોઇ હરિશ્ચંદ્રની કુળદેવી ગણતું, પણ આ મૂર્તિનાં માનપ્રતિષ્ઠા ઘણાં હતાં. રાતદિવસ જાત્રાળુ આવ્યાજ કરતા. જાત્રાળુઓનો નિરંતર મોટો મેળો રહેતો અને એથી આ મંદિરની આસપાસ નાનું ગામ જાણે વસેલું હતું.

નાગભા આ સ્થળે આવીને બહુજ ખુશ થયો. સ્થળે સ્થળે તેને ઇશ્વરી લીલાનો આભાસ થયો. ઠેકઠેકાણે કુદરતની નૃત્યકળા તેની નજરે પડી. જ્યાં ત્યાં વનલતાઓ તેનાં નયનમાં ઠંડક કરવા લાગી.

ખળખળ વહન કરતા જળઝરણુથી તે મુગ્ધ થઈ ગયો. દેવીના મંદિરને જોતાં તો તેનાં અંતરઅંકુર ખીલી નીકળ્યા અને દેવીના દર્શનથી તેનો આત્મા અતિ સંતોષ પામ્યો.

સુરેખા પણ આ દર્શન કરી પરવારી. આજની રાત આ પહાડ પરજ ગાળવાનું તેને ઠીક લાગ્યું. કારણ કે સાંજ પડી ગઇ હતી, અને જંગલી પ્રાણીનો ભય હોવાથી નીચે ઉતરવું ઠીક ન હોતું. આથી સુરેખા અને તેના અનુચરો મહાશક્તિના મંદિરમાં રોકાયા. રાત પડી. આકાશમાં ઝીણી ઝીણી દીપમાળા સળગી. કોણે સળગાવી એતો કોણ જાણે, પણ એ દીપમાળા એવી તો આકર્ષક હતી કે મન મોહ પામતું.

જાણે રાત્રિએ શ્યામ સાડી ઓઢી હોય, માંહિ તેજસ્વી તારલા ભર્યા હોય એવો એ દેખાવ હતો. આખો ગિરિશૃંગ શાંત અને શ્યામ હતો. ઘોર અંધકાર સિવાય કશું નહોતું. સ્થળે સ્થળેથી પક્ષીઓનો મીઠો ગુંજારવ કાનમાં આવતો. કોઇ કોઇ વાર ભૃંગોનો રવ કાનમાં આવતો, તો કોઇ વખત પુષ્પોની સુગંધીથી જાણે મસ્તક મસ્તીમાં આવતું, અને આ બધી લીલાથી નાગભા જાણે શિખર પર સ્વર્ગ જોતો હતો.

સુરેખા રાજકુંવરી હતી અને એ કારણથી મંદિરમાં તેને સારૂં સ્થાન મળ્યું. દેવીની મૂર્તિની બાજુમાંજ મોટો ખંડ હતો. આ ખંડમાં સુરેખાને ઉતારો આપ્યો. મંદિરના મહંતે સુરેખાને બધી સગવડ કરી આપી.

સગવડ કરતાં કરી તો આપી પણ પાછળથી તેને પસ્તાવો થયો. થોડી પળ તો તે કાંઇ ન બોલ્યો, પણ પછી તેણે સુરેખા પાસે આવીને કહ્યું:

"બેન, મારી એક અરજ છે."

"શી છે?"

"આપ આજે આ બાજુના ખંડમાં ઉતારો લ્યો તો?"

"કેમ! શા માટે?"

મહંત કાંઇ જવાબ ન આપતાં સુરેખાના મોઢા સામું જોઇ રહ્યો. સુરેખા જરા ગુસ્સે થવા જેવી લાગી.

મહંત બોલ્યો: "બેન, આજે અહીંયાં રાજકન્યા આવવાની છે."

"રાજકન્યા! રાજકન્યા કોણ?"

"અલકાપુરીના મહારાજા ભગવતસિંહની કુંવરી હંસાકુમારી." હંસાનું નામ સાંભળતાં સુરેખાનાં ભવાં ચઢયાં અને તે ક્રોધથી લાલ થઇ ગઇ. મહંત સુરેખાના દેખાવથી દબાઇ ગયો. સુરેખા ગરજી:

"હંસા રાજકુંવરી છે ને હું શું નથી?"

"પણ......પણ......"

"પણ, પણ શું? હું આ ખંડ ખાલી કરવાની નથી. અહીંઆં જ રહીશ."

"પણ અહીં રહેવાથી પરિણામ શું આવશે?"

"શું આવશે?"

"ખંડ નહિ ખાલી કરો તો ખુનરેજી થશે."

"તમે શું મને ભય બતાવો છો? મને શું ડરાવો છો? આવનારા શું ક્ષત્રિય છે અને મારા અનુચરો......"

હજી સુરેખાના શબ્દો પૂરા નથી થયા ત્યાં તો દૂર દૂરથી નોબતના અવાજ આવવા શરૂ થયા. મહંત આ અવાજ સાંભળતાં ચમકયો અને કહેવા લાગ્યો:

"કુંવરી, જુવો આ રાજનોબત વાગે છે. હમણાં હંસાકુંવરી આવશે, માટે કૃપા કરી આપ બાજુના ખંડમાં બીરાજો."

"એ કોઇ કાળે બનવાનું નથી."

મહંત કાંઇ બોલે કે સુરેખાને સમજાવે તે પહેલાં તો ત્યાં હંસાકુંવરીનો દુત આવી ઉભો રહ્યો અને મહંતને કહ્યું: "શાસ્ત્રીજી, બા પધારે છે."

"મારી આંખો પર, ભલે પધારે."

"પણ આ ખંડ કેમ ખાલી નથી?"

મહંતના બદલે સુરેખા બોલી: "ખંડ ખાલી નહિ થાય. જા તારી બાને કહેજે કે વીરમતીની રાજબાળા ત્યાં ઉતરેલી છે."

આ વાણી આવનાર અનુચરને બહુજ કડવી લાગી, પણ કાંઇ વધારે વાતચિત ન કરતાં તે પાછો ગયો. થોડી વારમાં રાજકુંવરી હંસા મંદિરમાં આવી. પોતાના સાથવાળા અને પોતે નિરંતર આજ સ્થાનમાં વિશ્રામ લેતાં. આ સ્થાન પર પ્રથમ હંસાકુમારીનો હકક હતો. આજે આ સ્થળમાં બીજી બાળાને જોવાથી તે જરા ઉગ્ર થઇ અને આગળ આવી પોતાના અનુચરોને આજ્ઞા કરી કે:

"આ ખંડ ખાલી કરાવો."

અનુચરો આગળ વધ્યા અને સુરેખાના સરદારો પાસે આવી પડકાર કર્યો: "અહીંયાં કોણ ઉતર્યું છે?"

"રાજબાળા."

"રાજબાળા? રાજબાળા કોણ છે? રાજબાળા આખા પ્રદેશમાં હોય તો માત્ર એકજ અને તે અમારી હંસાકુમારી."

"હંસાકુમારી! કેમ? હંસાકુમારી એકનેજ ઇશ્વરે રાજબાળા ઘડીછે? બીજી કોઇ નથી? જેવી તમારી એ હંસાકુમારી રાજબાળા છે, તેવીજ અમારી રાજબાળા સુરેખા છે."

"વારૂ હશે."

"હશે નહિ, છે."

"છે તો શું છે? ચાલો જલ્દી આ ખંડ અમને ખાલી કરી આપો."

સુરેખા આ વાત સાંભળતી હતી, તે જરા સામે આવી અને બોલી : "કેમ, શા માટે ખંડ ખાલી કરવો!"

"એ ખંડ રાજબા હંસાકુમારી માટે છે."

"હંસાકુમારી છે કોણ?"

"એ અમારી તલ્વાર બતાવશે?"

"નીચ ! તું એક રાજકુમારીને તલ્વાર બતાવે છે?" આમ કહી તરતજ તેણે પોતાના પાલવમાં છુપાવેલી કટાર કાઢી અને તે બોલનાર સરદારને ભોંકવા ગઇ. આ દેખાવ નાગભા સામે ઉભો ઉભો જોતો હતો. તેણે તરતજ પોતાના સ્થાન પરથી દોટ કાઢી અને સુરેખાનો હાથ પકડયો. સુરેખાએ પોતાના હાથ પકડનાર સામું જોયું, સામું જોતાં શરમાણી. નાગભા બોલ્યો:

"રાજબાળા, દયા એ તમારો ધર્મ છે."

"અવિવેકી પર દયા?"

"એ અવિવેકી નથી, આજ્ઞાંકિત સેવક છે. સેવક સ્વામીનો ધર્મ પાળે એમાં અવિવેક ક્યાં રહ્યો?"

"એ આજ્ઞા પાળે છે કે તલ્વાર બતાવે છે."

"નહિ, વીરનરને છાજે એવું એનું વર્તન છે."

"અને વીરનારીને શોભે એવું વર્તન મારૂં નથી?"

"છે."

"પછી?"

"દયા એ તમારૂં પ્રથમ ભૂષણ છે."

સુરેખાએ કટાર પાછી પાલવમાં છુપાવી. એટલામાં હંસા પણ ત્યાં આવી પહોંચી. હંસાએ આવી બહુજ ક્રોધપૂર્ણ નેત્રે કહ્યું: "કોણ છે, આવી હઠ કરનાર?"

"એક વીરનારી."

"વીરનારીની હઠ અને તે આવી વાતમાં."

"કેમ આ કેવી વાત છે ?"

"નજીવી."

"નજીવી વાત છે તો પછી તું કાં નથી જતી કરતી ?"

"મારો હકક છે."

"તારો હકક શા માટે ? હક્ક બધાંનો છે. તું શું આ ખંડ સાથે વરી છે ?"

"હા, હું વરી છું. આજે તો તું આ ખંડ માગે છે અને કાલે તો કોઇ બીજી વસ્તુ માંગશે ?"

"એટલે ? તું શું બોલે છે ? તું શું એમ કહેવા માગે છે કે હું કાલે કોઇનો સ્વામી માગીશ ?"

"એમજ, પણ પારકા ધણી સાથે પરણી સકાતું નથી."

સુરેખા આથી બહુજ બળી ઉઠી. તેનું સ્વરૂપ કોઇ સાક્ષાત્ દેવી સમાન થઇ ગયું. હંસા પણ ડરે તેવી નહતી. આ તરફ સુરેખાએ હાકલ કરી. આ તરફ હંસાએ પડકાર કર્યો.

બેઉ તરફના સરદારોએ તલ્વાર ઉપાડી અને એક બીજા ઉપર ધસી આવ્યા. નાગબા વચમાં આવીને ઉભો રહ્યો. તેણે પોતાના બંને હાથ આડા રાખ્યા અને બોલ્યો:

"સરદારો ! આ લડાઇનું મેદાન નથી; મહાશકિતનું મંદિર છે. એક રાતના ઉતારા માટે તમો આ મંદિરમાં લોહીની હોળી રમશો ? ખુનનો ખેલ કરશો ? તમો માતાજીનાં દર્શને આવ્યાં છો કે માતાના સ્થાનને લોહીથી રંગવા? શું તમારા આવા આચરણથી માતાજીનું મંદિર અપવિત્ર નહિ થાય ? અને જો એમ થશે તો તમારાં આ કાર્યનું ફળ તમોને મળશે. આ ધર્મક્ષેત્ર છે; અહીં લડાઇ ન હોય, સંપ હોય, સ્નેહ હોય, મીઠી વાણી હોય, મેળાપ હોય. તમે આ શું કરો છો ? તમે તમારી તલ્વાર મ્યાન કરો."

નાગબાના બોલવાની અસર ઘણી સારી થઇ, પણ હંસાને આ વાત ન રૂચી. તે બોલવા લાગી:

"સરદાર, તમારૂં બોલવું ખરૂં છે. આ મહાશક્તિનું મંદિર છે. મહાશક્તિના મંદિરમાં અન્યાય ન હોય, ત્યાં તો ન્યાયજ હોય. મહાશક્તિના મંડળમાં કોઇને નાહક લુંટી લેવો, કોઇના ભોગવટાને ખાઇ જવો તે શું ધર્મ છે! તેથી શું મંદિરની મર્યાદા વધશે? નહિજ, આવી રીતે તમારી વાત માનીને બેસી રહેવું એ કાયરતા છે. કાયરતા જ નથી, મહાશક્તિનું અપમાન છે! મહાશક્તિનાં મંદિરમાં કોઇ લુંટાય તે કેમ સહી શકાય? અમે અમારી જગ્યા લઇશું અથવા તલ્વારનું પાણી બતાવશું."

"તમો તલ્વારનું પાણીજ બતાવવા માગો છો? તમોને દેવીમાં શ્રદ્ધા નથી?"

"અમારી શ્રદ્ધાનો પ્રશ્ન અત્યારે શા માટે કરવો?"

"એટલાજ માટે કે તમારી શ્રધ્ધા હશે તો તમોને તમારૂં સ્થાન મળી રહેશે."

"પુરૂષાર્થ કર્યા સિવાય કોઇ ચીજ મળતી નથી. માત્ર યત્ન કરવો જોઇએ."

"તમારી શ્રધ્ધા એજ તમારો પુરૂષાર્થ છે, તમારી તલ્વાર એ પુરૂષાર્થ નથી."

"કારણ?"

"કારણ એજ કે ક્ષમા જેવું કોઇ દાન નથી."

હંસા હસી અને કહ્યું: "એ દાનમાં માગતી હોય તો મારી ના નથી."

સુરેખા તરતજ ઉઠી અને બોલી: "આજે હું દાનમાં આ ખંડ માગું છું અને કાલે તારો સ્વામી માગીશ."

"તું દાનમાં માગજે, હું ખુશીથી આપીશ; દાન દેવામાં મને કશો વાંધો નથી."

આ વાત અત્રેથી અટકી. નાગભાએ વધારે સમજાવટ કરી અને બન્ને કુંવરીઓએ એકજ ખંડમાં સાથે રહેવું એમ નક્કી થયું. આથી વધારે અનુકૂળતા થઇ અને રાતવાસો સાથેજ પૂરો કરવા સૌ એક મત થયાં.

નાગભા આ તોડ ઉતરતાં બહુજ આનંદ પામ્યો. એણે હંસાને જોઇ. જોતાંજ એને એની હંસા યાદ આવી.

વાંચનારે એક વાત યાદ રાખવાની છે કે નાગભાને પોતાની પ્રેમ રાણીના નામની ખબર ન હતી. નાગભા માત્ર દ્રષ્ટિથીજ ઓળખતો હતો, નામથી નહિ.

અને આ કારણને લીધે રાજકુંવરીને જોતાં નાગભાના મનમાં ગુરૂનો આશ્રમ ગોઠવાયો: એ ખેડુતની બાળકી નજર સામે રમવા લાગી. હંસાને જોતો ગયો અને પોતાની પ્રેમલતાને યાદ કરતો ગયો, પણ કાંઇ સમજાયું નહિ; કાંઇ નિરાકરણ થયું નહિ.

હંસા નાગભાને સમજી ગઇ હતી, ઓળખી ગઇ હતી અને વાદ વિવાદમાં નાગભાનું માન રાખવા માટે કબુલ થઇ હતી, કારણ કે નાગભા એના અંતરનો આરામ હતો; સ્વામી હતો.

બીજી તરફ હંસાને બીજી વિચારસરિતામાં ડુબી જવું પડયું. નાગભા અહીંયાં શા માટે? આ રાજબાળા સાથે એને શો સંબંધ? શું આ રાજબા......હંસાથી આગળ ન જવાયું. મનમાં માત્ર મુઝવણ આવીને વસી.

રાતના હંસા અને સુરેખાનાં બીછાનાં પાસે પાસે થયાં. બેઉ રાજકુંવરી પાસે પાસે સુતી. હંસા એ પણ જાણતી હતી કે આ રાજબાળા વીરમદેવની બેન છે. વીરમદેવે પોતાના હાથની માંગણી કરી છે. તે માગણીનો જવાબ આપવા માટેજ પોતે તલ્વાર અને શસ્ત્રકળામાં નિપૂણ થઇ છે. પણ આ વાત હજી વધારે ફેલાએલી ન હોવાથી હંસાને કશું વાંધા જેવું ન લાગ્યું અને પોતે ખુશીથી સુરેખાની ભેગી ભળી ગઇ.

એક કારણ બીજું પણ હતું. સુરેખાને જો હાથમાં લેવાય તો ભવિષ્યમાં પોતાની બાજીમાં વધારે મદદ મળે એમ પોતાને લાગ્યું. સુરેખા સાથે સખીપણાનો સંબંધ બાંધી વીરમદેવનો બધો દાવ હવામાં ઉડાડી મુકવો એ પણ હંસાના મનમાં હતું, અને આ બધાં કારણોથી હંસા સુરેખાની સાથે એક ખંડમાં સુતી.

બધા સરદારો પણ ભેગા ભળી ગયા. નાગભા પણ એક તરફ વિચારમૂઢ થઇને સુતો. નિદ્રા ક્યાંથી આવે? નિદ્રાના બદલે તેની નજરમાં ભૂતકાળજ આવવા લાગ્યો.

સુરેખા અને હંસા વાતચિત કરવા લાગ્યાં. સુરેખા બોલી:

"બેન, અહીં તમે આજે ક્યાંથી?"

"દર્શનાર્થે."

"હું પણ દર્શનાર્થેજ આવી હતી, પણ મારા પર તો આજ બહુજ વીતી."

"એવું તે શું થયું?"

"ન થવાનુ થયું છે. રસ્તામાં હું ફસાણી. મારી લજ્જાની સાડી અવરના હાથમાં ફસાણી, પણ પેલા શૂરવીર સરદારે મને બચાવી.

"કોણે બચાવી?"

"આપણામાં સમાધાની કરનારે."

"એ કોણ છે?"

"મારા દીલના....."

સુરેખા બોલતાં બોલતાં અટકી પડી. જીભ ખેંચાઇ અને શરમથી થથરાટ થયો.

હંસા આ વાત સમજી ગઇ પણ સુરેખાનો ભેદ જાણવા અતિશય આતુરતાથી તેણે પુછ્યું:

"બેન, કેમ અટકી?"

"અટકી નથી."

"ત્યારે?"

"એ હું ન કહું તો પણ તમારાથી સમજાય તેવું છે."

"હું સમજી શકું?"

"રાજકુંવરી, અને આવી વાત ન સમજે?"

"ખુલાસા વગર?"

"આવી વાતોનો ખુલાસો જીભથી નથી થતો; આંખોથી થાય છે. અને રાજકુંવરીને આંખોથી વાત કરતાં ન આવડતી હોય તે કેમ બને?"

હંસાના મનમાંને મનમાં ધ્વનિ થયો: સુરેખાએ તો મારો બીજો ખંડ પણ સ્વાધીનમાં લીધો. નાગભાને એ ચાહે છે; કદાચ એનું પણ દાન માગશે તો?'



## પ્રકરણ ૧૪ મું.

—:o:—

## સખી કે પ્રતિસ્પર્ધિની?

હંસાના મનમાં ઘણીજ વાટાઘાટ થવા લાગી. હૃદયમાં ભિન્ન ભિન્ન પ્રકારના પ્રશ્નો થતા ગયા. 'શું સુરેખા નાગભાની પણ માગણી કરશે? અને જો એમ થશે તો મારૂં ભાવિ....' હંસાના મનમાં ઘોળાતી વાત મનમાંજ રહી. કોને કહે? ત્યાં કહેવા જેવું ઠેકાણું હતુંજ ક્યાં?

નાગભાએ હંસાને ઓળખીજ નહોતી. એના મનમાં શંકા તો આવી હતી, પણ ગુરૂદેવના આશ્રમમાં પોતે જેને મળ્યો હતો, તે એક ખેડૂતની બાળા હતી; જ્યારે અહીંયાંનો રાજકુંવરીની સામે તે હતો.

એ કેમ માની શકે? એને ખાત્રી થાય ક્યાંથી? નાગભાએ એ વાતને લક્ષમાં પણ ન લીધી અને પથારીમાં ધસધસાટ ઘોરવા લાગ્યો.

હંસાને નિદ્રા ન આવી. નિદ્રા સાથે એને ન બન્યું. નિદ્રા એનાથી દૂર ગઇ, મનમાં મુંઝવણે સાથ આપ્યો. હંસા મુંઝવણમાં સમય ગાળવા લાગી. એજ દશા સુરેખાની હતી. સુરેખાનાં મનમાં જુદીજ વાત હતી. એ એમ ધારતી હતી કે: 'જો આ વીરનરને હંસાવલી ચાહતી થશે તો? તો મારૂં શું થશે?' એ નહોતી જાણતી કે નાગભા તો હંસાનોજ હતો, અને જો પોતાને મળે તો માત્ર દાનમાંજ મળે તેમ હતું.

સુરેખાના મનમાં આવા વિચાર આવવાનું કારણ હતું. સુરેખા સમજી ગઇ હતી કે નાગભા વીર છે. વીરનરની હજારો ચાહનારી નીકળે છે. હંસા કેમ નહિ નીકળે? અને તેથીજ પોતે પોતાના મનમાં ગમે તેવા ઘોડા દોડાવતી હતી.

આમ આ બન્ને રાજકુંવરી વ્યાકૂળ હતી. જેના માટે વ્યાકૂળ હતી તે તો નિરતિ નિદ્રામાં તલ્લીન હતો.

હંસા વિચાર પર વિચાર કરતી હતી. ઘડીઘડી હાશ હતાશના નિશ્વાસ નાખતી, સુરેખા આ દ્રશ્ય જોતી હતી. જોવા સાથે એના વિચારો દ્રઢ થતા ગયા. થોડી વાર આમજ ગઇ. સુરેખાને પુછવા મરજી થઇ. 'પુછી જોઉં કે તમે નિશ્વાસ કેમ નાંખો છો?'

પણ એ વાત એના મોઢામાંથી બહાર ન નીકળી. હંસાના મનમાં પણ એમ થયું કે: 'હું પણ ખુલાસો મેળવું કે, આ નાગભા અહીંયાં ક્યાંથી?''

એના મોઢાએ પણ એને બાંધી લીધી. પણ સમય જવા પછી હંસાથી ન રહેવાયું. સુરેખાની એજ સ્થિતિ થઇ. આથી સુરે-

ખાએ ગાળ્યું.

"બેન, શા વિચારમાં છો?"

હંસાએ સુરેખાના શબ્દ પૂરા લક્ષમાં લીધા નહિ અથવા લક્ષમાં પૂરા આવ્યા નહિ. આથી પોતે સામે પુછવા લાગી:

"બેન, આ વીરનર કોણ છે?"

સુરેખાના મનમાં શંકા તો હતી. હંસાના સવાલથી શંકા બમણી થઈ. એથી પણ વધારે થઇ, વધારેને વધારે વધતીજ ગઇ. એણે મનમાં નિશ્ચય કર્યો કે: 'અવશ્ય હંસા એ પુરૂષ પર મોહ પામી છે.' તેથી તેણે જવાબ આપ્યો:

"એ માણસ કાંઇ વીર નથી."

"કેમ વીર નથી? એના મોઢા પર વીરતાની પ્રભા બરાબર ચમકતી હતી. આપણી તકરાર એણે અટકાવી છે, એથી એ પણ અનુમાન કરી શકાય કે આ વીરપુરૂષ સમજુ પણ છે."

"હશે."

"હશે નહિ; છે."

"પણ તેથી શું?"

"કેમ, આમ કેમ બોલો છો?'

"આપણે એનાથી મતલબ શી છે? એવા તો ઘણા માણસો હશે. શું આપણે બધાની પ્રશંસાજ કરવી?"

"પ્રશંસા કરવી એ કાંઇ પાપ નથી."

"ત્યારે પરપુરૂષના ગુણગાન ગાવા એ શું ધર્મ છે?"

હંસા ચમકી. 'પરપુરૂષ' એના અંતરમાં અવાજ થયો. પરપુરૂષ કોના પરપુરૂષ? હંસાએ સુરેખાને પગથી માથા સુધી જોઇ અને બોલી:

"એ પરપુરૂષ છે? કોનો પરપુરૂષ છે?"

"એ હું નથી જાણુતી."

"નથી જાણતી તો વાત ક્યાંથી નીકળી? વાતચિતનો હંમેશાં એ નિયમ છે કે જાણીતા માણસોનેજ વાતમાં ભેળવી તેના પર કટાક્ષની રમત કરી શકાય છે; અજાણ્યા પર નહિ."

"એ વાત ખરી, પણ આપણા માટે દરેક પુરૂષ પરપુરૂષ છે."

"પરપુરૂષ ક્યારે કહેવાય, જાણે છે?"

"ક્યારે કહેવાય?"

"જ્યારે આપણાં લગ્ન થાય ત્યારેલગ્ન થયા પછી આપણાથી બીજા પુરૂષનું નામ ન દેવાય. અને બીજા પુરૂષનું નામ દઈએતો આપણે પાપે ભરાઈએ."

સુરેખા મુંઝાણી. હંસાનો જવાબ ન મળ્યો. હંસા સમજી ગઈ. મનમાં નિર્ણય કર્યો. 'આ બાળા મારા પ્રેમમાં ભાગીદાર છે, આ મારી પ્રતિસ્પર્ધિની છે. મારા સુખમાં કંટક છે. પણ હવે કરવું શું ?"

એજ વિચારો સુરેખાને પણ આવતા હતા. સુરેખા મનમાં ને મનમાં હંસાને શ્રાપ આપતી હતી કે, 'આ વળી ક્યાંથી આવી?' હંસા અને સુરેખા વચ્ચે એટલી વાત થવા પછી વાત બંધ પડી. અને એ બંને કુમારિકાઓના મનમાં એક પ્રકારનું દુખ થવા લાગ્યું. એક કહેતી: 'મારૂં સુખ અફળ જશે.' બીજી કહેતી: 'મારૂં સુખ અફળ જશે.' બસ એજ વિમાસણમાં બેઉ ચકચૂર હતી.

હંસાએ મનમાં વિચાર કર્યો કે હું સુરેખાને કહી દઉં કે, 'હું એને ચાહું છું. એટલુંજ નહિ, પણ એ મને વચન આપી ચુક્યો છે. વચન શા માટે? પોતાનું હૃદય પણ આપી ચુક્યો છે. હવે એ હૃદય વગરની વસ્તુનો મોહ તું છોડી દે. એમાં કાંઈ સાર નથી; એમાં કાંઇ સત્વ નથી, તત્વ નથી. તારી બુધ્ધિએ તને ઠગી છે.'

સુરેખા એમ ખુલાસો કરવા મથતી હતી કે: 'હંસા હું એને વરી ચુકી છું. એના વગર મારાથી જીવી શકાય તેમ નથી. એ મારો મુકતા-

મણી છે, એ મારો દેવ છે, સ્વર્ગ છે, મારૂં સર્વસ્વ છે, એના તરફ તું શા માટે વળે છે? શા માટે લલચાય છે? એ તલમાં તેલ નથી. એ પારકી વસ્તુ છે, પરપુરૂષ છે.' સુરેખાના ભાવો અધવચમાં રહ્યા. એજ દશા હંસાની થઇ. જેના માટે આ બે બાળાઓ ઝુરતી હતી, તે તો અઘોરીની માફક ઉંઘતો હતો. ચંદ્ર ગમે તેવો નિષ્ઠુર થાય પણ કુમુદી તેને તજી શકે છે? દીપકને દરકાર હોય કે નહિ પણ પતંગીયાંને બીચારાંને બળવેજ છુટકો. એક દીપક હતો, પંતગીયાં બે હતાં, દીપક શાંત હતો, પતંગીયાંની દશા વર્ણવી શકાય તેવી ન હતી.

હંસાના મનોભાવ આવીને વિરમી ગયા, પણ સુરેખાના વિચારો વિરમ્યા નહિ. તે હંસાને કહેવા લાગીઃ

"બેન, આજે તો મારા માથે બહુજ થઇ."

"શી થઇ?"

"હું એક નરપિશાચના હાથમાં ફસાઇ હતી."

હંસા સમજી કે આ વાત ઠીક થાય છે. સુરેખા પણ એજ વિચારથી બોલતી હતી કે 'હું વાતમાંને વાતમાં મારૂં અંતર ખુલ્લું કરી નાખું. હંસા સમજે અને મારા રસ્તામાં ન આવે.' હંસા બોલી:

"પછી?"

"આ વીરનરે મને બચાવી."

"એ વીરનર છે?"

"કેમ નહિ? એની વીરતાથી તો મારા પ્રાણ બચ્યા; મારૂં સર્વસ્વ બચ્યું છે."

"પણ હમણાં તો તેંજ કહ્યું કે, 'આવા માણસને વીર કહેવાય?' બોલેલું ભૂલી ગઇ?"

સુરેખા શરમાઇ ગઇ. હંસાએ કહ્યું: "કાંઇ નહિ, એ તો હોય. બોલ જોઉં, પછી શું થયું?"

સુરેખાએ મનને પ્રશ્ન કર્યો કે 'હવે શો ખુલાસો કરું?' સુરેખા । બોલી. હંસાએ હઠ કરીને પુછ્યું:

"બેન, કહોને પછી શું થયું?"

"પછી તો કાંઇ નથી થયું."

"કાંઈ નથી થયું?"

"ના, પછી અમો મહાશક્તિનાં મંદિરમાં આવ્યાં."

હંસા સુરેખાના મોઢા સામુંજ જોઇ રહી. સુરેખાની આંખમાં શી મસ્તી હતી તે હંસા બરાબર વાંચતી હતી; સમજતી હતી અને મનમાં બળાપો કરી ને કહેતી કે 'આ બાળા મારો બીજો ઓરડો પણ લઇ જશે.' સુરેખા હંસાના સામું જોતી હતી; એના મનમાં એ ભાવો હતા કે, 'હંસા મારી વાત બરાબર સમજી છે કે નહિ?' હંસા બોલી:

"બેન, આ વીરનરે તને બચાવી?"

"હા."

"ત્યારે તેં એને બદલો કાંઇ ન આપ્યો?"

"શો બદલો આપું?"

"જે મરજી પડે તે."

"મને તો કાંઇ ગમ નથી પડતી કે હું શું આપું."

"પ્રાણના બચાવનારને કાંઇક તો આપવું જોઇએ." સુરેખા કહેવા લાગી: "મારી જગ્યાએ તમે હો, તો શું આપો?"

"તું મારી વાત ન કર, તારી વાત કર."

"મને કાંઇ સમજાતું નથી, માટેજ તમને પુછું છું."

"તું કાંઇ સમજતી નથી?"

"ના."

"તને કેટલાં વર્ષ થયાં છે?"

"સોળ."

"સોળ વર્ષની સુંદરી બદલો આપવાની વાત ન જાણે તે કેમ ની શકાય?"

"ન માનવા જેવું પણ માનવાનો સમય આવે છે. મારા વિષયમાં પણ એમજ થયું છે. મારા પ્રાણ બચાવનારને કાંઇક આપવું જોઇએ તે હું હા કહું છું, પણ શું આપવું તેની મને ખબર પડતી નથી. માટેજ તમારાં જેવાં બુધ્ધિશાળીની સલાહ પુછું છું. કહો, તમારા પર આવો સમય હોય તો તમો શું આપો?"

"સામો માણસ જે માંગે તે."

"પણ સામો માણસ ન માંગે અને આપને પોતાનેજ આપવાનો સમય આવે તો?"

"એ કેમ બને? કામ કરનાર કામનો બદલો માગેજ."

સુરેખા સમજી ગઇ કે હંસા વાતને ઉડાવવા માંગે છે; તેથી તેણે વાતને પકડી રાખતાં કહ્યું:

"એ કામ કરનાર નથી; ઉપકાર કરનાર છે. કામ કરનાર કામનો બદલો માંગે છે, ઉપકાર કરનાર ઉપકારનો બદલો માંગતો નથી. એને તો આપણી મેળેજ આપવાનું રહ્યું. કહો, મને જવાબ આપો."

"કહું?"

"હા."

"ખરૂં કહું?"

"ખરૂંજ."

"તું આપી શકશે?"

"પ્રાણના ભોગે."

"વહાલામાં વહાલી વસ્તુ આપવી પડશે?"

"આપીશ."

"તો સાંભળ. જો હું આવા સંજોગોમાં હોઉં તો મારૂં હ્રદય આપું, જીવન આપું, તેમની દાસી થઇને રહું."

સુરેખા હર્ષથી ખીલી નીકળી. એના મોઢામાંથી જોરથી સાદ નીકળ્યો:

"હા...શ" હંસા બોલી:

"હાશ કેમ?"

"તમારું બોલવું મને બહુ મઝાનું લાગ્યું."

"તું તારું હૃદય એને આપશે?"

"આપશે શું? હું મારું હૃદય આપી પણ ચુકી છું. એને મેં મારા જીવનના જીવન માન્યા છે. એ મારા શિરના શિરોમણી છે. એ મારા અધિદેવતા છે."

હંસા સુરેખાના શબ્દો સાંભળીને આકુળવ્યાકુળ થઇ ગઇ. તે કહેવા લાગી:

"સુરેખા, તને તારું ભાન છે કે નહિ?"

"નહિ, હમણાં હું ભાન વગરની થઈ ગઇ છું."

"તું આ માણસને તારું હૃદય આપશે?"

"કેમ ન આપું?"

"આપ, પણ વિચાર કરીને આપ."

"વિચાર કરું? આ તમે શું કહો છો? તમોને જો આવો વખત આવે તો તમોને હૃદય આપતાં વિચાર થવાનો ન હતો અને મારા માટે વિચાર કરવાનો છે? વાહરે વાહ! હું જાણું છું; તમારા મનમાં શું છે તે!"

"મારા મનમાં શું છે?"

"તે તમને ખબર છે."

"મને તો કાંઇ ખબર નથી."

"તમને ભલે ખબર ન હોય, પણ આ આંખો સાક્ષી પૂરે છે કે તમારા મનમાં કાંઇક છે."

"તું આડી ઉતરે છે."

"ભલે, પણ તમે આડાં ન ઉતરશો."

"તું જેને તારું હૃદય આપી બેઠી છે એને પુછ્યું છે કે તમે કોણ છો?"

"તમે તમારી વાતમાં એવું ક્યાં કહ્યું છે કે પહેલાં પુછીને ખાત્રી કરવી કે તમે કોણ છો?"

"ખાત્રી કર્યા વગર હૃદય અપાય?"

"એ તો કોઇ અનુભવી જાણે. મને એવો અનુભવ નથી. હું તો નાદાન છું. નાદાનીમાં બધું ખોઇ બેઠી છું. પણ વિશ્વાસ છે કે હું ઠગાતી નથી."

"તેં કેમ જાણ્યું કે તું ઠગાતી નથી?"

"એમાં જાણવાનું શું હતું? વીરનરની વીરતા તરતજ તરી આવે છે."

"વીરતાથી કાંઇ કુળની ખાત્રી થતી નથી."

"કુળવાન હોય એનેજ વરવું એવો મારો નિયમ કે વિચાર નથી."

"ત્યારે?"

"જેનામાં ધર્મભાવના, વીરતા, ઉદારતા, સહનશીલતા હોય તેનેજ વરવાનો મારો નિશ્ચય અથવા તો વિચાર છે."

"પણ આવા ગુણ તો કુળવાનમાંજ હોય?"

"એમ? ત્યારે તો આ વીરમણી કુળવાન પણ અવસ્ય છે. કારણ કે, એના બધા ગુણો સદ્‌ગુણનાં રૂપમાં આવી ગયા છે."

હંસાને હવે પુછવાનું ઠીક ન લાગ્યું. એ જેમ જેમ પુછતી ગઇ તેમ તેમ તેને જવાબ ભળતાજ મળતા ગયા. આથી તેણે વાતને ત્યાંજ પડતી મૂકી. પણ સુરેખાએ વાતને અટકાવી નહિ. એ હંસાને કહેવા લાગી:

"કહો, બેન, હવે કાંઇ વાંધા જેવું છે?"

"હા, છે."

"શું?"

"તું એ તો ખાત્રી કરી જો કે આ માણુસ કોઇ બીજીના તો મોહપાશમાં નથી ફસાયો ? જો એમ હશે તો તારૂં જીવન ધૂળધાણી થશે."

## પ્રકરણ ૧૫ મું.

### "ભાવિ કોઇનાથી મિથ્યા થતું નથી."

સુરેખાએ હંસાની વાત સાંભળી, પણ મનમાં કાંઈ અસર ન થઇ. હંસાનો સંકલ્પ કાંઇ જુદોજ હતો. તે એમ ધારતી હતી કે: 'હું આ સુરેખાનાં મનમાં કાંઇક વહેમ વધારૂં.'... પણ સુરેખાનાં મનમાં એવું કાંઈ ન હતું. એતો એમજ માની બેઠી હતી કે: 'મેં તો મારૂં હૃદય આપ્યું, એ મારા હૃદયના સ્વામી છે. સ્વામીનાં છિદ્રો જોવાથી સારૂં શું?'

સુરેખા હંસાના બોલને પી ગઇ, ઉત્તર ન આપ્યો. હંસા પણ મનમાં ને મનમાં ચિન્તા કરવા લાગી. એનો મનનો માનેલો હાથમાંથી જતો હતો. એના અંતરમાં ધગશ હતી, સાથે શંકા પણ હતી. પ્રશ્નો પણ થતા 'શું આ સુભટ નર મને દગો દેશે? મને ભૂલી જશે! મારી સાથે જે હૃદયની લેવડદેવડ થઇ છે, તેનાથી બદલાઇ જશે?'

હંસાને શંકાનો કાંઇ પણ જવાબ ન મળ્યો. સુરેખા પણ કાંઇ ન બોલી. તેની આંખમાં ઘેન ભરાવા લાગ્યું. નિદ્રાની સ્વારી આવીને સુરેખા પર સ્વાર થઇ ગઇ. એ નિદ્રામાં પડી. હંસા જાગ્રત હતી. એને નિદ્રા ક્યાંથી આવે! પોતાની નજર સામેજ પોતનું સર્વસ્વ લુંટાતું હતું. પોતાના બોલથીજ પોતે બંધાઇ ગઇ હતી.

અને એ પ્રમાણે સુરેખા નાગબાને હૃદય આપી ચુકી છે, એ વાત એણે જાણી હતી.

નાગબાએ હૃદયની કદર કરી છે, હૃદય સ્વીકાર્યું છે; એ કાંઇ એના જાણવામાં ન હતું. પણ વ્યાધિઓ એટલી વધી હતી કે, એ એમજ માની બેઠી: 'બસ, સુરેખા મારી શત્રુ છે; શત્રુ નથી તો હરીફ છે, પ્રતિસ્પર્ધિની છે.'

આ વિચારોના વમળમાં હંસાની બુદ્ધિ ઘેરાઈ ગઇ. જેમ જેમ તે વધારે વિચાર કરતી તેમ તેમ વધારે અટવાતી, વધારે ગોથાં ખાતી. પોતાના સાથવાળા તમામ નિદ્રાવશ હતા; માત્ર હંસાનેજ આંખ બંધ કરવાની આડી હતી.

જે ઓરડામાં પોતે સુતી હતી તેનાથી થોડેજ દૂર મહાશક્તિની પ્રતિમા હતી. હંસાના મનમાં કાંઇ વિચાર આવ્યો; તેથી પોતે પોતાની શૈયામાંથી ઉઠીને ઉભી થઇ. બહુજ ધીમેથી આગળ વધી અને મહાશક્તિની પ્રતિમા પાસે આવી, બે હાથ જોડી ઉભી રહી.

મહાશક્તિની પ્રતિમા ઘણીજ ભવ્યતાવાળી હતી. આખી આકૃતિ સુવર્ણની હોવાથી તેમાંથી તેજનાં કિરણો માણસને આંજી નાંખે તેવાં નીકળતાં. બે આંખોમાં ઘણાજ કિંમતી હીરા બેસાડેલા હતા. શરીરમાં પણ સ્થળેસ્થળે હીરા, માણેક અને એવાંજ બીજાં ઝવેરાતો જડેલાં હોવાથી મૂર્તિની ભવ્યતા વર્ણન ન કરી શકાય તેવી હતી. મૂર્તિની આજુબાજુમાં સુવર્ણ દીપમાળ બળતી હતી. એ દીપકના પ્રકાશથી મૂર્તિના તેજનો પ્રભાવ ચમત્કારિક નજરે પડતો.

એક તો માણસની શ્રદ્ધા અને તેમાં આવો પ્રકાશ અશ્રદ્ધાળુને શ્રદ્ધા બેસાડે એવો હતો, હંસાના અંતરમાં પણ અતૂલ શ્રદ્ધા હતી. એ પ્રતિમાની પુજક હતી, મૂર્તિપૂજા એજ એનો ઉદ્ધાર હતો. મૂર્તિનાં દર્શન કરતાં તે એમજ સમજતી કે તેણે સાક્ષાત્ કોઈ દિવ્યશક્તિનાં દર્શન કર્યાં છે.

મૂર્તિ પાસેજ તે મનની દરેક માગણીઓ મુકતી, મૂર્તિ પાસેજ તે આશાનાં દ્વાર ખોલતી. જીજ્ઞાસા હોય તે જણાવતી, બાધા રાખતી. શ્રદ્ધાથી માતાને મનાવતી અને એથી એનાં ઘણાં કાર્યો સફળ થતાં. આ વખતે પણ તેને મહાશક્તિ પાસે કંઇ માંગવા મરજી થઇ. તેથી પોતે પોતાની શૈયા તજી મૂર્તિ પાસે આવીને ઉભી રહી. તરતજ એક ધ્યાન થઈ ગઇ અને મૂર્તિનું ચિન્તવન કરવા લાગી. ઘણી વાર આમને આમ એકાગ્રતામાં ગઈ છતાં હંસાને કંઇ સંતોષ થયો નહિ, કાંઈ પણ હૃદયવ્યાધિ ઓછી ન ગઇ, હંસા જાણતી હતી અને ખાત્રી હતી કે, મહાશક્તિ મને પરચો આપી મારી ચિંતા ટાળશે. ઘણી વખત આમ બનતું હતું. હંસાની આંખ સામે એક દિવ્ય પ્રકાશ પડતો. જ્યારે જ્યારે પોતે માતાજીને વિનવતી, ત્યારે ત્યારે એના અંતરનો ઓરડો પ્રકાશથી ઝળહળી જતો, મનમાં બળ આવતું, શ્રદ્ધા થતી. સંતોષથી પોતે માનતી કે: 'મારૂં કાર્ય સફળ છે.' પણ આજે તો કંઇ ન થયું, આજ તો આંખ સામે અંધકારજ રહ્યો. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ માત્ર અંધારૂંજ નજર સામે હતું. આમ બનવાથી હંસાનું હૈયું ભરાઇ ગયું; અંતર પર આઘાત થયો, હૃદય તુટી ગયું. તે હતાશ જેવી થઇ ગઇ અને આંખ ખોલી માતાને કહેવા લાગી:

" મા, મા, આ શું ? મારી આશા પૂરી કરો. તમે કહો મારૂં શું થશે? મારૂં જીવન સફળ થશે કે નહિ?"

હંસાની પ્રાર્થના અફળ ગઇ. પોતાના પ્રશ્નનો ઉત્તર મૂર્તિથી ન મળ્યા. હંસા ફરીથી કરગરવા લાગી:

" મા, મારૂં જીવન ધૂળ થશે ? હું એને વરી ચૂકી છું." હંસા જરા થંભી. આજુબાજુમાં દ્રષ્ટિ કરી. કોઇ પોતા પાછળ આવ્યું હોય એવો પોતાને ભણકાર થયો અને એ ભણકારથી અંતરમાં અસ્વસ્થતા આવી. બાવરી બની આમ તેમ જોયું, કોઇ નજરે પડયું નહિ. આથી

પોતાના મનનો ભ્રમ છે એમ સમજી, પોતે પાછી કાંઇ અરજ કરવા લાગી:

"માડી, તમે નિરંતર મને સાંત્વન આપો છો; આજે કાં નિરાશ કરો છો? કહો, જેવું હોય તેવું કહો. કહો, મારા ભાગ્યમાં શું છે? એ મને મળશે કે નહિ?"

હંસાનો પ્રશ્ન પુરો થતાં એક શોક કરાવનારો બનાવ બન્યો. મંદિરમાંથી દોડનો દોડતો એક ઉંદર આવી દીપમાલા પર ચઢ્યો અને એવો જોરથી નીચે ઉતર્યો, કે દીપમાલા આખી ધ્રુજી ગઈ અને એજ પળે ઓલવાણી. મંદિરમાં અંધકાર થયો. હંસા સમજી ગઇ. હાય! મારા ભાગ્યમાં અંધકાર છે. માતાજીના મંદિરમાં અકસ્માત એજ મારૂં ભાવિ છે; એજ મારા કર્મના લેખ છે; એજ મારૂં આવતું જીવન છે. એજ મારી કર્મકથા છે કે, હું અંધકારમાં અટવાઇશ. હંસાનું હૃદય હાથમાં ન રહ્યું. તે ઢગલો થઇ ગઇ. મૂર્ચ્છા આવી જશે એમ પોતાને લાગ્યું; આથી પોતે તરતજ પાછી વળી. પાછી વળતાં પોતાના કાનમાં અવાજ આવ્યો. હંસાએ પોતાનું સમતોલપણું સંભાળી લીધું, અને એ અવાજ શાનો આવે છે તે સાંભળવા લાગી. એના કાનમાં શબ્દો અથડાયા:

"એ રાજકુંવરી છે."

હંસાએ અવાજ ઓળખ્યો. એ અવાજ નાગભાનો હતો. નાગભા સ્વપ્નાંમાં બબડતો હતો. હંસા સાંભળતી હતી. અવાજ ફરીથી આવ્યો:

"આવો લાભ મારે શા માટે ગુમાવવો જોઇએ?"

એ નાગભાના બોલ ન હતા; હંસા માટે પ્રલયકાળ હતો. હંસા ધ્રુજતી હતી, રુવેરૂવાંમાં વેદનાનો વાસ હતો, આંખો બળતી હતી. તેમાંથી પાણી ન પડતાં દુ:ખની આગ વરસતી. નાગભા ફરીથી બોલ્યો:

"એ મને ચાહે છે."

હંસાના માટે હવે હદ થઇ. એ નક્કી કરી બેઠી કે નાગભા હાથમાંથી ગયો. સુરેખા એને છીનવીને લઇ ગઇ. આત્માનો દીપક અળગો થયો, જીવનનું

અમૃત બીજાના હાથમાં ગયું. હંસા ત્યાંથી આગળ ચાલી. પોતાની શૈયા પાસે આવી, બેઠી, સુતી અને આંખો બંધ કરી. તરતજ ગુરૂજીનો આશ્રમ પોતાની સામે ઉભો થયો. એ આગળનું જીવન! એ ખેડુતની કન્યાના વેશમાં ખેલેલા ખેલ, નાગભા સાથે કરેલો આનંદ, પરસ્પરમાં પ્રકટ થયેલો પ્રેમ, આ બધું સ્મૃતિપટ પર તરી આવ્યું. ગુરૂજીની આકૃતિ પણ સામે આવીને સ્થિર થઇ ગઇ. હંસા બેભાનીમાં ઉઠી અને ગુરૂદેવનાં ચરણમાં પડી. આંખમાંથી પાણી પાડવા ઘણીજ મહેનત કરતી હતી, પણ આંખ આજે બરાબર વેરણ થઇ હતી. આંખમાંથી આંસુ આવતાંજ નહિ. પોતે ગુરૂ મહારાજના પગ પકડી લીધા અને બોલી: " મહારાજ બચાવો! બચાવો! મારૂં સર્વસ્વ લુંટાય છે."

હંસાના આ શબ્દો અતિ આવેશથી બહાર પડયા. આજુબાજુના પહેરેગીર ચમકયા અને તરતજ હંસા પાસે ધસી આવ્યા. બધામાંથી એક બોલ્યો:

" બા, શું છે ?"

હંસા જાગી. આમતેમ જોવા લાગી. પોતાની સામે પોતાના અનુચરો ઉભા હોવાથી પોતાને નવાઇ લાગી. તે બોલી:

" શું છે ?"

" તમો હમણાંજ બોલ્યાં કે મારૂં સર્વસ્વ લુંટાય છે. કોણ છે આપને લુંટનાર ?"

" કોણ ? હું બોલી ?"

" હા."

હંસા સમજી ગઇ કે મારાથી ભ્રમણામાં આમ થઇ ગયું છે. આથી પોતે વાતને વારી લેતાં બોલી: " મને કાંઇ નથી થયું, અમસ્તું સ્વપ્નું આવ્યું હશે."

અનુચરો પછા ગયા. હંસાની સાથે રહેલી દાસીઓ પણ જાગી ઉઠી હતી. તેમાંથી એકે પુછ્યું :

"બા, શું હતું ?"

"અમસ્તું સ્વપ્નું."

"સ્વપ્નમાં ગભરાવાનું શું ?"

"હું ગભરાઇ નથી."

"ત્યારે વગર ગભરાયે રાડ પાડી?"

"મને ખબર નથી."

"તમે વીરરમણી છો. તમારી સામે કોઇની પણ તાકાત નથી કે તે આવીને ફાવી જાય, છતાં તમે આમ કેમ કરો છો?"

"મને કાંઇ સમજાતું નથી કે હું આમ કેમ કરૂં છું. મારા અંતરમાં માત્ર વિમાસણ ને વિચારોજ ઘોળાયાં કરે છે."

"શાના વિચાર ઘોળાય છે?"

"હંસા કાંઇ ન બોલી શકી. એના મોઢામાંથી બોલ બહાર આવ્યાજ નહિ. સખીઓ સમજી ગઇ કે, 'હંસા વિરહવેદનાથી વ્યાકૂળ છે.' આથી એક બોલી:

"વ્હેન નાગ તો નથી યાદ આવ્યો?"

"યાદ એજ આવ્યો હશે! બીજું કોણ યાદ આવે? સખી, ખરૂં? કે નહિ?" બીજી બોલી.

"પણ એ યાદ આવ્યા હોય, તો લુંટવાની વાત શું કરવા કરે? સ્વપ્નમાં અમૃત ન પીએ? આ તો વાતજ જુદી છે. બેન હંસા, એવું તે શું હતું?"

"કાંઇ ન હતું."

"કાંઇક હશે ખરૂં!"

"હશે ખરૂં! તો હતું. પણ એ તમારે જાણવા જેવું નથી, મારૂં ભાવિ મારી સાથે."

"ઓ મા! આ વાતમાં ભાવિનો પ્રશ્ન છે. બેન, શું તારૂં ભાવિ કોઇ લુંટી લે છે?"

"પણ એવું છે કોણ કે તારૂં ભાવિ લુંટી લે? જરા કહે તો ખરી?"

હંસા પથારીમાં પડી, ન બોલી. બધી સખીઓ પોતાનાથી થાય એટલા વિચારો કરી ચુકી, પણ કાંઇ ન વળ્યું. હંસા પથારીમાં પડતાં નિદ્રામાં ઘેરાઇ ગઇ. નિદ્રામાં ફરી ગુરૂજીની આકૃતિ દેખાણી. હંસા જઇ ફરીથી પગમાં પડી. ગુરૂજીએ સાન્ત્વન આપતાં કહ્યું:

"દીકરી! ભાવિ પાસે કોઇ ડાહ્યું નથી."

હંસાને આ શબ્દોથી સંતોષ થઇ ગયો. અને નિદ્રામાં પોતે આનંદથી રાત પૂરી કરી. રાતનો બનાવ ઘણાના કાનમાં આવીને અથડાયો, પણ કોઇ એ વાતને વધારી ન શક્યું કે, રાતના શું થયું હતું.

સવાર પડતાં સૌ સૌનાં કાર્યમાં પડયાં. નાગભા ઉઠયો. સુરેખા ઉઠી. પ્રથમજ તેણે નાગભા તરફ નજર કરી અને મસ્તક નમાવ્યું, જાણે પોતે પોતાના ઇષ્ટ દેવને નમતી હોય તે પ્રમાણે. હંસાએ આ દ્દશ્ય જોયું. જે પોતાને પ્રથમ કરવાનું હતું તે સુરેખા કરી ચુકી. હંસા સમજી ગઇ કે સતીએ સતીધર્મ પૂરો કર્યો. નાગભાના મનમાં કાંઇ વિચારો કે તરંગો ન હતા. રાત્રે પોતે શું બોલ્યો હતો અને એ બોલવાથી હંસાની શી દશા થઇ હતી એથી એ અજાણ હતો. એ જે કાંઇ બોલ્યો હતો તે સ્વપ્નામાં બોલ્યો હતો. એજ બોલથી હંસાની શી હાલત થઇ હતી તે નાગભાના અનુભવની બહાર હતું.

નાગભા ઉઠીને પ્રથમ જલાશયપર ગયો. સ્નાન કરવા જલાશયમાં પડયો. બીજી તરફથી સુરેખા આવી. હંસા પણ આવી અને નાગભાને જળક્રીડામાં મસ્ત જોયો. સુરેખા બોલી:

"બેન, જુઓ આ વીર છે કે નહિ?"

"તારી નજરમાં એ સૌ કાંઇ છે."

"અને તમારી નજરમાં?"

હંસા સુરેખા તરફ ફરી, એની આંખનો પ્રતાપ માપવા લાગી. સુરેખા બોલી:

"બેન, તમોને પણ મારા જેવોજ વ્યાધિ વળગ્યો છે."

"કોણ કહે છે?"

"દર્દીની આંખ દર્દી જાણે છે. હું દર્દી છું; તમે પણ છો. કેમ બરાબર છે કે નહિ?"

"હું દર્દી નથી." હંસાએ હૈયું હાથમાં લીધું.

"શબ્દોથી કંઇ સાચું મનાય?"

"ત્યારે જો દર્દી ન હો તો ખાવ સોગન કે હું દર્દી નથી."

હંસાના ગાલમાં ફિકકાશ આવી ગઈ. એ જવાબ દેવા ગઇ પણ ન દેવાયો તે ત્યાંથી પગ ઉપાડી મંદિરમાં આવી. સુરેખા કિનારા પર આ દેખાવ છુપી છુપી જોતી હતી. નાગભા પાણી સાથે તોફાન કરતો હતો. હંસા મંદિરમાં જઇને મહાશકિતની સામે ઉભી ઉભી પ્રાર્થના કરતી હતી. એના કાનમાં એજ અવાજ આવતો કે 'ગાંડી હંસા, ભાવિ કોઇથી મિથ્યા થનાર નથી.'

એ ધ્વનિથી હંસાને શાંતિ વળતી, એ વાણીથી હંસાનો વલોપાત વિરમા ગયો. વ્યાધિ વિરમી ગયો અને હંસા આનંદમાં આવી.

થોડીજ વારમાં બંને રાજકુંવરીઓ સજ્જ થઇ ગઇ અને પોત-પોતાની રાજધાનીમાં જવા માટે તૈયારી કરવા લાગી. નાગભા આ તૈયારીમાં સામેલ હતો. એ પણ સુરેખા સાથે જવાને તૈયાર થતો હતો. હંસાથી એ દ્રસ્ય જોવાયું નહિ.

હંસાના મનમાં એક વાત જન્મી. નાગભાને પોતાની પાસે બોલા-વવા મરજી થઇ. તરતજ એક અનુચરને કહ્યું: "જો, સામે ઉભા તે સરદારને બોલાવી લાવ."

અનુચર ગયો, નાગભાને પોતાની સાથે લઇને આવ્યો. રાજ-કુંવરીએ પોતાની આંખોથી આદર આપ્યો. નાગભાએ પુછ્યું:

"મને શા માટે બોલાવ્યો છે?"

દર્શન કરવા."

"ગરીબ ભીખારીનાં દર્શનથી તમોને શો લાભ થશે?"
"તમે પોતે ગરીબ છો, હૃદય ગરીબ નથી."
"હૃદય તો હું આપી ચુકયો છું."
હંસા હામ હારી ગઇ. તેના મોઢામાંથી શબ્દો ન નીકળ્યા.

---

## પ્રકરણ ૧૬ મું.

## ઉપહાર.

હંસાના મનમાં ઘણીજ વ્યાકુળતા થઇ. ચિંતામાં તેના અંતરની દશા બદલાઇ ગઇ, એના મનમાં જે શંકા હતી તે શંકાને બળ મળે એવો જવાબ નાગભા તરફથી મળ્યો, અને એ જવાબથી હંસા હતાશ થઇ ગઇ.

નાગભાએ જે ઉત્તર આપ્યો હતો તે માત્ર અજાણતાંજ આપ્યો હતો. એના મનમાં એવો વિચાર પણ ન હતો કે હું શું જવાબ આપું છું. એણે તો ફક્ત એજ ભાવથી કહ્યું હતું કે, 'હું મારૂં હૃદય આપી ચુકયો છું. પણ તે ગુરૂના આશ્રમમાં એક ખેડુતકુમારીને; નહિ કે પોતાની સાથવાળી સુરેખાને.'

જ્યારે હંસાએ આ વાત સાંભળી, ત્યારે તેને શું દુઃખ થયું હશે તે બીચારો નાગભા શું જાણે? હંસાને મળેલો ઉત્તર, ઉત્તર ન હતો; ઝેરનો ઝટકો હતો. હંસા એ ઝેરનો ઝટકો ખાઇને પોતાના મનમાં રીબાવા લાગી. વધારે વાતચિત શું કરવી તે એને સમજાયું નહિ. એના શરીરમાં એક પ્રકારની વ્યાકુળતા હતી, અશાંતિ અને

મળાપો એટલા બધા હતા કે, હંસા પરવશ થઇ ગઇ. આવી પોતાની સ્થિતિ હોવા છતાં હંસાનું અંતર દોડીદોડી નાગભાના ચરણમાં જવા લાગ્યું અને હંસાએ ઘણીજ દીન મુખમુદ્રાથી નાગભાને પુછ્યું:

"તમે ક્યાં જશો?"

"ભાવિ અજમાવવા."

"ભાવિ અજમાવી શકશો?"

"કેમ નહિ અજમાવી શકું?"

"તમે હૃદય વગરના છો. હૃદય વગરના માણસને ભાગ્યદેવી સહાય થતી હોય એમ મેં સાંભળ્યું નથી."

"ખરૂં છે, પણ હું હૃદય વગરનો નથી. મારી પાસે હૃદય હતું. એ હૃદય મેં પ્રેમના દાનમાં આપ્યું છે. હૃદયના દાન દેનાર આ સૃષ્ટિમાં વીરલાજ હશે!"

"તમે વીર છો?"

"એતો સંગ્રામનો પ્રશ્ન છે. આ સ્થળ એ નથી કે, હું આપને એ સિદ્ધ કરી બતાવું. હું વીર છું કે નહિ એતો રણાંગણમાંજ સમજાય. તાતી તલ્વારો ઉછળતી હોય, ખાંડાના ખેલ થતા હોય, દળમાં દાવ રમાતા હોય, અને એ વખતે જો પરીક્ષા લેવામાં આવે તો આપને ખાત્રી મળે કે, હું વીર છું કે નહિ!"

"વારૂ હું એમ પુછી શકું કે, આ હૃદય કોને આપ્યું છે?"

"હૃદય કોને આપ્યું છે, એ વાત મારાથી થાય તેમ નથી. જો સમય આવશે તો હું આપને બતાવીશ."

"પણ એટલું યાદ રાખજો કે, જેને હૃદય આપ્યું હોય તેનાથી વિશ્વાસઘાત ન કરશો; વિશ્વાસઘાત એ મહાપાપ છે."

હંસાએ આટલું બોલી માફાના પડદા પાડી નાખ્યા. પોતાના રસાલાને ચાલવાની આજ્ઞા આપી અને નાગભા વિચારનિમગ્ન ઉભોજ રહ્યો.

આ તરફ એ રસાલો ગયો, અને બીજી તરફ સુરેખાની સ્વારી ચાલી. સુરેખાએ નાગભાને સાથે લીધો. નાગભા સાથે ગયો; એટલાજ માટે કે પોતાને ભાવિ સાથે લડાઈ કરવાની હતી. એ જાણતો ન હતો કે એક નવયૌવના પોતા પાછળ ઘેલી થઇ ગઇ છે. નાગભા એ પણ જાણતો ન હતો કે, જેને પોતાના અંતરની અધિષ્ઠાત્રી બનાવી છે તેના અંતઃકરણની દશા કેવી છે. નાગભા બાળક જેવો થઈ સુરેખા સાથે ચાલ્યો.

સુરેખાના મનમાં ઉલ્લાસ હતો, આંખમાં નૃત્યકલા હતી. ગાલમાં આનંદની સુરખી છલકતી હતી. હોઠ મદિરાનો પ્યાલો થઇ ગયા હતા. ઘડી ઘડી તે નાગભાને જોતી અને મોહ પામતી. નાગભા કાંઇ પણ નિર્ણય કર્યા વગર સુરેખાની સાથે ચાલ્યો જતો હતો. આખર સુરેખા પોતાના રાજમાં આવી.

સુરેખાના ભાઇનું નામ વીરમદેવ હતું. વીરમતી નગરીનો તે સ્વામી હતો. વીર હતો, પણ સાથે થોડીઘણી કાયરતા પણ હતી. કુશળતા એકજ હતી કે તે કાવાદાવામાં પૂરો હતો. જે કાર્ય તલ્વારથી ન થાય તે પોતે ખુબી અને ચાલાકીથી કરતો. અને એ ચાલાકીના પ્રભાવે વીરમદેવની કાયરતા ઢંકાઇ જતી, વીરતા તરી નીકળતી. રાજકીય ખટપટ એજ વીરમદેવની વીરતા હતી.

વીરમદેવને જ્યારે ખબર મળી કે નાગભા નામનો એક સરદાર પોતાની બેનની સાથે આવ્યો છે, ત્યારે તેના મનમાં આ વીરને જોવાની જીજ્ઞાસા થઇ અને નાગભાને પોતાની પાસે બોલાવ્યો. નાગભા વીરમ-દેવની કચેરીમાં આવ્યો, મસ્તક ઉંચું રાખી ઉભો રહ્યો.

પહેલાં તો નાગભાએ વીરમદેવના સિંહાસન તરફ નજર કરી. પોતે જોયું તો વીરમદેવ સિંહાસન પર બેઠો હતો, છતાં તેની પાસે તલ્વાર ન હતી. માત્ર મોઢાપર મગરૂરીનો ભાસ થતો હતો. નાગભાએ એ દેખાવ જોયો અને પોતાના મનમાં સમજી ગયો કે, આ રાજાને નમન કરવા

જેવું નથી. વીરમદેવને નાગભાની આ વલણ ઠીક ન લાગી. તરતજ તે ક્રોધથી બોલ્યો:

"વીર સરદાર, તમને રાજદરબારનો વિવેક આવડતો નથી."

નાગભાએ તરતજ નિડરતાથી કહ્યું: "નહિ, વીર સરદાર વીર નરનોજ વિવેકથી આદર કરે છે; દંભીનો નહિ."

"એટલે શું હું વીર નથી?"

"નહિ."

"એનું પ્રમાણ?"

"એનું પ્રમાણ એજ કે, તમારી પાસે વીર નારી તલ્વાર ક્યાં છે? વીરનર તલ્વારને તજતો નથી."

"મારી જીભ તલ્વાર છે."

"આ વાત હું આજેજ સાંભળું છું, પણ નહિ એ વાત ખરી છે કારણ કે, તમારો દંભ એવો હોય તો બનવા જોગ છે. તમે એ જાણો છો કે જીભ શા માટે મળી છે?"

"શા માટે?"

"સત્ય બોલવા, દંભ કરવા નહિ. તમે તમારી જીભને તલ્વાર બનાવો છો એ વાત ખોટી છે. જીભને તલ્વાર નહિ કહેવાય. જીભ પ્રભુઆરાધના માટે છે. તલ્વારથી આરાધના નથી થતી. તલ્વારથી સંહાર થાય છે. શું તમે જીભથી સંહાર કરો છો?"

"હા."

"તો તો તમે નરકવાસી થશો. જીભથી ભક્તિ કરવી જોઇએ; સંહાર નહિ. હવે આપજ કહો; આપના આવા આચારો વિવેકને યોગ્ય છે? આદર આપવાને લાયક છે? આપ આ બધાના રાજા થઇને બેઠા છો, પણ સાધારણ માણસના ગુણને તો કળજો!"

વીરમદેવ તરતજ તાતોઉનો થઇ ગયો. બાજુમાં બેઠેલા સરદારને આજ્ઞા કરી: "આ કાયરને કેદ કરો."

"કાયર? હું કાયર? વીરનર, સામા આવો, તલ્વાર પકડો, જરા મારા હાથ જુઓ; પછી મને કહેજો કે, હું કોણ છું; વીર છું કે, કાયર? પણ નહિ; તમારી પાસે તલ્વાર ક્યાં છે; તમારી તો જીભજ તલ્વાર છે. પછી જીભમાંથી આવો બોલ નીકળે તેમાં કાંઈ શંકા નથી. તમારી નજર ખરી છું. હું જીભનો કાયર છું. તમે જીભના વીર છો. તમારૂં બોલવું અસત્ય નથી."

"તારે વીરતા જોવી છે?"

"કોણ બતાવશે?"

"હું."

"શાથી? હાથથી કે જીભથી? જીભથી બતાવવી હોય તો ક્ષમા કરો. હું જીભની વીરતા જોવા વાળો નથી. હાથ બે હાથ કરવા હોય તો આવો. હું તમારી વીરતા માપું; તમે મારી વીરતા માપો."

"તારે મરવું છે?"

"મરવું નથી, તમારી વીરતા જોવી છે. જીભની જોઈ, હવે હાથની બતાવો."

"મારા સરદાર સામું જો."

"સરદાર સામું જોઉં કે તમારા સામું? વીરતા તમો બતાવશો કે સરદારો! તમો કોના બળ પર કુદો છો? તમારા પોતાના બળ પર કે આ સરદારોના બળ પર?"

વીરમદેવ તરતજ પોતાના સરદારો તરફ ફર્યો. સરદારો પર નજર જતાં બધા સરદારો તૈયાર થઇ ગયા. વીરમદેવે તરતજ પડકાર કર્યો:

"આ માણસને ઠાર કરો."

નાગજી એક હાથ તલ્વાર પર અને બીજો હાથ મ્યાન પર રાખી કહેવા લાગ્યો:

"શું તમે આ વીરતા બતાવો છો? તમારા હાથમાં વીરતા નથી કે આ સરદારોને મૃત્યુના મુખમાં મોકલો છો? જો તમારામાં મહારાજ થવાના ગુણ હોય તો આવો, સામે આવો; નહિ તો આમાંથી એક પણ સરદાર બચનાર નથી."

નાગભાના શબ્દો પૂરા થાય ત્યાં તો તેના પર તલ્વારો ઝઝુમવા લાગી. તલ્વારોના છાયામાં નાગભાનો દેહ ઢંકાઇ ગયો. પણ નાગભા જેવો તેવો ન હતો. તરતજ તલ્વારને ખેંચી અને કુદ્યો. એક ચક્રાવો લીધો અને ઘણા વીરનરની તલ્વારોને ઝાંખપ લગાડી. બધા સરદારો સમજી ગયા કે આ તો કેસરીથી કામ છે; વિકાળ વાઘથી બાથ ભરવાની છે.

નાગભા તો તલ્વાર લઇ સરદારોમાં ઘુમવા લાગ્યો. અને ઘુમતો ઘુમતો જઇને વીરમદેવના સિંહાસન પર ચઢયો. વીરમદેવના હાથ પકડયા અને ખેંચ્યો અને સિંહાસનની નીચે લાવ્યો. પારકા રાજ્યમાં આવો પ્રસંગ લાવતાં નાગભા ગભરાયો નહિ. નાગભા શા માટે ગભરાય? તે જાણતો હતો કે, તે શું કરું છું, શા માટે કરે છે? પોતાનો શો વાંક છે?

વાંક નાગભાનો ન હતો, વીરમદેવનો હતો, વીરમદેવની કૂર વાણીએ તેને મ્હાત કર્યો હતો. અને એ વાણીના તીરથી વીંધાઇ નાગભા આવો પ્રચંડ બન્યો હતો.

વીરમદેવ સમજ્યો કે, બાજી હાથમાં રહેશે નહિ. એટલે પોતે એક યુકિત કરી. તે નાગભાની સામે જોવા લાગ્યો. જોતાં જોતાં પોતે હસી પડયો; એટલુંજ નહિ, પણ હસીને તે નાગભાના કંઠે વળગી ગયો. નાગભા સમજ્યો નહિ કે આ શું કરે છે. વીરમદેવ બોલ્યો:

"વીરનર, તું ખરો વીર છે, જરા શાંત થા અને મારી વાત સાંભળ."

નાગભા ઠંડો થયો. થોડી વારમાં રાજદરબાર જે સમરક્ષેત્ર સમાન દેખાતો હતો, તે અસલ સ્વરૂપમાં આવ્યો. વીરમદેવ બોલ્યો:

"વીર ! આ લડાઇનું મેદાન નથી."

"જાણું છું."

"નથી જાણતા."

"કેમ ?"

"તમો આટલા બધા ઉગ્ર શા માટે થયા?"

"તમારી પરીક્ષા લેવા."

"પરીક્ષા લેવા?"

"હા ! જો મેં આવી વાત ન કરી હોત, તો તમારી વીરતાની ખાત્રીજ ન થાત. હવે આ વાતનો અહીંયાંજ છેડો લાવો. પણ આટલી વાત યાદ રાખજો કે, હજી મારી વીરતા બતાવવાની બાકી છે. જ્યારે સમય આવશે ત્યારે મારી વીરતા હું તમોને બતાવીશ."

નાગભા આ શબ્દો સાંભળતાં વિચારમાં ચકચુર થઇ ગયો. આવી રીતે પરીક્ષા ? ખરેખર આ રાજા અજબ છે. એનામાં વીરતા ન હોય એ કેમ સંભવે ? એણે પોતાની પાસે તલ્વાર ન રાખી તે એટલાજ માટે કે, તે મારી પરીક્ષા કરવા માગતો હતો. મેં એની વીરતા જોવાનું કહેણ મોકલ્યું તેમાં ભૂલ તો નથી કરી ? જરા ચિંતા થઇ, પણ નાગભા ફરી હતો તેવો થઇને મનને સધીઆરો આપવા લાગ્યો: 'એમાં ભૂલ શાની ? એ ગમે તેવો વીર હોય તો પણ શું થયું ? મારી સામે આવશે ત્યારે ખાત્રી થઇ જશે.'

નાગભાને વિચારો પ્રકટ કરવાની કશી આવશ્યકતા ન હતી. એ અવાક્ ઉભો રહ્યો. હવે એનો આદર થયો. બેસવા માટે સુંદર આસન મળ્યું. નાગભા વિવેકથી તે પર બેઠો. વીરમદેવે તરતજ પોતાના દરબારીઓને આજ્ઞા કરી કે, 'આ વીરનું એક અગ્રગણ્ય સરદાર સમાન માન રાખવું. એ આજથી મારા રાજમાં સેનાનાયકની પદવી ઉપર છે.'

નાગબાની વીરતા સૌનાં અંતરમાં વસી ગઇ હતી, આથી કોઇ સરદારે વાંધો ન લીધો. નાગબાને શિરપાવ મળ્યો એટલુંજ નહિ, વીરમદેવે પોતાના જુદાજ પ્રકારના રોફથી નાગબાને આંજી નાખ્યો.

આઠ દિવસ પછી વીરમદેવ પાસે એક વૃદ્ધ દાસી આવીને ઉભી રહી. વીરમદેવ પોતાના ખાનગી ઓરડામાં હતો. વૃદ્ધ દાસી વિશ્વાસુ હતી. વીરમદેવની પાસે ગમે તે વખતે એ દાસી જઈ શકતી. એના માટે કશો બાધ ન હતો. દાસી આવતાં વીરમદેવે મનમાં કલ્પના કરી કે, કંઇ અગત્યની વાત હોવી જોઇએ. આથી તેણે દાસીને પૂછ્યું:

"માજી, શું છે?" માજી મલકી પડી. થોડી વાર રહીને બોલી:
"ભાઇ પેલો સરદાર કોણ છે?"
"એ એક વીરનર છે!"
"એ તો સાંભળ્યું છે, પણ એ છે કોણ?"
"એના ખાનદાનની મને ખબર નથી."
"એનું ખાનદાન ઉત્તમજ હશે."
"તમે શા ઉપરથી કહો છો?"
"ખાનદાન વગર આવા ગુણ ન હોય."
"ઠીક પણ આ વાતની આવશ્યકતા શી છે?"
"એજ કે એને બાંધી લેવો જોઇએ."
"શા માટે?"
"એમાંજ આપણું ભલું છે."
"પણ એનો અપરાધ શો છે."
"અપરાધ, રાજબાળા સુરેખાને બચાવી છે તે."
"પણ બચાવાના બદલામાં બાંધી લેવાય?"

"તમે મારું બોલવું સમજતા નથી. હું એમ કહું છું કે, તેને ઉપકારમાં બાંધી લેવો જોઇએ. એ વીરનર આપણને કામનો છે."
"હા, તમારી એ વાત ખરી છે!"

"તો હવે શું કરવા ધારો છો?"

"તમે શા વિચાર પર આવ્યા છો?"

"મારો વિચાર છે કે, સુરેખાનો હાથ એના હાથમાં આપવો."

"એના હાથમાં?"

"કેમ, એ વીર નથી?"

"વીર તો છે."

"ત્યારે વિચાર કરો ને, એવા વીરનરની તમોને કેટલી જરૂર છે. તમારી બેન પણ એના પર પ્રાણ પાથરે છે."

"પણ આ વાતની ઉતાવળ શી છે?"

"ઉતાવળ બીજી કશી નથી. મેં સાંભળ્યું છે કે, ભગવતસિંહની કુંવરી હંસાકુમારી એને જોઇ મોહાસક્ત થઇ છે; અને વિલંબ થશે તો સરદાર અહીંથી ચાલ્યા જશે, અને તેમ થાય તો પરિણામ સારૂં નહિ આવે!"

હંસાકુમારીનું નામ સાંભળતાં વીરમદેવ વિહ્વળ થઇ ગયો. તેણે તરતજ કહ્યું: "હું આજે બધી ગોઠવણ કરીશ."

"તમે ગોઠવણ કરશો તો કદાચ ઠગાશો."

"એટલે?"

"એ જો કોઇ બીજીને ચાહતો હશે તો?"

"તો શું?"

"તો એ તમારી વાત માનશે નહિ અને નકામી બાજી બગડી જશે."

"ત્યારે હવે?"

"હું કહું તેમ કરો!"

"શું કરૂં?"

"તમે તે સરદારને કહો કે, 'હું તમારી વીરતાની કદર કરવા માગું છું માટે હું જે વસ્તુ ભેટ આપું, તે તમારે સ્વીકારવી પડશે.' એ વચન આપીને બંધાશે એટલે પછી છુટી શકશે નહિ."

"એની ખાત્રી શી?"

"વીરનર એકવચની અને ટેકીલા હોય છે."

વીરમદેવને દાસીની સલાહ ઘણીજ સાચી લાગી, આથી તેણે નાગભાને વચનથી બાંધી લેવા સંકલ્પ કર્યો. બીજેજ દિવસે નાગભાને પોતાની પાસે બોલાવ્યો.

નાગભા આવીને વીરમદેવની પાસે બેઠો. વીરમદેવે આડીઅવળી વાતો કરી અને પછી કહ્યું:

"સરદાર, હું તમારૂં સન્માન કરવા માગું છું. મારી ઇચ્છા છે કે તમારી વીરતાના ચરણે હું કાંઇ વસ્તુ ધરૂં, પણ મને ભય છે કે તમે તે કબુલ કરો કે ન કરો."

નાગભાના મસ્તકમાંથી સુરેખાવાળો પ્રસંગ નીકળી ગયો હતો. નાગભા સમજ્યો કે, મને કાંઇ ગામગરાસ આપવાનો એનો વિચાર હશે. આથી પોતે બોલ્યો:

"હું તમારા તરફની વસ્તુનો સત્કાર કરીશ."

વીરમદેવની અરધી ચિંતા તો દૂર થઇ; પણ વાત પાકેપાયે કરવા પોતે પ્રશ્ન કર્યો:

"ખરૂં કહો છો?"

"એમાં ખરૂં કહેવાનું શું છે? આપના તરફના ઉપહારનો અનાદર થાય!"

"જો એમજ હોય તો આપો વચન!"

"લ્યો, આ મારૂં વચન છે."

## પ્રકરણ ૧૭ મું.

—:૦:—

### હાથમાં હાથ

—:૦:—

નાગભાએ વચન આપ્યું, પણ એને ક્યાંથી ખબર હોય કે ઉપહારમાં શું મળવાનું છે? એ તો બીચારો એમજ જાણતો હતો કે, મારી વીરતાની કદર થવાની છે; મારી શકિતને વધાવવાની આ વીરમદેવને ઇચ્છા થઇ છે. એજ ધારણાથી પોતે વચન આપી બંધાઇ ગયો. વીરમદેવના હાથમાં નાગભા ઝીલાઇ ગયો. વીરમદેવનો વિજય થયો. તે કહેવા લાગ્યો:

"વીર! વચન મિથ્યા તો નહિ કરો?"

"આ તમે શું બોલો છો? વીરનું વચન શિર સાટે હોય છે."

"શબ્દોથી કે સિદ્ધ કરી બતાવશો?"

"સિદ્ધ કરી બતાવીશ. હું મારૂં વચન પાળીશ. આ વચનમાં અડચણ જેવું શું છે કે, મને વાંધો હોય? કદાચ એવો પ્રસંગ હોય અને વચન નિભાવતાં ગમે તેવો વાંધો આવતો હોય, તો પણ શું થયું? વીરનર વાંધાને વધાવી લે છે, વચનને જવા દેતો નથી."

"એ તો હું જાણું છું. તમારા જેવો વીર પુરૂષ વચનને વેચે તો નહિજ. હવે કહો, મારા ઉપહારનો સ્વીકાર ક્યારે કરશો?"

"આપની ઇચ્છા હોય ત્યારે. પણ એ તો જણાવો કે, આપ મારી શી કદર કરવાના છો? ઉપહારમાં મને શું આપવાના છો?"

"શું આપવું એ તો સામાવાળાની શકિત ઉપર છે."

"તો પણ કાંઇક કહો."

"તમારી કીર્તિને છાજે એવુંજ હું આપીશ."

"મને એની ખાત્રી છે; છતાં વાંધો ન હોય તો જણાવો."

"ભાઇ, તમો તમારી જુવાની સામું જુઓ."

"જુવાની સામું! જુવાની સામું શા માટે? જુવાની દીવાની છે. જુવાની સામે જોવું તે સારૂં નથી. જુવાની જંજાળોમાં ફસાવે છે, માટેજ જુવાનીનો મોહ તજી ધર્મ સામે જોવું જોઇએ. ધર્મથીજ આપણો ઉદ્ધાર છે."

"હું તમને અધર્મનું કામ કરવા કહેતો નથી. મારૂં કહેવાનું માત્ર એટલુંજ છે કે, તમે તમારી જુવાની સામે જોઇને સંસારમાં વિચરવાનું કરો."

"ઠીક છે, પણ આપ મને આમ બોલી શું કહો છો, તે મારાથી સમજાતું નથી."

વીરમદેવ જેમ જેમ વાત કરતો ગયો, તેમ તેમ તેને નાગભા પર વધારે વ્હાલ આવતું. પોતાની બેનને આવો પતિ મળ્યો એ વિચારથી એ હર્ષથી મલકાતો, નાગભાના મનમાં જરા ચિંતાએ સ્થાન લીધું. વાત સત્કાર થવાની હતી. વીરમદેવ પોતાના ઉપર પ્રસન્ન હતો. પ્રસન્નતાથી તે પોતાને સારો શિરપાવ આપવાનો હતો. આ વાતમાં ચિંતા કે શોક જેવું કશું ન હતું, છતાં નાગભાના મનમાં ચિંતાએ જન્મ લીધો. અંતરમાંથી જાણે એકાએક અવાજ થયો:- 'નાગભા, વચન આપવામાં તેં ભૂલ કરી છે.' આમ મનમાં ધ્વનિ થવાથી નાગભાની વિમાસણનો પાર ન રહ્યો. મનમાં એક પ્રકારનું યુધ્ધ થવા લાગ્યું. વીરમદેવ નાગભાના મોઢા તરફ જોઈ રહ્યો હતો. નાગભાને આમ શોકાતુર જોઇ તે બોલ્યો:

"મારો ઉપહાર ક્યારે સ્વીકારશો?"

"પણ મને આપવાના છો શું?"

"હું ગમે તે આપું; તમારે લેવું પડશે."

"એમાં મારી ના નથી, પણ હું જાણું તો ખરો કે, મારી કદર તમો શાથી કરો છો."

વીરમદેવ મૂછમાં હસ્યો. પછી પુછવા લાગ્યો:

"તમો શામાં રાજી છો ? શી રીતે તમારી કદર થાય તો તમે પ્રસન્ન થાવ ? તમારી શી ઇચ્છા છે ?"

"મારી ઇચ્છા વચનનાં બંધનમાં બંધાઇ ગઈ છે. મારા શબ્દોમાં એ ભાવ આવી શકવાનો નથી. આપ જે આપશો તે મારે સ્વીકારવું પડશે."

"આ વાત તમારે જાણવીજ છે ?"

"અનર્થ થાય એવું ન હોય તો."

"અનર્થ થાય એવું નથી; આનંદ થાય એવું છે. અને એ આનંદમાં આપ ફુલાઇ ન જાવ તેનો જરા વિચાર રાખજો. જોજો આનંદમાં ભાન ન ભૂલતા."

"ઘણી વખત આનંદની વાતમાં શોકનો ધ્વનિ પણ ઉઠે છે. વ્હાલનો વહેતો ઝરો વિષના રૂપમાં ફરી જાય છે."

નાગભાની વાણીથી વીરમદેવને કાંઇ અસર ન થઈ. એના મનમાં એમજ હતું કે, 'આવા ગરીબ માણસને રાજકન્યા મળતાં જરૂર તે આનંદમાં છકી જશે.' પરંતુ એ જાણતો ન હતો કે, જે વાત પોતે કરનાર હતો તે નાગભા માટે કેટલી કાતિલ હતી. વાતચિત કરતાંકરતાં નાગભાએ ફરી 'સત્કારમાં શું મળશે ?' એ જાણવાની આતુરતા બતાવી. વીરમદેવ બોલ્યો:

"સરદાર, હું તમારાં લગ્ન કરવા માગું છું"

"મારાં લગ્ન ?"

"હા."

નાગભા તો અચેતનજ થઇ ગયો. મનમાં જે ભાવો હતા તે બધા બદલાઇ ગયા. તે ન સમજ્યો કે વીરમદેવ શું બોલી ગયો. જાણે પોતાના કાનમાં માત્ર ભણકારજ વાગ્યો હોય અને એ વાતમાં સચ્ચાઇ ન હોય એમ સમજીને તે બોલ્યો:

"શું આપ ખરું કહો છો? મારાં લગ્ન?"

"કેમ કેવા આનંદની વાત છે? તમારો સત્કાર હું તમારાં લગ્ન કરીને કરીશ. કહો આ વાત સાંભળતાં તમે હર્ષઘેલા થાવ છો કે નહિ?"

નાગભાએ મોઢામાં આગળી નાંખી. આંગળીને જોરથી બટકું ભર્યું. વીરમદેવનો પ્રશ્ન થતાં તે બોલ્યાઃ

"હું હર્ષઘેલો નહિ થાઉં; માત્ર ઘેલો થઈ જઇશ."

"લગ્નની વાત સાંભળતાં તમે ઘેલા થશો?"

"હા."

"એનું કારણ?"

"કારણ તો હું કાંઇ જાણતો નથી, પણ મને એ તો બતાવો કે મારાં લગ્ન તમે કોની સાથે કરશો? કોઇ ખેડુતની કન્યા બન્યા છે શું?"

"ખેડુતની કન્યા? શું તમે ખેડુત છો? તમારાં લગ્ન ખેડુતની કન્યા સાથે થાય એ વાત શું શોભાસ્પદ છે?"

"કેમ? ખેડુત શું માણુસ નથી? ખેડુતને તમો સમજો છો શું? એ તો દુનિયાના દેવ છે, સંસારનો સ્વામી છે, એના હાથમાંજ આપણું જીવન છે. પછી એવા માણુસની કન્યા સાથે લગ્નથી જોડાવું તે શું અઘટિત છે?"

નાગભા વાતવાતમાં એટલું સમજી ગયો કે, આ વાત ઠીક નથી થતી. વચન આપવામાં મેં ભૂલ ખાધી છે. પણ હવે લાચારી સિવાય બીજો શો રસ્તો હતો. વીરમદેવ નાગભાની વાત સાંભળીને કહેવા લાગ્યોઃ

"વીરપુરૂષ? તમારાં લગ્ન ખેડુતકન્યા સાથે થવાનાં નથી."

"ત્યારે?"

"મારી બેન સાથે થવાનાં છે. હું મારી બેન તમોને આપવા માગું છું. મારી બેનનો હાથ તમારા હાથમાં આપી હું તમારો સત્કાર કરવાની ઇચ્છા ધરાવું છું."

"ભૂલો છો, રાજન! ભૂલો છો. હું કંગાળ છું અને એ.."

"એ તમારી સહચારિણી."

"કોણ કહે છે?"

"તમારૂં આપેલું વચન."

"પણ મારી કઇ વીરતાનો આ બદલો છે? મારી કઇ સેવાનું આ ઇનામ છે? મેં એવી રાજમાં શી નામના કરી કે મને આવો લાભ મળે છે?"

"એ વાત તમારે જાણવાની કશી જરૂર નથી. આપનાર પોતાની ઇચ્છામાં આવે તે આપે, લેનારે લેવુંજ જોઇએ."

"એ તો મૂર્ખાઇ કહેવાય. પાત્ર અપાત્ર જોઇનેજ દાન આપવું જોઇએ. જેવું જેનું ગજું તેવું તેને ઇનામ. અને જો એમ ન થાય તો આપનાર અને લેનાર બંને વ્યક્તિ નિંદાને પાત્ર થાય છે. માટે હે રાજન્! આ વાતમાં વિચાર કરવાનો છે."

"મેં વિચાર કર્યો છે, હવે તમારે વિચાર કરવાની જરૂર છે."

"હું વિચાર કરૂં! અવિચારી પગલું આપનું છે અને મને વિચાર કરવાનું કહો છો? હું વિચાર કરૂં? હું વિચાર શાનો કરૂં?"

"તમારાં આપેલાં વચનનો. તમો મારા ઉપહારનો સ્વીકાર કરવા કબુલ થયા છો. તમારાથી ફરાશે નહિ. મારી એ ઇચ્છા છે કે, હું તમારો આ રીતે....."

"આ રીત સારી નથી."

"એ જોવાનું કામ તમારૂં નથી."

"ભલે, પણ જે વાત જોવા જેવી છે તેના તરફ તો નજર કરો. કહો, મને તમો જાણો છો? મારા કુળની તમોને ખબર છે? હું કોણ છું, ક્યાંનો છું, મારાં માબાપ કોણ છે, આ બધી વાત તમે ધ્યાનમાં લીધી છે? તમે રાજા છો; હું રંક છું."

"સરદાર, તમે મને હરાવી કે હંફાવી નહીં શકો, કારણ કે, જીભથી લડવાનું કામ મારૂં છે. હું જીભનો વીર છું; તમે જીભના કાયર છો. માટે આ વાત અહીંજ અટકાવો અને મારા શબ્દો તથા તમારા વચનનો મને ઉત્તર આપો."

"લગ્ન એ બાળકના ખેલ નથી."

"વીરનર માટે બધું ખેલ સમાન છે. એ લગ્ન કરે છે તો તે રમતાં રમતાં કરે છે, રમત કરતાં કરતાં તે મરે છે, રાજ્યલક્ષ્મી વરે છે, નામના કરે છે, સ્વર્ગે સંચરે છે, દેવોને દંગ કરે છે, ઇશ્વરનાં આસન પણ થથરાવે છે; એ સર્વ માત્ર રમતાં રમતાં અને ખેલ કરતાં."

"જીભના વીરનર, જીભથી હું તમને જીતી નહીં શકું."

"તો હારીને શરણ થનારા, મારો સત્કાર સ્વીકારો."

"એ સત્કાર નથી સજા છે."

"હારેલાના કર્મમાં સજાજ હોય છે. હવે વધારે વાતથી કશું ફળ નીકળવાનું નથી, માટે કહો, ક્યારે લગ્ન નક્કી કરવાં છે?"

"લગ્ન કરવા હું બંધાઉં છું પણ કયારે કરવાં એ મારી મરજીની વાત છે."

વીરમદેવને આ શબ્દોથી જરા ક્રોધ આવ્યો. તે બોલ્યો:

"તમારે મારૂં કહેવું કરવુંજ પડશે. મારા બોલવા પ્રમાણે ચાલવું જ પડશે; સમજ્યા ?"

નાગભા જરા હસ્યો, વીરમદેવની આંખ સામું જોયું. આંખ તપાસી. તેમાં વીરતાને બદલે કાવાદાવાનો પ્રકાશ વધારે હતો. નાગભાને ડર જેવું કયાં હતું? તે કહેવા લાગ્યો:

"મારે શું કરવું પડશે?"

વીરમદેવે ઉગ્રતાથી કહ્યું: "હું કહું છું તે."

"હું કોઇની વાણીને વશ નથી."

"ભલે વાણીને વશ નથી, પણ તમારાં વચનને તો વશ છો ને? તમારાં વચનને યાદ કરો. વચનને યાદ કરી મારા કહેવા પ્રમાણે વર્તો."

"તમારા કહેવા પ્રમાણે મારે લગ્ન કરવાં, પણ ક્યારે કરવાં તે મારી મરજીની વાત છે. હું લગ્ન કરવા માટે બંધાઉં છું, પણ ક્યારે કરવાં તેને માટે બંધાતો નથી."

"એટલે તમે મને બનાવો છો? મારી વાતને મશ્કરીમાં ઉડાવો છો?"

"નહિ."

"ત્યારે તમે સમજો છો શું?"

"વાણીના વીર."

"હા, એ બધી વાત ખરી, પણ મારો વાણી અને તમારું વચન એક સરખાં ન થઇ જાય એનો જરા ખ્યાલ રાખજો, અને જો એમ નહિ થાય તો..."

હજી વીરમદેવના શબ્દો પૂરા થયા ન થયા એટલામાં તો કોઇ આવી ઉભું રહ્યું અને વીરમદેવના શબ્દો પૂરા કરતાં બોલ્યું:

"અને એમ નહિ થાય તો હું સ્ત્રીહત્યા કરીશ."

વીરમદેવે પાછું ફરીને જોયું. નાગભાની દૃષ્ટિ સામે ગઇ તો સુરેખાને એક કરૂણ વેશમાં જોઇ. સુરેખાની આંખ જળથી તરબોળ હતી. નાગભા સમજી ગયો કે હવે બચાવ થાય તેમ નથી. વીરમદેવ પોતાની બેનને જોઇ ગુસ્સે થયો અને બોલ્યો:

"સુરેખા, તું અહીં શા માટે આવી?"

"મારા ભાવિનો ઉલ્લેખ સાંભળવા. મને આ વાતની ખબર હતી કે, મારૂં ભાવિ એક શરવીર સરદાર સાથે જોડાવાનું છે, પણ જ્યારે મેં જોયું કે મારૂં ભાવિ અંધકારમય છે, ત્યારે મારે અહીંયાં આવવા સાહસ કરવું પડ્યું."

"તો શું તું રડીને વિજય મેળવવા માગે છે?"

"હા, સ્ત્રીનું ખરૂં હથિયાર તેની આંખનાં આંસુ છે. તે આંસુથી લડાઇ કરે છે. આપણાં ત્રણ જણમાં ત્રણ ગુણ છે. મારા સ્વામી તલ્વારના વીર છે, તમો વાણીના વીર છો, અને હું મારી વીરતા આંસુથી બતાવીશ."

નાગભા બોલ્યો: "એ આંસુ મારા પર અસર નહિ કરે."

"એ તમારા મોઢાના શબ્દો છે; અંતરના નહિ. ક્ષત્રિય વીર ખડ્ગના ઘા ખાઇ શકે છે, પણ આંસુના ઘા એનાથી સહન થતા નથી. શું તમો સ્ત્રીનાં આંસુ જોઇ શકશો? તમારામાં એ શકિત છે?"

નાગભાના મોઢામાંથી હવે ઉત્તર ન નીકળ્યો. સુરેખા કરૂણતાથી બોલી:

"સરદાર, જો મારો હાથ સ્વીકારવો ન હતો તો શા માટે મને બચાવી? મને મરવા કાં ન દીધી?"

"એક સ્ત્રીના પ્રાણ મારી નજર સામે જાય, તે મારાથી કેમ સહન થઇ શકે?"

"સ્ત્રીના પ્રાણ જાય તે આપ સહન કરી શકતા નથી, તો શું સ્ત્રીહત્યા સહન કરી શકશો? સ્ત્રીહત્યાનું પાપ સહન કરવા શકત છે?"

"હું તમોને સુખ નહિ આપી શકું."

"મને સુખની ઇચ્છા નથી; સેવાની ઇચ્છા છે."

"મારા જેવા ભીખારીની સેવા?"

"કેમ, ભીખારીની સેવા કરવાથી કાંઇ મહત્વ ઓછું થવાનું છે? રાજા મહારાજાની સેવા સૌ કોઇ કરે, ભીખારીને સમજી, સ્વામી તરીકે સ્વીકારી અને તેની સેવા કરવી તેમાં શું લાંછન છે?"

"લાંછન નથી, તો પછી ભૂષણ પણ શું છે?"

"જે વાતમાં લાંછન નથી તે વાતમાં ભૂષણ અવસ્ય છે. ભલે કદાચ ભૂષણ ન હોય, પણ લાંછન તો નથી ને? તો પછી લાંછન વગરના કાર્યને કરવામાં શો વાંધો છે?"

"તમને વાંધો નથી; મને વાંધો છે."

"એ હું સમજું છું."

"શું?"

"તમે રાજકુંવરી હંસાને ચાહો છો."

"આ તમારી વાત અસત્ય છે. મારા પર આળ સમાન છે."

"ખરૂં કહો છો?"

"ખોટું બોલવાની મારી પ્રકૃત નથી."

હંસાકુમારીનું નામ સાંભળતાં વીરમદેવનાં મનમાં વિહ્વળતા થઇ. વીરમદેવ હંસાકુમારીને હૃદયથી ચાહતો હતો. હંસાકુમારીને મેળવવા તે નિરંતર મથતો. અને અત્યારે આ વાત નીકળતાં વીરમદેવનાં પ્રત્યેક અણુમાં એક પ્રકારની આપદા થવા લાગી. અને તે આપદા-થીજ બોલ્યો:

"સરદાર, તમારા આ શબ્દોમાં અસત્યતા નથી?"

"અસત્ય બોલવાનું મને શું પ્રયોજન છે?"

"એજ કે, તમો રાજકુંવરી સુરેખા સાથે લગ્ન કરવા વચનથી બંધાઇ ગયા છો. પણ વચમાં હંસાકુમારી હોવાથી તમે લગ્ન કરી શકતા નથી."

"તમે ભ્રમણામાં છો."

"તમે દાવ રમવા માંગો છો?"

"જો હું સુરેખા સાથે હમણાં લગ્ન કરૂં તો...."

"તો અમારી શંકાનું સમાધાન થાય."

"અને ન કરૂં તો?"

"તો તમે પ્રપંચી છો એમ માનવા વગર છુટકોજ નથી."

"વાહરે વાહ, જો હું લગ્ન કરૂં તો પ્રપંચી નથી અને લગ્ન ન કરૂં તો હું પ્રપંચી છું. કેમ એમજ ને?"

વીરમદેવ લાલ આંખ કરી બોલ્યો: "હા."

"તમે જેમ એક અક્ષર બોલી વાતને ટુંકી કરો છો, તેજ પ્રમાણે હું પણ એકજ અક્ષર બોલી વાતને ટુંકી કરૂં છું કે, ના?"

"પ્રમાણ આપો."

"પ્રમાણ શું આપું?"

"ખરૂં કહેશો?"

"મને દેવી ભવાનીની આજ્ઞા છે કે હું ખરૂં કહીશ."

"તો કહો તમારૂં હૃદય ચોરાયું છે કે નહિ?"

"ચોરાયું છે, પણ તે ચોરનાર એ રાજકુંવરી નથી."

"ત્યારે?"

"એ એક અજાણી ખેડુતકન્યા છે અને હું એજ મુંઝવણમાં છું કે, આવા સંજોગમાં હું મારૂં વચન કેમ નિભાવી શકીશ."

સુરેખા બોલી: "એક માર્ગ છે."

"શો?"

"મને સ્વીકારો."

"પછી?"

"હું તમો અને એ ખેડુત કન્યાની દાસી થઇને રહીશ. તમારી પ્રથમની પ્રેમસખીને હું કોઇ પ્રકારે ઓછું આવવા નહિ દઉં."

નાગભાના અંતરમાં હજી યુદ્ધ ચાલુંજ રહ્યું. સુરેખાના આવા વિશાળ હૃદયને જોતાં પોતે આશ્ચર્ય પામ્યો. પણ ગુરૂજીના આશ્રમમાં જે ખેડુતની કન્યા સાથે પોતે હૃદયની આપલે કરી ચુકયો હતો, એથી સુરેખાના શબ્દોની જોઇએ તેવી અસર ન થઇ. વીરમદેવ નાગભાને કહેવા લાગ્યો:

"વીરમણી, હવે વિચાર કરવો મિથ્યા છે. આ મારી બેનના સામું જુઓ. એ પોતાનો સ્વાર્થ ત્યાગ કરે છે. આત્મભોગ આપે છે. તમે શું એને તરછોડશો? નિરાશ કરશો? અને જો નિરાશ કરશો તો પરિણામ શું આવશે? માટે હવે વધારે તર્કવિર્તક તજી દ્યો, અને મારી બેનનો હાથ સ્વીકારો. તમારૂં વચન પાળો, આ વસ્તુ હવે તમારીજ છે. તમે તેને સંભાળો."

આટલું બોલી વીરમદેવે સુરેખાનો હાથ નાગભાના હાથમાં આપ્યો. નાગભાએ બેભાન માણસ પ્રમાણે સુરેખાનો હાથ લીધો. વીરમદેવ આકાશ તરફ આંખ કરી અને બોલ્યો:

"દશે દિશાના દેવો તમે સાક્ષી રહેજો કે નાગભાએ મારી બેનનો હાથ સ્વીકાર્યો છે."

આટલું બોલી વીરમદેવ ત્યાંથી વિદાય થયો. નાગભા પરવશ જેવો ત્યાંજ ઉભો રહ્યો. સુરેખા નાગભાના ચરણોમાં બેસી ગઇ. આંખમાંથી આંસુ વરસાવવા લાગી અને આંસુના વેગ વચ્ચે તે બોલી:

"મારા સ્વામી, હું એ ખેડુતકન્યાને અન્યાય નહિજ થવા દઉં. તમે મારા પર વિશ્વાસ રાખો, વિશ્વાસ રાખો."

---

## પ્રકરણ ૧૮ મું.

### શરત.

સુરેખાનો હાથ નાગભાએ પોતના હાથમાં લીધો અને પોતાનું અંતઃકરણ દ્રઢ કરી બોલ્યો:

"સુરેખા, હું જાણતો ન હતો કે પરિણામ આવું આવશે."

સુરેખાને મનમાં શાંતિ આવી. પોતાનો હાથ પતિના હાથમાં જોતાં સુરેખાને ઘણોજ હર્ષ થયો. તે આવેશથી કહેવા લાગી:

"નાથ, પરિણામ શું અહિતકર્તા છે?"

"તારા માટે નથી."

"ત્યારે?"

"મને મારૂં હિત નથી દેખાતું. તારો હાથ સ્વીકારવાથી મને આનંદ મળે એમ મારૂં અંતઃકરણ કહેતું નથી. મારા અંતઃકરણમાં ઘડી ઘડી જુદાજ પ્રશ્નો થાય છે. મને એમ લાગે છે કે મારાથી આ ગંભીર ભૂલ થઇ છે."

સુરેખા સમજી ગઇ. નાગભાના હૃદયમાં બીજી મૂર્તિ હતી, એ હવે અજાણ્યું ન હતું. અને બીજી તરફ ઢળેલું હૃદય પાછું વળે તો કેવી વેદના થાય છે તેની સુરેખાને યાદ થઇ, છતાં પોતે પોતાના સ્વામીને કહેવા લાગી:

"આપ નકામા વ્યાકુળ થાવ છો? હું તમોને કોઇ પણ કાળે નડતર રૂપ નહિ થાઉં."

"એ હું જાણું છું."

"તો પછી?"

"મારા સમજવામાં કાંઇ આવતું નથી, કે મારા અંતકરણમાં નિરાશા, શોક અને અશાંતિ શાથી આવે છે. સુરેખા, તારી મુખાકૃતિમાં માત્ર એક તપસ્વિનીનાજ ભાવો છે. તું કોઇ તપોધારી બાળા છે. તારા શબ્દોમાં પારકાનાં સુખની ભાવના છે, છતાં તું મારા તરફ કેમ ઢળે છે, તે મારાથી સમજાતું નથી."

"મારી એજ દશા છે. હું પણ મનમાં એજ વિચાર કરૂં છું. એજ શંકાઓ મારા મનમાં સળગ્યા કરે છે કે, મારા મનમાં આ ભાવો શાથી જાગ્રત થયા. એમાં પણ કાંઇ ઇશ્વરી સંકેત હશે."

નાગભા અને સુરેખા થોડી એવીજ વાતો કરી મહેલમાં આવ્યાં. આજથી નાગભાની પ્રકૃતિમાં અજબ ફેરફાર થયો, એનું મસ્તક ભમી ગયું હોય, પોતે અર્ધગાંડો હોય, આખી સૃષ્ટિ પોતાની દૃષ્ટિ સમીપ ડોલતી હોય અને પોતે મદિરામાં મસ્ત થઇ લથડીયાં ખાતો હોય એવી દશા નાગભાની થઇ.

જ્યારે તે શુદ્ધિમાં હોય ત્યારે પણ બેશુધ્ધ માણસના જેવી વાતો કરતો. અને જે સમયે તેને ગુરૂજીનો આશ્રમ યાદ આવતો ત્યારે તેની ગતિ

બહલાઇ જતી. સુરેખા એટલું તો સમજી હતી કે મારો રસ્તો કંટકથી ભરેલો છે. પણ સુરેખામાં કંટકને ફુલ માનવાના ગુણો હતા, એટલે પોતાને કંટકની કશી દરકાર રહેતી નહિ. પોતાના સ્વામીને સ્નેહમાં રાખવા, એમના અંતરના ઉભરાને આગળ વધવા ન દેવા, ખેડુતની કન્યાને ગોતી લાવવાને દિલાસો દેવો, આ બધા ઉપચારો સુરેખા કરતી હતી. નાગભા સુરેખાની સેવાથી અતિ પ્રસન્ન થતો, પણ તે સાથે ખેડુતકન્યા માટે તે એવો દિવાનો હતો કે આખો દિવસ માત્ર એનુંજ ધ્યાન કરતો.

વીરમદેવના મનમાં હંસા વસી હતી. હંસાને મેળવવા માટે તે ઘણોજ આતુર હતો. હંસાને તેણે જોઇ હતી. એક વખત તે મહારાજા ભગવતસિંહના દરબારમાં મહેમાન થયો હતો, અને દરબારમાં હંસાને પોતે જોઈ હતી, જોઇને જીવન ખોઇ બેઠો હતો, હંસાની માંગણી કરી હતી, જવાબ મળ્યો ન હતો. વીરમદેવ ધારતો હતો કે, હંસા મને મળશે; પણ એના ધારવામાં ભૂલ હતી. હંસાનું હૃદય નાગભાના ખોળામાં જઇને ખેલતું હતું, હંસા બીજાજ કોઇની થઈ બેઠી હતી. પણ નાગભાને એ વાતની કયાં ખબર હતી? એ કયાં જાણતો હતો કે, જેને હું ચાહું છું તે ખેડુતકન્યા નથી પણ રાજકન્યા છે ? વીરમદેવ પોતાની ઇચ્છા પૂરી કરવા તલપતો હતો અને એથી પોતે અલકાપુરીના મહારાજાને કહેણુ મોકલ્યું, માણસને તૈયાર કર્યો અને જઇને હંસાનું માગું કરવાની આજ્ઞા કરી.

વીરમદેવની આજ્ઞા થતાં અનુચર અલકાપુરી જવા નીકળ્યો, થોડા દિવસ પછી તે અલકાપુરી આવી પહોંચ્યો. સવારનો સમય હતો. હજી સૂર્ય બહાર આવ્યો ન હતો. આગલા દિવસના થાકથી તે કંટાળી સુતો હતો. ઉષાનાં અજવાળાં જળહળતાં હતાં. જયાં ત્યાં ધંધા-દારીઓ પોતાના ધંધામાં મસ્ગુલ હતા. કોઇ ઠેકાણે પશુઓ વગડામાં જવા છલાંગો મારતાં ઘરથી જતાં હતાં ગોવાળો પાછળ હતા. તેમની કાંધ-

પર લાકડી હતી. લાકડી પર બે બાજુ બે હાથ અને ડોલતી ચાલ અજબ હતી. કોઇ ખેડુત પશુને મારતો, કોઇ લાકથી બોલાવતો, તો કોઇ વળી નાનાંનાનાં વાછરડાંને ખભા પર નાંખી જતો હતો. પનીહારીઓની મસ્તી પાર વગરની હતી.

પગ પર કમર, કમર પર કુચ, કુંચ પર કંઠ, કંઠ પર મસ્તક અને મસ્તક પર હેલ; ગાંડા હાથીની ચાલ, એ ચાલ નહિ પણ એક નવીન પ્રકારનું સંગીત, યુવકોનાં હૃદયને ઠોકરે મારવાની નિષ્ઠુરતા. મદઝરતી હાથણી માફક ડોલતી પનીહારીનાં પગલે પગલે અનેક હૃદય કચરાતાં, છુંદાતાં. પનીહારીઓ સખીવર્ગ સાથે હાથતાલી દેતી ચાલી જતી; માણસોનાં હૃદય પણ પાણીની હેલમાં સાથે જતાં. અલકાપુરી ખરેજ અલકાપુરી હતી. સવારમાં આ નગરીની શોભા ન કહી શકાય એવી હતી. અનુચર આ શોભા જોતો જોતો રાજ દરબાર સુધી આવ્યો. રાજડેલી પર આવતાં પુછવામાં આવ્યું:

"તું કોણ છે?"

"વીરમદેવનો અનુચર."

"શા માટે આવ્યો છે ?"

"મહારાજે મોકલ્યો છે !"

"કોની પાસે ?"

"મહારાજ પાસે."

"કેમ?"

"કામ છે."

"શું?"

"મહારાજને કહેવાનું છે, તમને નહિ."

"મહારાજ પંદર દિવસ પછી દરબારમાં આવશે."

"કાંઇ ચિંતા નહિ; હું ખોટી થઇશ."

અનુચરે ત્યાંજ વિસામો લીધો. ધીરે ધીરે સમય પોતાના પગલાં આગળ લેતો ગયો, અને સમય જતાં મહારાજા ભગવતસિંહની સ્વારી

દરબારમાં આવ્યો. દરબારમાં બધા દરબારીઓએ મુજરો કર્યો. પોતપોતાના આસન પર જગ્યા લીધી. બાદ વીરમદેવનો અનુચર આગળ આવીને બોલ્યો:

"કૃપાળુ, હું વીરમદેવના તરફથી આવ્યો છું."

"શા માટે?"

"એ મને ખબર નથી. મને આ કાગળ આપ્યો છે. લ્યો, વાંચો ને મને ઉત્તર આપો."

હજી મહારાજાએ કાગળ લીધો પણ નથી, ત્યાંતો દરબારમાં કોલાહલ મચ્યો અને હો હો થવા લાગી. માણસો ગભરાઇને દરબારમાં આવવા લાગ્યાં. ભગવતસિંહે પુછ્યું:

"કેમ સરદારો, આવો ગભરાટ શા માટે કરો છો?"

"મહારાજ, જાલીમસિંહ લુંટારો આપણા નગરમાં દાખલ થયો છે."

"શું આજે પણ તે આવ્યો છે? જાવ, તમે બધા તેની સામે જાવ અને એને પકડીને અહીં લાવો."

મહારાજાની આજ્ઞા થતાં વીરનરો કમાનમાંના તીરની માફક છુટયા, બજારમાં આવ્યા, પણ જાલીમસિંહ તો લુંટ કરી ચાલ્યો ગયો હતો. જ્યારે આ સમાચાર મહારાજાના કાન પર આવ્યા ત્યારે તે ઘણાજ ક્રોધે ભરાયા. આખા દરબારની સામે ક્રોધભરી આંખે કહેવા લાગ્યા: "સરદારો, તમારા કોઇનામાં પાણી નથી કે આ ત્રાસમાંથી પ્રજાને મુક્ત કરે?"

સરદારગણમાંથી ઉત્તર ન આવ્યો. મહારાજા હતાશ થયા. દરબારમાં આ પ્રકાર ચાલતો હતો, ત્યાં રાજબાળા હંસાકુમારી આવી. પિતાને વંદન કર્યું. આખી સભા તરફ નજર ફેરવી. નજર ફેરવતાં સભાજનોનાં મુખ તેને પ્રકાશ વગરનાં લાગ્યાં. હંસા પિતાને કહેવા લાગી:

"બાપુ, આ બધું શું છે?"

"બેટા, એ વાત તારા કામની નથી."

"કેમ?"

"એ રાજખટપટ છે!"

"શું કોઇ રાજા આપણા પર ચઢી આવે છે?"

"ના."

"ત્યારે શું પ્રજાપર કર નાંખવાની વાત છે?"

"એમ પણ નથી."

"ત્યારે છે શું? શું કોઇ...."

"બેન, જાલીમસિંહનું નામ તમે સાંભળેલું છે?"

"જાલીમસિંહ? જાલીમસિંહ કોણ, પેલો લુંટારો?"

"હા."

"તેનું શું છે? શું તે ફરી આવ્યો હતો?"

"આવ્યો હતો એટલુંજ નહિ પણ આપણા શહેરમાં લુંટફાટ કરી ચાલ્યો ગયો."

કુંવરી આશ્ચર્યથી સરદારોને સંબોધી બોલી: "લુંટફાટ કરી ચાલ્યો ગયો? અને તમે શું પત્થરનાં પૂતળાં થઇ ઉભા રહ્યા. એ લુંટની રમત કરી ગયો, અને એની રમતને તમે અટકાવી ન શક્યા?"

"એ રમત નહતી, તલ્વારની ધાર હતી." એક સરદારે જવાબ આપ્યો.

"તમે બધા કોણ છો?"

"વીર ક્ષત્રિય."

"વીર ક્ષત્રિય તલ્વારની ધારથી ડરતા હશે? અને જો તલ્વારની ધારથી ડરે તો તે શું વીર ક્ષત્રિય કહેવાય? નહિ. વીર ક્ષત્રિય માટે તલ્વારની ધાર એજ ખરી રમત છે, અને એ રમત પણ તમને રમતાં ન આવડી? દરબારનું પાણી ગુમાવ્યું!"

"પણ હવે શું થાય?"

"હવે શું થાય ? હવે તે લુંટારાને પકડી લાવો. તેના હાથમાં બેડીઓ નાંખો, એટલુંજ નહિ પણ તમો વીર ક્ષત્રિય છો તેનું પ્રમાણ આપો?"

"વખત આવે ત્યારે વાત. અમો વખત આવતાં પ્રાણ આપીશું."

"અને હમણાં? હમણાં શું વખત નથી?"

"હમણાં તો તે ચાલ્યો ગયો."

"એ ચાલ્યો ગયો! તમારા પ્રાણ કેમ ન ચાલ્યા ગયા? એ તમારૂં પાણી લઇને ગયો, અને તમે પાણી વગરના થઇ બેસી રહ્યા!"

"રાજકુંવરી, ત્યાં વાતો કરવાનું કામ ન હતું!"

"તો પછી?"

"ત્યાં તો જીવનમરણની બાજી હતી."

"રજપુતોને બીજી શી જરુર હોય? પણ એ લુંટારાની સામે જવું તેમાં આટલી બધી વાતો. એક નાદાન બાળકની રમત જેવી વાત અને તેનું આવું સ્વરૂપ?"

"બેન, તમે પણ કુશળ ખેલાડી છો. તલ્વાર જાણો છો?"

"હા, તલ્વાર જાણું છું. પછી?"

"પછી તમે તલ્વારનું પાણી બતાવો ને?"

"હું સ્ત્રી પાણી બતાવીશ પછી તમો પુરૂષોનું શું થશે? લોકો તમોને શું કહેશે? ભૂમિ પર ઉભા રહેવા તમોને જગ્યા મળશે."

"હવે તમારે શું કહેવાનું છે?"

"કહેવાનુ શું છે? મારૂં કહેવાનું માત્ર એકજ છે. તમારામાંથી જેને પોતા પર વિશ્વાસ હોય તે બહાર પડો, જઇને એ લુંટારાને પકડી લાવો. જે આ કાર્ય કરશે તેને સારામાં સારું ઇનામ મળશે."

"ઇનામ કોણ આપશે?"

"હું."

"તમે સ્ત્રી છો, રાજકુંવરી છો. ઇનામ આપવાની તમારી પાસે કઇ વસ્તુ છે?"

"સમજી. ધનકોષ મારા પિતાનો છે. એમાંથી તો એક પાઇ પણ આપવાનો મને હક્ક નથી."

મહારાજા કહેવા લાગ્યા: "સરદારો, જો તમારે ઇનામનીજ જરૂર હોય, તો હું એક એવું ઇનામ જાહેર કરૂં છું કે, જે કુંવરી પણ આપી શકશે."

"તે ઇનામ શું છે, મહારાજ?"

"એ કુંવરી પોતે. જે સરદાર એકલો જઇ જાલીમસિંહને પકડી લાવશે અથવા જાનથી મારશે, તેને હું મારી રાજકુંવરી હંસા પરણાવીશ. કુંવરીના શિયળનો ધનભંડાર હું તે વીરનરના હાથમાં આપીશ."

"પિતાજી, તમે શું કહો છો?"

"ઇનામનો ઉલ્લેખ કરૂં છું."

"આ તે ઇનામની વાત છે કે મારૂં સારૂં?"

"બેન, એવા વીરનરની સાથે તારૂં પાણીગ્રહણ થાય તેમાં અયોગ્ય શું છે? તું વીરબાળા છે અને વીરબાળાનો હાથ વીરનરના હાથમાં જાય એ તો આનંદની વાત ગણાય."

હંસાનું હૈયું ચીરાઇ ગયું. ઇનામ? આવું ઇનામ? હું મારા મનના માન્યાને છોડી બીજાને વરૂં? મનનો માન્યો યાદ આવતાં શિખર પર મહાશક્તિના મંદિરમાં બનેલા બધા બનાવો હંસાની નજરમાં રમવા લાગ્યા. નાગલો સુરેખાને હૃદય આપી ચૂકયો છે એવુંજ પોતે અનુમાન કર્યું હતું. જે પોતાને ભ્રમણા થઇ હતી તે વાત યાદ આવી અને હંસાનું મસ્તક ફરી ગયું. જ્યારે દરબારમાં આવી વાત થઇ, ત્યારે સરદારોમાં આનંદ છવાયો. ઘણા વીર પુરૂષોને હંસાને વરવાની હોંશ હતી. આ વખતે આવી વાત થવાથી એમના હર્ષમાં તોફાન જાગ્યું. તોફાન તો હંસાના મનમાં પણ જેવું તેવું ન હતું. આ વાત પુરી થઇ. મહારાજાએ

હવે વીરમદેવના અનુચરનો કાગળ ફરીથી હાથમાં લીધો, વાંચ્યો, વાંચતાં વાંચતાં મહારાજાનાં ભવાં ચઢતાં ગયાં. વીરમદેવનો કાગળ નીચે પ્રમાણે હતો:

"મહારાજા શ્રી,

આપ જાણતા હશો કે મારું રાજ બળવાન છે, મારો ધનભંડાર અખૂટ છે, મારી સત્તા હદ વગરની છે, મારા જાતિગુણો ક્ષત્રિયને છાજે તેવા છે. આ બધા સંજોગો જોતાં આપની કુંવરી હંસા મને મળવી જોઇએ. મારી આ માગણી સ્વીકારશો તો આપણા ઉભયમાં સંપસલાહ વધશે, આપણા રાજ સામે કોઇ દ્રષ્ટિ પણ કરી શકશે નહિ; અને જો એમ નહિ બને તો મારે તલવારથી મારી ઇચ્છા પૂરી કરવી પડશે.

લી. વીરમદેવ,

તે વીરમતી નગરીના મહારાજા."

ભગવતસિંહે કાગળ વાંચ્યો, ફરી વાંચ્યો, આંખો ચોળી. બાજુમાંથી એક સરદારે કહ્યું: "શું કાંઇ વિચારવા જેવું છે?"

"હા."

"શું છે?"

મહારાજાએ કાગળ સરદારના હાથમાં આપ્યો. કાગળ સરદારે લીધો, વાંચ્યો અને વીરમદેવના અનુચર તરફ જોવા લાગ્યો. અનુચર તરફ જોઇ પછી પોતે મહારાજાને કહેવા લાગ્યો:

"આપની શી ઇચ્છા છે?"

"આ વાતનો તો એકજ ઉત્તર છે. જો વીરમદેવ હંસાનો હાથ માગતો હોય, તો મારી શરત કબુલ કરે. જાલીમસિંહ લુંટારાને પકડે અથવા હાર કરે. એમ કરે તોજ રાજકન્યા તેને મળી શકે. તે વિના મળવી મુશ્કેલ છે."

હંસાએ જ્યારે આ વાત સાંભળી, ત્યારે તો તેનાથી રહેવાયું નહિ. તે પિતાને કહેવા લાગી:

"બાપુ, આ તમે શું કરો છો ?"

"જાલીમસિંહને પકડવાનો યત્ન."

"આ તે જાલીમસિંહને પકડવાનો યત્ન કે મને આગમાં ધકેલવાની તૈયારી છે ? શું એક લુંટારાને પકડી લાવે તે મારો સ્વામી થાય ?"

"હા."

"મને તમારી આ વાત માન્ય નથી."

હંસાના શબ્દો પૂરા થતાં એક સરદાર બોલ્યો: "રાજબાળા, તમો પહેલાંજ ઇનામ આપવાનું કહી ચુક્યાં છો, અને તે પણ તમારા પોતાનાજ તરફથી. તો તમે બીજું શું ઇનામ આપી શકશો?"

હંસા અવાક્ રહી. આજુબાજુમાંથી બીજા માણસે કહ્યું:

"તમે અમને મોતની સાથે રમત રમવાનું કહો છો, તે શું અમો આવી રીતે મોતના મોઢામાં જઇએ? જો તમારે મહારાજાની વાત કબુલ ન રાખવી હોય તો કાંઈ નહિ; લુંટારો પકડાશે નહિ."

"શા માટે પકડાશે નહિ?" મહારાજા કહેવા લાગ્યા: "હંસા, તું મારા સામું જો. શું મારો બોલ મિથ્યા જશે ? મેં હમણાંજ કહ્યું છે કે લુંટારાને પકડી લાવનાર અથવા તો ઠાર કરનાર સાથે હું હંસાનો હસ્તમેળાપ કરાવીશ. શું મારૂં એ બોલ્યું નબોલ્યું થશે? મારૂં વચન પાણીમાં જશે? અને જો મારૂં વચન ગયું તો પછી મારા જીવનની કિંમત શી? શું તું મારૂં વચન મિથ્યા કરવા માંગે છે? મારૂં વચન મિથ્યા કરી તું શું મારૂં જીવન બગાડવા માંગે છે? તારી એવી મરજી છે? એવી ઇચ્છા છે? અને એમ હોય તો ભલે; હું તારો બાપ થયો પણ પ્રમાણ..."

હંસા બેશુદ્ધ સમાન થઈ ગઈ. બાપના બોલવાનો શો ઉત્તર આપવો તેજ તેને સૂઝ ન પડી. એ પોતાના પાલવમાં આંસુ ઝીલતી દરબારમાંથી નીકળી. મહારાજાએ દરબાર બરખાસ્ત કરતાં કહ્યું કે: "મારી શરતને જે પાળશે તેજ હંસાના હાથનો માલીક થશે."

# પ્રકરણ ૧૯ મું.

—:o:—

## ભાઈની સામે

—o—

હંસાના હાથની ઉમેદવારી કરનારા ઘણા નીકળ્યા. જાલીમસિંહ સાથે લડાઇના મોરચા મંડાયા, પણ જાલીમસિંહ હાથમાં આવે તેવો ન હતો. એ જંગલની ઝાડીમાં રહેતો. રાતદિવસ બહાર આવતો નહિ. જો બહાર આવતો તો લાગ જોઇને બહાર આવી બહારવટું કરતો, લુંટ ચલાવતો, લોકોને કનડતો. અલકાપુરીની પ્રજા ત્રાહીત્રાહી પોકારતી. જાલીમસિંહનું રહેઠાણ ઘીચ ઝાડીમાં હતું. ઘીચ ઝાડીમાં ગુફાઓ હતી. ગુફાઓમાં જાલીમસિંહ રહેતો. મહારાજા ભગવતસિંહનાં માણસો જાલીમસિંહની પાછળ બરાબર પડયાં હતાં; છતાં જાલીમસિંહ હાથ આવતો નહિ. હંસાના મનમાં ચિંતા ઘણીજ હતી. એની આશાની પાંખડી બીડાઇ ગઇ હતી. આંખમાં માત્ર આંસુની ધારાનોજ વાસ હતો. તે અવારનવાર રડયા કરતી. સખીઓ સાથે તેને આનંદ ન આવતો. વાતમાં રસ ન પડતો. ખાવાપીવામાં પણ એમજ હતું. હંસા પોતાનું ભાનજ ભૂલી ગઇ હતી, તેના પ્રાણ પરવશ હતા. પોતે કોઇને અંત:કરણ આપી બેઠી હતી. હવે બનાવ બીજો બનવાનો હતો. અને એ બનાવ માટે હંસા કલ્પાંત કરતી. સખીઓ જ્યારે ત્યારે હંસાને સમજાવતી. હંસા સમજતી, અણસમજુ બાળક સમજે એવી રીતે. સમજવાનું સમજતી અને પાછી ભૂલી જતી, અને ચિંતામાં બળતી. સખીઓથી આ સહન ન થતું. આમ કરતાં ફાગણ માસ આવ્યો. જ્યાં ત્યાં હોળીનો ઉલ્લાસ પ્રકટ થયો. સખીઓ હંસા પાસે આવી અને બોલી:

"હંસા, હોળી આવી છે."

"હોળી આવી છે, એને તો ઘણો સમય થયો."

"અરે આ તું શું બોલે છે? હોળી હજી કાલે આવવાની છે."

"કાલે લોકોમાં આવવાની છે, મારા અંતરમાં તો કયારનીયે આવી ગઇ છે. મારા હૈયામાં તો હોળી પ્રકટી ચૂકી છે. જો મારી આંખોમાં અંગારા બળે છે કે નહિ. જો મારા રોમે રોમ સામું. એક એક રોમ એક એક હુતાશનીની જ્વાળા છે."

"તું આમ નિરાશ કેમ થાય છે?"

"નિરાશ ન થાઉં તો શું કરું?"

"ઉપાય કર."

"શો ઉપાય કરું?"

"હંસા, તું આટલું પણ નથી સમજતી? તું જ્યારે ને ત્યારે અમોને શિખામણ આપે છે અને આજે તારીજ આવી દશા? તારીજ આવી હાલત? તુંજ આમ ભાનભૂલી થઇ જાય છે?"

"બેન, પારકાને શિખામણ આપવી તે સ્હેલી વાત છે, પણ પોતાના પર આવી પડે ત્યારે એજ શિખામણ પોતે ગ્રહણ કરવી તે બની શકે તેવું નથી."

"ત્યારે પરોપદેશે પાંડિત્યમ્?"

"એ સમગ્ર સંસારનો ધર્મ છે. સંસારની એજ પ્રણાલિકા છે. પારકાને ઉપદેશ દેવાય છે, પોતાનાથી ગ્રહણ થઇ શકતો નથી."

"વારુ, તું તારી મેળે રસ્તો ન કરી શકતી હોય તો રસ્તો અમો બતાવીએ. બોલ તું માનશે? તું અમારા ઉપદેશને આદર આપશે?"

"જરૂર આપીશ."

"ત્યારે એમ કર."

"શું?"

"તું પોતે પણ શસ્ત્રકળામાં નિપુણ છો!"

"તેથી ?"

"તેથી બીજું શું? એટલું પણ સમજતી નથી. તું પોતે જાલીમ-સિંહના સામી જા, એનું પાણી ઉતાર."

"તમારી આ સલાહ ઘણીજ સારી છે."

"ત્યારે હવે કર તૈયારી."

બીજી સખીએ પુછ્યું; "બીજા સરદારો સાથે લેવા કે નહિ?"

"બીજા સરદારોનું શું કામ છે? હું જાલીમસિંહથી હાથોહાથ થઇ જઇશ....એ પણ જાણશે કે, વીરનારીઓ પડી છે."

"વીરનારીઓ પડી છે, તો દરબારમાં કેમ બાજી બગડી ગઇ?"

"એની મને કંઇ ખબર ન રહી. મારી મરજી એવી હતી કે સરદારની પદવી હું લઇશ. મારી વાતથી વાદવિવાદ વધશે! હું બધાની સરદાર થઇ મેદાનમાં નીકળીશ, પણ મને સ્વપ્નામાંય ખબર ન હતી કે આમ વાતની વાતમાં હું હોમાઇ જઇશ."

"પિતાજીએ આવું પગલું કેમ ભર્યું હશે?"

"જ્યારે અહિત થવાનું હોય છે ત્યારે કશું સૂઝતું નથી."

"પણ અહિતને અહિત ગણવું શા માટે? એમાંથી હિતની વાત ન નીકળે એમ કેમ માની શકાય? જો તું જઇને જાલીમસિંહને પાછો પાડશે તો તારો હાથ પકડનાર કોણ છે?"

હંસા શરમાણી. સખીઓની શિખામણથી તેને નવીન બળ આવ્યું. શરીરમાંથી શોક દૂર થયો અને તે જાલીમસિંહની સામે જવાનો નિશ્ચય કરીને ઉઠી.

રાતનો વખત હતો. હંસા પોતાના બાપ પાસે બેઠી બેઠી લાડ કરતી હતી. બાપ હંસાને હસાવતો હતો, કલાવતો હતો. હંસા હસતી અને કાલી થતી હતી. બાપના પ્રાણના પ્રાણ આ હંસાજ હતી. હંસા દરબારમાં બનેલા બનાવથી હંમેશાં ઉદાસ રહેતી હતી. રાજા એ

જોયા કરતા. હંસાને પ્રશ્ન કરતા, હંસા ખુલાસો ન કરતી. આમ દિવસો ગયા. હંસા અને બાપ બન્ને વાત ભૂલી ગયાં અને આસ્તે આસ્તે બાપે હંસાને પોતાના પક્ષમાં લીધી. પહેલાં તો હંસાનું મન માનતુંજ નહિ પણ 'વિધિ શા શા રંગ બતાવે છે!' એ સૂત્ર યાદ આવતાં પોતે શાન્ત થતી. એકાદ વખત પોતાના ગુરૂદેવની આકૃતિના મુખમાંથી શબ્દો નીકળ્યા હતા કે: 'હંસા, ભાવિ કોઇથી મિથ્યા થતું નથી.' આ શબ્દોએ હંસાને શાન્ત પણ કરી હતી. માણસનું મન ભાવિ ઉપર ભરોસો નથી રાખી શકતું. વિધિનો ખેલ શો છે, તે જોવા જેટલી ધીરજ માણસમાં હોતી નથી. હંસા પણ માણસ હતી અને એથી એના મનમાં આધિરાઇ હોયજ. એના અંતરમાં આશ્વાસન ન હોય તો તે સ્વાભાવિકજ છે. એમાં દોષ જેવું નથી. આમ ભાવિ પર આધાર રાખતી, ભાવિથી અશ્રદ્ધાળુ થતી, વિધિની સામે યુદ્ધ કરનારી હંસાના દિવસો આમ જતા હતા અને આજે તો તેણે નવો સંકલ્પ કર્યો હતો અને એ સંકલ્પથી હર્ષ અને નવું ચૈતન્ય હંસામાં પૂર વેગથી દોડતું હતું. બાપ હંસાના આ નવા દેખાવથી આનંદમાં તણાયો. દીકરીની મનોદશા બદલાવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ. આજે બાપદીકરી બંને હર્ષના સાગરમાં તરતાં ડુબતાં બેઠાં હતાં. બાપ બોલ્યો:

"હંસા, આજે તારી ગતિ મને બહુજ આનંદ આપે છે."

"મારી ગતિમાં તમે એવું શું જુઓ છો?"

"બીજું કાંઇ નહિ, માત્ર તારાં નયનોમાંથી હાસ્ય ઢોળાય છે. દંતપંક્તિ કાંઈ જુદીજ વાતો કરે છે. તારા શરીરમાં આનંદનોજ આવેશ નજરે તરે છે અને એ તારા આનંદથી હું પણ મુગ્ધ થાઉં છું."

"આપને આનંદ કરાવવો તે મારૂં કર્તવ્ય છે. ધિક્કાર હજો એવાં બાળકબાળકીને કે જે માબાપના શોકનું કારણ થઇ પડે છે."

"બાળકબાળકી શોકનું કારણ બને તેથી શું? માતાપિતા બાળકોના શોકને શમાવે છે, તેનાં અંતરનું સમાધાન કરે છે. બાળકો

શોકનું કારણ બને તોપણ માબાપ તેમાં મોટા મનથી આનંદ માને છે, શોકને પણ આનંદથી સહન કરે છે.''

"કારણ કે માબાપનું મન મોટું હોય છે. મોટાંના મનમાં મોટીજ ભાવનાઓ હોય. બાળક નાનો અને તેનું મન પણ નાનુંજ, અને તેજ કારણથી તેની સમજણ અને ભાવનાઓ પણ નાની.''

"હવે એ વાત જવા દે. કહે આજે તેં એવું તે શું જોયું છે કે તું આટલી બધી આનંદમાં છે ?''

"મારો વિચાર એવો છે કે જાલીમસિંહનો હું સામનો કરૂં.''

"તું ?"

"કેમ નહિ?''

"તું એક બાળકી છે.''

"બાળકી છું, પણ સિંહણ છું."

"સિંહણને હજુ નો'ર નથી આવ્યાં ?''

"બાપુ, એમ તમે કહો છો ! સિંહનાં બચ્ચાં બાળપણમાં પણ મદોન્મત્ત હાથીનાં ગંડસ્થળ ચીરી નાખે છે. તમે મને શું સમજો છો ?''

"મારા જીવનનું રમકડું.''

"ખરૂં! પણ દુસ્મનનો હું કાળ છું !''

"એક નિર્દોષ બાળકી?''

"બાળકી નથી; ચંડિકા છું.''

"બેન, તારૂં આ સાહસ છે."

"વીરનર અને વીરનારી સાહસિકજ હોય છે."

"આમાં અનર્થ હોય છે.''

"અનર્થનો વિચાર કરવાનું ક્ષત્રિયધર્મમાં નથી. ક્ષત્રિયધર્મમાં સંગ્રામ છે. સંગ્રામ એજ ક્ષત્રિયધર્મનો જીવનમંત્ર છે.''

"બેન !"

"બાપુ, મને આજ્ઞા નહિ આપો ?''

"આવી આજ્ઞા ન માંગ; મારા પ્રાણ માંગ."

"બાપુ, તમે આમ કેમ બોલો છો ?"

"તું મારી કુળદેવી છે!"

"કુળદેવીને દુભવવાથી લાભ?"

"બેટા....!"

"તમો આમ કેમ કરો છો?"

"મને મારી કીર્તિ બહુજ વ્હાલી છે."

"હું તમારી કીર્તિને દીપાવીશ."

"એમ નહિ બને તો?"

"નહિ બને?"

"એ લુંટારો છે, એના વિચારો ભ્રષ્ટ છે."

"હું એના વિચારોને ઝાકળનાં જળ સમાન કરી નાખીશ. તમો મને એવી નબળી સમજો છો? મારા પ્રાણ જશે પણ ધર્મ નહિ જાય. હું પ્રાણ ગુમાવીશ, પણ બાપની કીર્તિને નહિ ગુમાવીશ. મરીશ તો પણ કીર્તિને વરીને મરીશ."

"તારી એજ ઇચ્છા છે!"

"હા. બાપુ હું એજ યાચું છું. મારા સામું જુઓ. હું કોઇને વરવા નથી માંગતી. કોઇને હાથ આપવાનો મારો વિચાર નથી. એટલાજ માટે હું પોતે મેદાનમાં જઇશ. મારો બચાવ હું પોતે કરીશ. એમ કરવાથી આપના વચનની મહત્તા જળવાશે. મારૂં પણ હિત થશે. પણ જો એમ નહિ થાય તો, આપનું વચન રહેશે; મારા પ્રાણ નહિ રહે!"

"તું જાલીમસિંહને જીતીશ ?"

"જાલીમસિંહ લુંટારો છે, હું વીરનારી છું. ગુરૂજીનો મારા પર હાથ છે. મારો આત્મા મને કહે છે કે હું વિજયને વરીશ."

"એમ નહિ બને તો?"

"કુળગૌરવને લજવીશ તો નહિજ."

"ઠીક, તારી એવીજ ઇચ્છા છે તો ભલે. બેન, મરવાનું માગી લેજે, પણ એવું ન થાય કે મારૂં જીવન....."

હંસા બાપના ગાલ પર પોતાના બંને હાથ લગાડી બોલી:

"તમારૂં જીવન કલ્યાણમય કરીશ, તમારૂં કુળ દીપાવીશ, તમારા લોહીનો પ્રભાવ કેટલો બલિષ્ટ છે તેની ખાત્રી કરી આપીશ."

"કીરતાર તને યશ આપે."

"અસ્તુ."

આ તરફ પિતાપુત્રી વચ્ચે આવી વાત થઇ. વીરમદેવના દરબારમાં પણ એજ વાતનો વાદવિવાદ થતો હતો. વીરમદેવે મોકલેલો અનુચર દરબારમાં પાછો આવ્યો હતો, ભગવતસિંહ તરફનો પ્રતિ ઉત્તર પણ આપી ચુક્યો હતો. આવો ઉત્તર મળવાથી વીરમદેવ મહા વ્યથામાં હતો. દરબારમાં માત્ર એકજ પ્રશ્નની ચર્ચા થતી હતી કે હવે શું કરવું? એક સરદારે સલાહ આપી:

"મહારાજ, આપ ચઢો ને ?"

"હું ચઢું?"

"કેમ હંસાનો હાથ નથી જોઇતો?"

"હું રાજા છું. રાજા એક લુંટારાથી લડે? એમાં મારૂં ભૂષણ શું?"

"ભૂષણ એકજ !"

"અને તે?"

"હંસા કુમારીને મેળવવાનું."

વીરમદેવે એક નજર આખા દરબાર પર નાખી. નાગભા દરબારમાં હતો નહિ. નાગભાને ન જોવાથી વીરમદેવની મુખાકૃતિ પર નિરાશા છવાઇ ગઇ અને તેણે પુછ્યું:

"નાગરાજ ક્યાં છે?"

"મહેલમાં."

"બોલાવ તેને!"

વીરમદેવનું વાક્ય નીકળવા સાથે માણસ પણ બહાર નીકળ્યો. માણસ જવા પછી વીરમદેવ કહેવા લાગ્યો: "આ કાર્ય કરનાર મારા તરફથી મોટું ઇનામ મેળવશે. કહો કોણ આ કામ કરવાને તૈયાર છે?"

"આપની આજ્ઞા હોય તે."

"જેને પોતાની વીરતા પર વિશ્વાસ હોય તે બહાર આવે."

"અમો બધા વીર છીએ."

"મરવા જવાનું છે?"

"મૃત્યુ અમારી હથેળીમાં હોય છે."

વીરમદેવને આ વાતો પર વિશ્વાસ ન આવ્યો. સરદારોની વાતો હતી, એમાં વીરત્વ ન હતું. વીરતા હતી તો પૂરી ન હતી. એજ કારણથી વીરમદેવે પોતાના સરદારોને જાલીમસિંહ માટે તૈયાર ન કર્યા. એટલામાં તો નાગભા ત્યાં આવીને ઉભો રહ્યો. વીરમદેવે તેને આંખોથી આદર આપ્યો. નાગભાએ મસ્તક નમાવી કહ્યું:

"રાજન્! મને શી આજ્ઞા છે?"

"જાલીમસિંહને તમે જાણો છો?"

નાગભાના કાન પર જાલીમસિંહનું નામ આવતાં તે ચમક્યો. જાલીમસિંહ તો પોતાનો ભાઈ! લુંટારો! એ ભાઈ નાગભાને યાદ ન હોય, તેને નાગભા જાણતો ન હોય, એ શું બનવા જોગ છે? એના લુંટારાના ધંધાથી તો નાગભાએ ઘર તજ્યું હતું! એ ભાઇને નાગભા ન જાણે? નાગભાના મોઢાનો રંગ બદલાતો ગયો. ઘડીમાં ભાઇ તરફનો સ્નેહ, ઘડીમાં લુંટારાના ધંધા પર ધિક્કાર અને ઘડીકમાં ભાભીનાં મેણાંની યાદ; ઘડીકમાં હર્ષ, ઘડીકમાં ક્રોધ અને ઘડીકમાં ચિંતા; આ બધા ભાવો નાગભાના મોઢા પર રમવા લાગ્યા. વીરમદેવ સમજી ગયો કે નાગભા લુંટારાને જાણતો લાગે છે. જો નાગભા જાણતો ન હોત તો તરતજ ઉત્તર આપી દેત. જાણે છે માટે ઉત્તર આપતો નથી. આમ નિર્ણય કરી વીરમદેવ બોલ્યો:

"નાગભા, મેં શું પુછ્યું?"

"શું?"

"સાચું કહેશો ને?"

"જુઠું બોલવાનું હું શીખ્યો નથી."

"ત્યારે કહો, જાલીમસિંહ લુંટારાને તમે જાણો છો?"

"જાણું છું."

"તે કોણ છે?"

"આપને એથી શું કામ છે?"

"કામ કંઈ નથી, તેને પકડવાનો છે અથવા ઠાર મારવાનો છે."

"શા માટે?"

"હંસાને મેળવવાનો એ એકજ માર્ગ છે!"

"આપ આપની ઇચ્છા પ્રમાણે કરી શકો છો."

"હું એ કામ તમારા પર છોડવા માગું છું."

"મારા પર?"

"હા, તમારી શક્તિ મને વિજય અપાવશે."

"તમારી શક્તિ પર તમોને શ્રધ્ધા નથી?"

"છે, પણ તમારા જેવા મહારથી મારા દરબારમાં છે એમ લોકોને ક્યાંથી ખબર પડશે? જાલીમસિંહ સામે જાવ અને સફળતા મેળવી વહેલા આવો."

"વારૂ, ક્યારે જવાનું છે?"

"કાલે."

"ઠીક છે, હું આપની આજ્ઞા મસ્તકે ચઢાવું છું."

આટલી વાત પછી દરબાર તરતજ બરખાસ્ત થઈ અને નાગભા સુરેખા પાસે આવ્યો. સવારમાં એક તરફથી નાગભા ચઢવાનો છે; બીજી તરફથી હંસા. એક તરફ પતિ; એક તરફ પત્ની. જોવાનું રહ્યું કે હવે શો રંગ જામે છે!

## પ્રકરણ ૨૦ મું

### વેશબદલો.

—:o:—

હંસાના કોડ અદ્દભુત હતા. આજે ઘણા સમય પછી તે તલ્વાર સાથે તાલ લેવાની હતી, રમવાની હતી. સ્ત્રીઓ નિરંતર રાસ રમે છે, ગાય છે, ઝીલે છે, પણ તલ્વારથી તાલ પાડવાનું તો ક્યારેક એઓને મળે છે; અને તે પણ શુધ્ધ ક્ષત્રિયાણીનેજ.

એ સમય હતો કે, જ્યારે વીરરમણીઓ વીરાંગના થઇ ભૂમિને કંપાવતી, આકાશને થથરાવતી, સ્વર્ગના દેવોને પણ ભય લાગે એ રીતે સંગ્રામમાં ઝુઝતી, મારતી, મરતી, લડતી, પડતી, દોડતી, અને ક્ષત્રિયાણી એટલે શું એનું પ્રમાણ આપતી.

એ સમય ગયો, અને હવે ? હવે તો ક્ષત્રિયાણીઓમાં એ શકિત રહી નથી. ક્ષત્રિઓજ જ્યારે એવા છે, તો પછી ક્ષત્રિયાણીઓનો શો દોષ? તાતી તલ્વારે લડનારા, મર્દ થઇ મેદાને પડનારા અત્યારે કોણ છે? ક્યાં છે એ વીરનર કે જેની વીરહાકથી સંમરભૂમિ ગાજી ઉઠે? ક્યાં છે તે કેસરી કે જેની રાડથી દુશ્મનદળ છિન્નભિન્ન થઈ જાય અને શીયાળવાં માફક જ્યાં ત્યાં નાસભાગ કરે? એતો સ્વપ્ન થયું. જોનારાએ જોયું. આંખ ખુલી એટલે બધું દ્રષ્ટિ સામેથી દૂર થયું; રહ્યું માત્ર સ્મરણ, ખાલી ખ્યાલ, રૂદન સાથે તેની અમસ્તી યાદ.

એ યાદ પર આજે દેશના તમામ ક્ષત્રિયો અભિમાન કરે છે; કાર્ય કરતા નથી. રાજા મહારાજાઓની દશા રડવા જેવી છે. જાગીરદારો જોવા જેવાજ રહ્યા છે. બાકીના ક્ષત્રિયો ક્ષત્રિય નહિ, પણ ખેડુત; સાધારણ લોકોની ગુલામી કરનારા અને અફીણમાં સર્વસ્વ ગુમાવનારા છે. જાણે

ક્ષત્રિય જાતિમાં એ બળ પરિબળજ નથી રહ્યું ! હતું ત્યારે તો ઘણું હતું; નથી ત્યારે કાંઇ નથી.

હંસા એ સમયમાં હતી, જે સમયમાં સર્વ કાંઇ હતું. હંસામાં પણ સર્વ કાંઇ ભરપૂર હતું અને એ બધું વાંચનાર જાણે છે. હંસા ખેડુતની છોકરી તરીકે જે વીરતા બતાવી ગઇ છે, તેની પુનરોક્તિ કરવાની જરૂર નથી.

હંસા પોતાની વીરતા બતાવવા, જાલીમસિંહને પોતાના હાથને સ્વાદ ચખાડવા પુરૂષવેશમાં નીકળી. સાથે સારા સારા સરદારો લીધા. જે સરદારોને આશા હતી કે અમો હંસાનો હાથ મેળવીશું, તેજ હંસાના હિમાયતી થઇ હંસાની સાથે ચાલ્યા. હંસાને મેળવવાની મનોવાંછના કોણ જાણે ક્યાં નીકળી ગઇ.

હંસા એક સુંદર ઘોડી પર સ્વાર થઇ. ઘોડી તેજી હતી; નવલવધુનાં નેત્રો જેવી. તેના પગ પૃથ્વિ પર ન પડતા; પૃથ્વિથી અધ્ધર રહેતા. એ એવી રીતે ચાલતી કે ચાલમાંથી સંગીત ઝરતું. જોનારા આ ઘોડીને જોઇજ રહેતા.

હંસાના મનમાં હિંમત હતી. એ નિશ્ચય કરી બહાર નીકળી હતી, કે 'હું લુંટારાને પકડીશ.'

હંસાના હાથમાં તમામ કળા હતી, શસ્ત્રો કેમ ફેરવવાં તે તે સારી રીતે જાણુતી હતી. અને એજ બળ ઉપર પોતાને વિશ્વાસ હતો કે, વિજય મારા પગ પુજશે, હું પોતે જય મેળવીશ, મારો હાથ કોઇના હાથમાં જશે નહિ, અને જશે તો માત્ર નાગભાના હાથમાંજ જશે.

એ નહોતી જાણુતી કે નાગભા પોતેજ શું કરી રહ્યો છે. નાગભા પોતેજ વીરમદેવના તરફથી આવવા નીકળ્યો છે; જેને પોતે પોતાનો આત્મા અર્પણ કરી ચુકી છે, તે આત્માનો આધાર પોતાને બીજાના હાથમાં આપવા પ્રાણ પર બાજી રમવા આવનાર છે, એ વાત તે નહોતી જાણુતી.

હંસા જેના સામે જાય છે તે કોણ છે? નાગભાનો ભાઇ, વડીલ. હંસાનો જેઠ, ધર્મનો બાપ. પણ હંસાને તેની ક્યાં ખબર છે? એ તો એમજ જાણે છે કે હું એક લુંટારા સામે જાઉં છું અને પ્રજાસેવાનું કાર્ય કરૂં છું; સાથે મારા પર આવેલાં વાદળાંને હું વીખેરી નાખું છું.

હંસા અંતરના ભેદ નહોતી જાણતી; એ તો પોતાના વિચારમાં ચાલી આવતી હતી.

આ તરફથી નાગભા તૈયાર થયો હતો. નાગભા અને તે લુંટારાના સામો થાય એટલે શું ? નાગભાની સામે કોનાથી જોવાય એમ હતું? નાગભાની આંખ ન હતી; જ્વાળામુખિ હતો. નાગભા નાનો હતો, વીરતા અપાર હતી. વીરનર વીરહાક વગાડવા આવતો. વીરહાક વગાડી શું કરવાનો હતો? પોતાની પ્રેમરાજ્ઞીનો નાશ; પોતાની હૃદયેશ્વરી બીજાના હાથમાં આપવા માટેની તૈયારી. એને ખબર ન હતી કે હંસાકુમારી એજ ખેડુતની બાળકી છે; મહારાજના આશ્રમમાં જેની સાથે હૃદયનો પલટો થયો છે તે એજ મૂર્તિ છે. નાગભા અજાણ્યો હતો અને એ અજાણપણામાં કેવો બનાવ બનતો હતો !

હંસા પોતાના સાથીદારો સાથે ગાઢ જંગલમાં ચાલી જતી હતી. આસપાસ પોતાના સરદારો હતા. સાંજ પડવા આવી હતી. સૂર્યનાં નિર્મળ કિરણોમાંથી થોડું થોડું તેજ નીકળતું હતું. ઝાંખાં કિરણો હંસાના મુખ પર ઢોળાતાં. હંસાના મોઢા પર સૌન્દર્ય તો હતુંજ, તેમાં સૂર્યનાં સોનેરી કિરણો ભળ્યાં પછી પુછવુંજ શું? હંસા એક સુવર્ણની જીવતી પ્રતિમાજ થઇ ગઇ. એમાં પણ જ્યારે હંસાના મુખ પર મંદ હાસ્ય ફરકતું ત્યારે તો ગજબજ થઇ જતો. આજુબાજુના સરદારોનાં અંતર હચમચી જતાં.

હંસા આગળ જતી હતી. સૂર્ય પણ જતો હતો. અંધારૂં આવતું હતું. અંધારૂં થતાં હંસા જરા અચકાણી અને બોલી:

"ક્યાં છે લુંટારાનું સ્થાન?"

"હજી દૂર છે."

"કેટલુંક ?"

"વધારે નથી ?"

"એના સ્થાનમાં એ હશે ?"

"બનવા જોગ નથી. જો લુંટારો પોતાના સ્થાનમાંજ ભરાઇને બેસી રહ્યો હોય તો પછી તેને પકડતાં વાર શી લાગે ? એ તો કયાંનો કયાં હશે!"

"તો પછી એના સ્થાન પર જવું ફોકટ છે."

"ફોકટ કેમ?"

"તે ત્યાં ન હોય પછી ત્યાં જવાથી લાભ શો ?"

"પણ આપણે બીજે કયાં જઇશું? આપણા માટે ખરો રસ્તો એ એકજ છે."

"જો આપણે એના રહેઠાણને ઘેરી લઇશું તોજ તે પકડાશે. એને શોધવા નીકળવાથી આપણું કાર્ય થાય તેમ નથી."

"પણ એનું એકજ સ્થળ છે એમ કેમ માની શકાય? એ લુંટારો છે; એકજ સ્થળે પડયો રહે એવો એ મૂર્ખ હોવો ન જોઇએ."

"મૂર્ખ નથી ત્યારે તો તે પકડાતો નથી. જો મૂર્ખ હોત તો કયારનોયે આપણા સપાટામાં આવી ગયો હોત; પણ એ મૂર્ખ નથી."

"ત્યારે હવે કરવું શું ? જવું કયાં ? કયાં આપણે રોકાવું ? કયાં એની તપાસ કરવી?"

"તપાસ કરવાનો એક રસ્તો છે."

"શો ?"

"તમો માનશો ?"

"કહો."

"તમે તમારો વેશ બદલી નાખો."

"એમ કરવાનું કારણ?"

"કારણ એજ કે આ વેશમાં તે આપણા હાથમાં આવશે નહિ. તમે વેશ બદલો, અમે પણ બદલીએ."

"પછી?"

"પછી આપણે વટેમાર્ગુ થઇને આમતેમ ફરીએ."

"હા, એમ કરવાથી એ લુંટારો આપણને પકડવા આવશે અને આપણે પકડાશું."

"આપણે પકડાશું? પકડાશું તો પછી પકડી કેવી રીતે શકીશું? આપણે પકડાવાનું નથી, પણ તેને પકડવાનો છે."

"એટલા માટે તો આ યુક્તિ સૂચવું છું."

"આ યુક્તિ મને ઠીક નથી લાગતી."

"મારી વાત પૂરેપૂરી સાંભળો."

"કહો."

"આપણા પકડાવા પછી સરસામાન આપવા માટે આપણે આનાકાની કરીશું, એટલે આપણને લુંટારા તેમના સરદાર પાસે લઇ જશે. અને પછી..."

"પછી આપણે વીરહાક વગાડીને લુંટારાને પકડીશું."

"બરાબર."

"વાહ, વાહ, આ યુક્તિ ઠીક છે. ત્યારે પોશાક કેવો બદલીશું? આપણે કાંઇ તેવાં સાધનો તો લાવ્યાં નથી."

"આપણને આવી તો ખબરજ ન હતી."

"તો શું તમે આ વાતને રમત જાણતાં હતાં?"

"ત્યારે બીજું શું?"

"કુંવરી, સંગ્રામમાં લડવું તે રમત છે; લુંટારાને જીતવો એ રમતની વાત નથી."

"એનું કારણ?"

"કારણુ એજ કે સંગ્રામમાં ધર્મયુદ્ધ થાય છે. સામાસામાં હાથ બે હાથ કરવાનો સમય આવે છે. એ તો લુંટારો, કાવાદાવા કરનારો, વિશ્વાસઘાતથી મારનારો; એની સામે જવું એ કાંઇ બાળકોના ખેલ નથી. રણુસંગ્રામ વીરનર માટે ખેલ છે, પણુ એ વાત તો ઘણીજ કઠિન, ઘણીજ મુશ્કેલ છે."

"પણુ હવે રસ્તો શો લેવો?"

"અહીંયાંથી આપણે આજુબાજુના ગામમાં જઇએ." હંસા બોલી.

"પછી?"

"ત્યાં જઇ આપણે આપણો પોશાક બદલીને પછી આગળ વધીએ."

"ચાલો ત્યારે."

"કયાં જશું?"

"સામે જુઓ; અંધારામાં સળગતી એક બત્તી આપણુને સૂચન કરે છે. 'આ તરફ આવો. તમારી કાર્યસિદ્ધિ અહીંયાં થશે'."

હંસા અને તેના સાથવાળા સરદારો જે તરફથી બત્તીનો પ્રકાશ આવતો હતો, તે તરફ ચાલ્યાં અને થોડા સમય પછી તેઓ બધાં ગામમાં આવી પહોંચ્યાં.

ગામમાં માત્ર ખેડુતોનીજ વસતી હતી, વેપારી કોઇ ન હતા. ખેડુત લોક ભૂમિમાતાની સેવા કરી પોતાના ઉદરનું પોષણુ કરતા. ઘર આગળ દુઝાણું હતાં, ઝુલતા હાથીઓ સમાન બળદોની જોડીઓ હતી. એજ એમની જીવનદોરી, એજ એમની સમૃદ્ધિ, સંપત્તિ અને માયામૂડી હતી.

ગામડાના લોકો આંગણુાંમાં ખાટલા નાખી બેઠા હતા, પરપાડોશીઓ સાથે મળી અગમનિગમની વાતો કરતા. કોઇના હાથમાં હુકો હતો, તેની એક બીજા વારાફરતી મઝા લેતા હતા. હુકો પોતાનો અપ્રિય અવાજ કાઢતો હતો. માણુસોનાં મોઢામાંથી ધુમાડાના ગોટા નીકળતા હતા. ખેડુતસ્ત્રીઓ પણુ ઓટલા પર બેસી વાતો સાંભળતી

હતી. કોઇ વૃધ્ધ સ્રીના હાથમાં દાતણુ અને ભાંગ હતાં. કોઈના હાથમાં છીંકણીની દાબડી હતી. વાતો થતી, છીંકણી ઉડતી, નાક બોલતું, સામસામી વાતો નીકળતી અને સહુ આનંદનો લાવો લેતાં. એક સ્થળે આવો મેળો જામ્યો હતો. વાત આ પ્રમાણે હતી:

"અરજણ પટેલ, આ વાત સાંભળી ?"

"કઇ ?"

"મહારાજાની ?"

"શી વાત ?"

"જે લુંટારાને પકડી લાવહે તેને રાજકુંવરી મલહે."

"ઇ કાંઈ મનાય બનાય નઇ. રાજા, વાજાં ને વાંદરાં એની વાત નો ભરુહો શું ?"

"તમે મહારાજાને હું હમજો ?"

"બધું."

"એ ભાઇ, આવી વાત ના બોલો. મહારાજા તો રામ જેવા સે. એનો બોલ ભરમા પણ ના ફેરવી હકે."

"અલ્યા ભાઇ રેવા દે ને. બધા રામના અવતાર સે તે જાણ્યાં. આ તો લુંટારાને પકડવા કોઇડો સે."

"કોઇડો બોઇડો કાંઇ નથી; ખરી વાત સે."

આમ બોલતાં બોલતાં હુકકાની આપલે ચાલી. વચમાં બીજો બોલ્યો:

"પણ મેં તો આજ નવીજ વાત સાંભળી સે."

"તે શી ?"

"રાજકુંવરી પોતે ચડી સે."

"કયાં ?"

"લુંટારાની પુઠે."

"લે રાખ, હવે રાખ, વેખલ."

"તમે માનતા નથી, પણ હાસું કહું સું !"

"કોઈની ઘોડીએ ડાબુ બાબુ દીધું હશે તે, આવી વાત ઉડી લાગે સે."

"ના બાપા, ના, કુંવરી પોતે સડી સે, પુરૂષના વેશમાં." વાત કરનારે રસમાં ઉતરી વાત કરી. એને લાગ્યું કે વાત બનવા જોગ હશે. એટલામાં એક બોલ્યો:

"કુંવરી પકડાશે તો?"

"પકડાય શાની?"

"કાં નો પકડાય? શું એના માથામાં કાંઇ ગજ ઘાલ્યા છે? એક તો બળ વગરની સોડી અને પાસી વગડામાં એકલી."

"એકલી પણ ઘણાને ભારે પડે એવી સે. તલ્વારના પટા રમવામાં એવી હોશિયાર છે કે કીધાની વાતજ નઇ."

"હા, પણ એ ઘરમાં, રાજદરબારમાં; લુંટારાની સામે નઇ તો. ત્યાં તો દાદો દે બોડામાં તે ભોડુંજ ખેરવી નાંખે."

આવી વાત થઇ ત્યાં તો કુંવરી અને સરદારો આવી પહોંચ્યાં. ઘોડાનો અવાજ સાંભળતાં બધા લોક ચમક્યા. એ તો એમજ સમજ્યા કે લુંટારો આવ્યો. આથી બધાં ગભરાયાં અને નાસભાગ કરવા લાગ્યાં. કુંવરી તરતજ ઘોડેથી ઉતરી અને બધા ખેડુતોને આશ્વાસન આપી નિર્ભય કર્યા. જ્યારે આ લોકોએ જાણ્યું કે, જે વાત આપણને મશ્કરી લાગતી હતી તે મશ્કરી નથી પણ ખરી છે, ત્યારે તેઓની નવાઇનો પાર રહ્યો નહિ. બધા ખેડુતો હંસાના સામુંજ જોઇ રહ્યા. હંસા બોલી:

"ખેડુતો, ગભરાવાનું નથી."

"બા, તમો હો ત્યાં ગભરાવાનું હોય?"

"અમો અહીંયાં રાત રહેવાનાં છીએ."

"રાત શું કામ, ભવ આખો રહો ને. પ્રભુએ ઘણું આપ્યું છે. અમારા અન્નના કોઠારો આપનાં પગલાંથી ભર્યાજ રહેશે."

"તમારી લાગણીનું માપ અત્યારે નીકળે તેમ નથી. જુઓ, સવારમાં અમોને જે જોઇએ તે સોઇ કરી આપશો?"

"હા. અમારા પ્રાણના સાટે, પછી છે કાંઇ?"

"આ વાત ગુપ્ત રહેવી જોઇએ."

"વાંધો નહિ."

આટલીજ વાત થઇ અને સહુ રાજકુંવરીની મહેમાનીમાં રોકાયાં. રાજબાળાએ મહેમાનીમાં કાંઇ ન સ્વીકાર્યું. જે કાંઇ હતું તે પરજ રાત કાઢવાનું નક્કી થયું. રાત ગઇ, સવાર પડી. સવારમાં કરેલા સંકેત પ્રમાણે સહુ સરદારોએ ખેડુતોનો પોશાક પહેર્યો. હંસા પણ ખેડુતની બાળા બની. એ બાળાના વેશમાં તેણે નાગભાનું હૃદય જીતી લીધું હતું.

ખેડુતકન્યાનો વેશ પહેરીને શરીર પર નજર કરતાં હૈયું ભરાઇ આવ્યું. મનમાં આગ સળગી. અવાજ થયો: 'આ વેશમાં કેવો આનંદ લીધો હતો? કેવી અમૃત સમાન ઘડીઓ વીતી હતી? ગુરૂદેવના દરબારમાં મારા દેવની સાથે મેં શા શા લાવા લીધા હતા? પણ મારો એ દેવ બીજીને હૃદય આપી ચુક્યો છે. હાય મારૂં ભાવિ!' એ ઝંખના સાથે આંખની કીકી પાણીમાં ડુબી ગઇ. પાણી છલકી ગયાં, બહાર આવ્યાં. જાડા સાલ્લાથી હંસાએ પાણીને પાછાં વાળ્યાં અને તૈયાર થઇ પોતે સરદારો સાથે ચાલી.

હંસા ખેડુતના વેશમાં નીકળી. એજ જંગલમાં નાગભા પણ ફરતો હતો. નાગભા પણ લુંટારાની શોધમાં હતો. એને ખબર ન હતી કે લુંટારાને બદલે પ્રાણના પ્રાણ જંગલમાં ભટકે છે. હંસાને પણ એ ખબર ન હતી કે જે વ્યકિત ત્રિલોકના સ્વામી કરતાં પણ વધારે પ્રિય છે તેજ આટલામાં છે. જ્યારે આ દેવાંશી રત્નો ભેગાં થશે ત્યારે? ત્યારે શું થશે? જે થાય તે ખરૂં! હમણાં તો વાત અહીંયાંજ અટકી છે.



## પ્રકરણ ૨૧ મું.

### પ્રેમીઓની ભેટ

—:૦:—

હંસાવલી ખેડુતકન્યાના પોશાકમાં સજ્જ થઇ; ના, ના, નાગભા ની પ્રેમમૂર્તિ બની. એવાજ પોશાકમાં હંસાએ નાગભાને મોહિત કર્યો હતો. એવોજ એ પોશાક હતો, કે જે પોશાકથી નાગભા હૃદય વગરનો થયો હતો. ફરી એવોજ પોશક પહેરી હંસા ચાલી, ગાંડા હાથીની માફક ઝુલતી ઝુલતી, ડોલતી ડોલતી. હંસાનું ડોલન આફત રૂપ હતું. જો નાગભા આ વખતે સામો મળે તો, હંસાનાં ડોલનની મઝા જોવા જેવી થાય. નાગભા શું કરે? હંસા પર કેમ પ્રેમ દાખવે? કેવું વ્હાલ વરસાવે? પ્રેમમાં કેવી તરબોળ કરે અને પોતાનું ભાનસાન કેવી રીતે ભૂલી જાય તે લખવું અસ્થાને છે.

હંસા પોતાની બાજી બિછાવવા નીકળી હતી. પોતાના સાથવાળા-ઓએ પણ એવોજ પોશાક પહેર્યો હતો, એવોજ વેશ લીધો હતો. અને કાંઇક ચીવટાઇથી આમતેમ જોતાં તેઓ ચાલ્યાં જતાં હતાં. એમની ઇચ્છા પકડાવાની હતી. પકડનાર કોઇ ન હતું. પકડનારના માર્ગમાં તેઓનાં પગલાં હતાં. આ રસ્તો ગાઢ હતો, જ્યાં ત્યાં ઝાડી અને ઝંખાડ હતી. બાવળની કાંટો અને તેમાં કોઇક સ્થળે પીપળા વડની છાંટ, કોઇ સ્થળે લીંબડા તો કોઇ સ્થળે આંબા, જાંબુડા જણાતા હતા. દિવસ ઉગીને આગળ વધતો હતો. જરા જરા ગરમી આવતી હતી. હંસા મનમાં ને મનમાં મુંઝાતી હતી. તે બોલી:

"આપણે ફાવીશું?"

"એમ લાગે છે."

"હજી તો કોઇ મળ્યું નહિ."

"મળશે."

"પણ ક્યારે?"

"ન પણ મળે."

"તો તો આપણી મહેનત નકામી જાય."

"એમ પણ બને."

"આપણે અહીંયાં રોકાશું?"

"રોકાવાથી લાભ શો?"

"કદાચ તેઓ આવીને મળે."

"હા, એ શિકારને શોધતાજ હશે."

"ત્યારે આપણે શિકાર થઇ જાઇએ."

"શિકાર થવા તો આવ્યાં છીએ."

"સામા વડના ઝાડ નીચે બેસીશું"

"એ ઠીક થશે, ત્યાં છાંયો પણ છે."

"બાજુમાં કુવો પણ છે."

"કુવામાં પાણી હશે?"

"હશે. હા, પણ મને બીજું વળી યાદ આવે છે."

"શું?"

"લુંટારા એ કુવામાં છુપાઈ પણ રહે છે."

"તમને ક્યાંથી ખબર?"

"લોકવાયકા છે."

"એ એજ કુવો છે?"

"હા, આટલામાં બીજો કુવો નથી."

"જો તેઓ ત્યાં હોય તો બહુજ સારું, આપણને વધારે પરિશ્રમ લેવો ન પડે" હંસા બોલી. અને બધાં ઉત્તર આપ્યા વગર વડના ઝાડ તરફ ચાલ્યાં. વડનો દેખાવ ઘણોજ ગંભીર હતો. ઘટાટોપ ચોતરફ ડાળીઓ ઝુકી રહી હતી. પવન આવતો, ડાળીઓ હીંચકા લેતી. પવનના

પ્રભાવે વડનાં પાંદડાં ન સમજી શકાય તેવું ગાતાં. ક્યારેક ધીમું, ક્યારેક તેજ અને ક્યારેક સ્થિર થઇ જતાં. દેખાવ મઝાનો હતો.

હંસા અને તેના સાથીદારો વડના ઝાડ નીચે આવીને ઉતર્યા, હંસા તો આવતાંની સાથેજ બેસી ગઇ. બેસતાં બેસતાં બોલી:

"હાશ! હું તો થાકી ગઈ."

"આ તો જગંલ છે, રાજમહેલ નથી."

હંસાએ તરતજ આંખ તાણી અને ભેદ ખોલનારના મોઢા પર આંખ વતી તાળું માર્યું. બોલનારો આંખનો પ્રભાવ જોઇને સમજી ગયો. સૌ મૌન થઇને બેઠા. થોડીવાર થઇ એટલામાં હંસાના કાનમાં ઘોડાનો અવાજ આવ્યો. પોતે ચમકી અને સામે જોવા લાગી, સામેથી ધૂળની ડમરી દેખાતી હતી અને વચમાં ઘોડેસ્વાર હોય એવો ભાસ થતો હતો. આ દ્રસ્ય જોઇને હંસા હર્ષમાં આવી. જરા દાંત કાઢ્યા અને બોલી:

"તેઓ આવતા લાગે છે!"

"ઉડતી ધુળ તેની સાક્ષી પૂરે છે."

"હવે?"

"હવે શું?"

"આપણે તૈયાર થવું જોઇએ."

"લડવું છે?"

"ના, પકડાવું છે."

"જેને પકડાવું હોય તેને તૈયાર થવાની શી જરૂર?"

"ઠીક છે, પણ બધા એ વાત ધ્યાનમાં રાખજો કે આપણો ભેદ ખુલ્લો ન પડે. જો ભેદ ખુલ્લો થશે તો આપણું કામ બનવાનું નથી.'

"એ અમને ખબર છે."

"છતાં ભૂલ થયાં કરે છે, માટે સૂચના આપું છું."

"હવે સૂચના કે સલાહની જરૂર નથી:"

હજી આ વાત તો અધુરીજ હતી, ત્યાં તો ઘોડાઓ અને તે પરના સ્વારો સાફ સાફ દેખાવા લાગ્યા. હંસા પોતાના સાથવાળાઓ સાથે સાવધ થઇને બેઠી. ઘોડેસ્વાર લુંટારાજ હતા. મોઢા પર ક્રૂરતાની છાપ હતી. આંખમાંથી નિર્દયતાના તણખા ઝરતા હતા. આ માણસોને જોતાંજ એક લુંટારાએ કહ્યું:

"કોણ છો તમો ?"

"ખેડુત."

"ક્યાં જાવ છો?

"અમો રસ્તો ભૂલ્યા છીએ, આપ કૃપા કરી રસ્તો બતાવશો ? અમને રસ્તો બતાવશો તો પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. અમારે સારંગપુરી જવું છે."

"સારંગપુરી જવું છે કે યમપુરી જવું છે?"

"અન્નદાતા ! આવું શું બોલો છો ?"

"ખબરદાર !"

"પણ શા માટે ?"

લુંટારાએ શા માટેનો જવાબ ન આપ્યો અને હંસા તરફ દ્રષ્ટિપાત કર્યો. હંસા રૂપ રૂપનો અંબાર હતી. લુંટારાના મનમાં ખાટીમીઠી લાગણી જન્મી તથા ગલગલીઆં પણ થયાં અને તે પુછવા લાગ્યો:

"આ કોણ છે !"

"અમારી છોડી."

"ક્યાં લઇ જાય છે?"

"ઘરે."

"એ નહિ બને."

"કારણ બાપલા?"

"ચુપ, કારણ પુછનાર તું કોણ ?"

"તમારા જેવોજ."

"હું સરદાર છું."

"હું પણ છું."

હંસાની આંખ ફરી ગઇ. સરદારના મોઢેથી કાચું કપાઇ ગયું. લુંટારાએ હંસાની નજર સામે ન જોયું અને ઉત્તર આપનારને કહેવા લાગ્યો:

"તું કોનો સરદાર છે?"

સરદારે હંસાના મોઢા સામે જોયું; ભાવ સમજ્યો અને વાતને પલટો આપીને બોલ્યો:

"હું સરદાર છું ખેડૂત પટેલીઆનો."

"પટેલીઆનો સરદાર અને આવો તુમાખી?"

"તુમાખી કયાં કોઇના બાપ ઉપર છે?"

"તલ્વાર જોઇ છે?"

"લાકડી જોઇ છે મારી?"

"મરવાનો લાગે છે?"

"આ એકજ ઝપાટે બાર વાગી જવાના છે."

સરદારે પોતાનાં માણુસો સામે નજર કરી અને કહ્યું: "પકડો આને; બાંધો!"

"બાંધનાર છે કોણ?"

"તારો બાપ."

"બાપના મોટેરા આવ તો ખરો. અલ્યા થઇ જાવ તૈયાર; તમે પણ જાણો કે માથા સાટે માલ છે."

એની વાતનો જવાબ સરદારની તલ્વારે આપ્યો. તલ્વારની અણી હંસાના સરદારને વાગી. પણ દરકાર વગર તે લાકડી ઝીકીને ઉભો રહ્યો. બીજા લુંટારાએ લાકડી ઝીલી લીધી. કોલાહલ થયો. એક તરફ લાકડીઓ; બાજી તરફ તલ્વાર. હંસા આ દેખાવ જોતી હતી. અહીંયાં યુદ્ધ કરવાથી કશો લાભ ન હતો. આથી તે મોટેથી બોલી:

"શું કામ અમને મારી નાખો છો?"

"તારા માટે?"

"હું તો તમારી છું."

"તો મૂક આ લોકને પડતા અને ચાલ અમારી સાથે. અલ્યા એ લોક પાસે જે હોય તે લુંટી લ્યો અને આ બાળાને સાથે લઇને ચાલો. વધારે રકઝક કરે તો આ ઝાડ સાથે બાંધી દો એટલે એ પણ જાણે."

અંદર અંદર તકરાર થઇ; એટલામાં બીજાં માણસો આવી પહોંચ્યાં. આ માણસોની સંખ્યા માત્ર પાંચ હતી. એક સરદાર અને ચાર ફાલતુ. એ લોકોએ આવતાંની સાથેજ સિંહગર્જના કરી: "ખબરદાર!"

આ ભીષણ અવાજ આવતાં લુંટારાઓનાં હાડમાં થરથરાટી થઇ. પાછું ફરીને જોયું તો પાંચ વીરનર, નગ્ન તલ્વાર સહિત ઉભેલા દેખાયા, પાંચ જણમાં એક તો આપણી વાર્તાનો નાયક નાગભા હતો. નાગભાએ પ્રશ્ન કર્યો: "કોણ છો તમો ? શા માટે રંજાડો છો આવાં નિર્બળને."

"અમે કોણ છીએ એનો ઉત્તર અમે મુખથી નથી આપતા."

"ત્યારે?"

"તલ્વારથી."

"તલ્વારથી ?"

"હા, તલ્વારથી."

"તમારી તલ્વારમાં પાણી છે?"

"છે. જોવું છે તલ્વારનું પાણી?"

"તમારા પ્રાણના પાણીની કાંઇ કિંમત ગણતા હો તો, તલ્વારના પાણીની વાત પડતી મૂકો."

"અમારા પ્રાણનું પાણી કોણ માપશે?"

"વીરનરની તલ્વાર."

"અમારા હાથમાં શું છે ?"

" એ ખેડુતને પુછો. તમારા હાથમાં તલ્વાર નથી, ખેડુતનું હથીઆર છે. એથીજ તમો ખેડુતને આમ રંજાડી રહ્યા છો. તલ્વાર શબ્દ બોલો છો પણ તલ્વાર કેમ પકડવી, ક્યાં વાપરવી, કોની સામે વાપરવી; એ જાણો છો ?"

"હા."

" મૂર્ખાઓ શરમાતા નથી હા કહેતાં? આવો તલ્વાર લઇને મારી સામે; હું તમને તલ્વારનું પાણી બતાવું !"

હંસા નાગભાને જોઇ જ રહી હતી. નાગભાની વીરતા અસીમ હતી. નાગભા તલ્વાર રમવામાં તેજ હતો. દાવ ખેલવામાં ખેલાડી હતો, વીર હતો. એની વીરહાકનો હંસાને અનુભવ હતો. પોતાના પ્રિયતમને જોતાં હંસાની કંચુકી હર્ષથી ફાટફાટ થવા લાગી. તેની આંખમાં ઘેન, હૃદયમાં હર્ષ, શરીરમાં નવીન બળ, મોહ અને તે સાથે કાંઇક ઘેલછા આવી. હંસા ભાન ભૂલી ગઇ.

નાગભા તલ્વાર રમવા તત્પર થયો. એના સાથીદારો પણ તૈયાર થયા. નાગભા બોલ્યો:

" તમે નહિ."

"કેમ?"

" હું એકલો બસ છું."

" તેઓ ઘણા છે."

" શિયાળવાં ભલે હજાર હોય, કેસરીને શું કરનાર છે ? એક જ છલાંગમાં તે બધાં વિખરાઇ જશે."

નાગભાની દૃષ્ટિ હંસા તરફ ગઇ, નયને નયન મળ્યાં, નાગભા ઓચિંતો આગળ ધસ્યો અને મમતાથી બોલ્યો:

"કોણ? તું ! તું !"

હંસાએ નરમાશથી કહ્યું: "હા, હું !"

"અત્યારે ક્યાંથી?" હંસાનો ઉત્તર મળે તે પહેલાં તો લુંટારાઓમાંથી અવાજ આવ્યો: "બાયલા, બૈરી સાથે શું ઝબડે છે? આવ, સામો આવ !"

નાગભાએ એમને એમ તલ્વાર કાઢીને ફેરવી. એક ચક્રાવો લીધો. પૃથ્વી પણ ડરથી પોતાનાં વસ્ત્રો સંકોચતી હોય એવો ભાસ થયો. નાગભાએ તલ્વાર ફેરવી એવોજ ઉત્તર સામેથી મળ્યો. લુંટારાએ પણ કાંઇક કળા કેળવી હતી. તેઓ સામે આવ્યા.

ઘટા છવાણી. વિજળી ચમકવા લાગી. લોહીનો વરસાદ વરસવા લાગ્યો. એકાદ ઘા નાગભાને પણ લાગ્યો. આ ઘા હંસાથી ન દેખી શકાયો. તરતજ પોતે તલ્વાર લઇને દોડી. નાગભાએ જોયું, અને પડકાર કર્યો: "બસ, તારૂં કામ નથી."

હંસાના હાથમાં તલ્વાર ન ટકી; પડી ગઈ. નાગભા ઘેરાઇ ગયો; જેવી રીતે વાદળથી સૂર્ય ઘેરાય એ રીતે. આજુબાજુના સરદારો તૂટયા, પણ તેઓ કોઇ સહાય કરે તે પહેલાં તો નાગભા વાદળ વીખેરી બહાર નીકળ્યો, અને સૂર્ય માફક તપવા લાગ્યો. લુંટારા થાકયા, ગભરાયા, ભાગ્યા, નાગભા પાછળ પડયો; પણ લુંટારા તો અલોપ થઇ ગયા. નાગભા પાછો આવ્યો. હંસા નયનમાં હાસ્ય ઢોળતી ઉભી હતી. નાગભા પણ પાસે આવી મંદમંદ હસવા લાગ્યો. હંસા બોલી:

"આપે અમોને બચાવ્યાં."

"ઉપકાર નથી કર્યો."

"કર્યો છે !"

"રમત રમત્રી એમાં ઉપકાર નથી."

"પ્રાણ હથેળીમાં રાખી લડવું એનું નામ શું રમત છે?"

"હા."

"હું ક્ષત્રિય છું, ક્ષત્રિય નિરંતર પ્રાણ હથેળીમાંજ રાખે છે. હથેળીમાં પ્રાણ લઇને ફરવું એ તો ક્ષત્રિઓનાં મનને રમત છે. એ રમત મેં કરી બતાવી."

"તમે કરી શકો; અમારૂં ગજું નથી."

"તમે ખેડુત છો અને હું ક્ષત્રિય." આમ બોલી નાગભાએ મૂછ પર તાલ દીધો. હંસા મનમાં ને મનમાં હસવા લાગી. થોડીજ પળ ગઇ હશે કે હંસાના મનમાં દેવીના મંદિરની યાદ થઇ, આખું દ્રશ્ય ફરી નજર સામે ઉભું રહ્યું. હૃદય ભગ્ન થઇ ગયું. આંખ સામે અંધારાં આવી ગયાં. હૈયુ સુનું થઇ ગયું. અને એના પ્રભાવે આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં. નાગભા બોલ્યો: "આ પ્રસંગ શોકનો નથી."
હંસાએ હૈયું હાથમાં લીધું અને બોલી:

"રડવું આનંદના સમયમાં પણ આવે છે."

"આનંદના સમયમાં રડવું?"

"હા, હર્ષનાં આંસુ પણ આવે છે! શું એ તમોએ નથી સાંભળ્યું? તમને અનુભવ નથી? માતા બાળકનાં સૌન્દર્યને જોઇ હર્ષનાં આંસુ વરસાવે છે. બેન ભાઇને આશિષ આપતાં એમજ કરે છે. અને સ્ત્રી તો ડગલે ને પગલે આંસુથી પોતાનું કામ કરે છે. કોઇ સમે હર્ષથી આંસુ સારે છે, કોઇ સમયે તરકટ કરીને આંસુ પાડે છે. કામ કાઢી લેવા આંસુને મોકલી આપે છે. રડવાના તો ઘણા પ્રકાર છે."

"સ્ત્રીઓ પાસે એજ શસ્ત્ર હશે ?"

"હા, એજ અમારાં શસ્ત્રો."

"તમારાં શસ્ત્રો તમોને અખીયાતાં. અમારે તો હથિઆરમાં તલ્વાર, બીજી કશી વાતની અમોને ખબર ન પડે."

"ત્યારે હવે......?"

"આટલીજ વારમાં!"

"હવે મારે જવું જોઇએ."

"ક્યાં જશો?"

"મારા બાપને ગામ ?"

"તે ક્યાં આવ્યું ?"

"વખત આવશે ત્યારે કહીશ."

"હમણાં?"

"હમણાં નહિ."

"ઠીક, હું તમોને મૂકવા આવું."

"નહિ."

"કેમ ?"

"હું મારા બાપનું ગામ તમોને બતાવવા નથી માગતી."

"લુંટારાનો ભય ઘણો છે."

"હું લુંટારાથી ડરતી નથી."

"તું એક ખેડુતની......"

"છતાં તલ્વાર પકડતાં આવડે છે."

"એ હું જાણું છું."

"પછી પ્રશ્ન રહેતો નથી. તમો ક્યાં પધારશો ?"

"આ જંગલમાંજ."

"કેમ ?"

"હું લુંટારાના સરદારને પકડવા નીકળ્યો છું."

"તમોને પણ રાજકુંવરીની ઇચ્છા છે?" રાજકુંવરીનું નામ સાંભળતાં નાગભાની દશા જુદીજ થઇ. સુરેખા યાદ આવી.

પોતે તો રાજકુંવરીને પરણી ચુક્યો હતો અને હંસાના મોઢાથી રાજકુંવરી શબ્દ સાંભળતાં થવાય તેટલો દુઃખી થયો. પ્રશ્ન કરનારને ઉત્તર ન આપી શક્યો. હંસાએ ફરી પુછ્યું:

"તમોને પણ રાજકુંવરીનો મોહ થયો છે ખરો; નહિ ?"

"નહિ!"

"ત્યારે લુંટારાને પકડવા કેમ આવ્યા ?"

"હું મારા માટે નથી આવ્યો."

"ત્યારે ?"

"વીરમદેવના માટે આવ્યો છું. એ મારા રાજા છે. હું લુંટારાને પકડીશ અને રાજકુંવરી વીરમદેવને પરણાવીશ."

"વાહ! તમારી રાજભક્તિને ધન્ય છે. રાજભક્ત હો તો તમારા જેવાજ." નાગભા શું સમજે કે આ શબ્દોનો અર્થ શો છે? રાજકુંવરી કોણ છે?

---

## પ્રકરણ ૨૨ મું.

—:૦ : ૦:—

### વ્હાલાંઓમાં વાતચિત.

—:૦:—

હંસાના માર્મિક શબ્દો નાગભાના સમજવામાં ન આવ્યા. હંસા જે આશયથી બોલી હતી તેમાં જુદીજ સૂચના હતી, જુદોજ ભાવ હતો; પણ નાગભાને કયાંથી ખબર પડે કે હંસાનો બોલ આવા અર્થ વાળો છે. હંસાના સાથવાળાઓને તો ભાનજ કયાંથી હોય? એ બિચારાઓનાં મનમાં સંકલ્પ પણ કેમ થાય કે હંસા નાગભાને વરી ચૂકી છે.

હંસા નાગભાને વરી ચૂકી હતી. નાગભાજ એના મનનો માન્યો માલીક હતો. નાગભાની સાથે જ લગ્ન કરવાના પોતાના મનોરથ હતા. ગુરૂજીના આશ્રમમાં એ બનાવ વિસ્તારથી આવી ગયો છે એટલે આ સ્થળે વધારે ઉહાપોહ કરવા જેવું નથી. હંસા નાગભાની પ્રેમરાણી હતી. નાગભા હંસાનો પતિ હતો. પતિ પોતાની પત્નીને બીજાના હાથમાં આપવા માટે યત્ન કરતો હતો, મૃત્યુના મુખમાં જવા જેટલો તત્પર હતો. મૃત્યુના મુખમાં જઈ સાર શો કાઢવાનો હતો? પોતાની મનોરમાને વીરમદેવ સાથે પરણાવવી એજ.

પત્નીને પારકાના હાથમાં આપવા માટે પતિની મહેનત હતી. પત્ની પોતાની દૃષ્ટિ સમક્ષ ઉભી હતી. પતિનાં કાર્યને વખાણતી હતી. પતિ જરા ગર્વથી પુલાતો હતો.

ભેદથી અજાણ્યો નાગભા હંસાને ખેડુતની બાળકીજ સમજતો હતો. એ ખેડુતની બાળકી ન હતી પણ પોતાની હૃદયાધિકારિણી હતી. આમ જંગલમાં એનો મેળાપ થવાથી નાગભાનો આનંદ પૃથ્વી થી આકાશ સુધી પહોંચ્યો. હંસાના મનમાં ઘણીજ ઘટમાળ ફરતી હતી. પોતાના સાથવાળા જો ખેડુતના વેશમાં પકડાઈ જાય તો ? પોતાનો ભેદ ખુલ્લો પડી જાય તો શું થાય? વાતનો રંગ કેવું રૂપ લે ? આ બધાં તોફાનો હંસાના હૃદયને ચકડોળે ચઢાવતાં હતાં. હંસાનું હૃદય ન હતું; ચકડોળ હતી. વિચારો ઉંચાનીચા થઇ ફર્યાજ કરતા. વિચાર કરતાં કરતાં મનમાં કોઇ દૃઢતા થઇ. પોતાના સાથવાળા સાથે જરા દૂર ગઈ અને તેની સાથે મસલત કરવા લાગી. સાથવાળા સાથીદારે પુછ્યું:

"બા, શું કહો છો?"

"તમે મારાથી છુટા પડી જાવ."

"શા માટે?"

"મારે આ વીરપુરૂષ સાથે વાતચીત કરવાનીછે."

સાથીદારે જરા આંખ ઝીણી કરી, અને ગાઢ નિદ્રામાં પડેલા માણુસ પ્રમાણે પોતે થઇ ગયો. હંસાએ ફરી કહ્યું: "મેં કહ્યું તે ધ્યાનમાં આવ્યું ને?"

"શું?"

"કેમ, કાન નથી? આમ સુનમુન શું થઇ ગયા છો! તમે આજુબાજુ થઇ જાવ, મારે આ માણુસ સાથે વાતચીત કરવાની છે."

"છુપી?"

"હા."

"અમારાથી?"

"પ્રશ્નોના ઉત્તર આપવા જેટલો સમય મારી પાસે નથી. હું કહું છું. તેમ કરો."

"અમારાથી નહિ બને!"

"જીભથી બોલો છો?"

"હા."

"એ જીભ કપાઇ જશે. જાણો છો? મારી આજ્ઞાની અવગણનાનુ પરિણામ ?"

"તમારે શી. વાત કરવાની છે?"

"મેં કહ્યું નહિ કે વાત તમારાથી છુપી છે !"

"પણ......પણ....."

"પણ શું?"

"એ માણુસ પર અમોને વિશ્વાસ નથી આવતો."

"એ મને શું કરનાર છે? જુઓ." આમ કહીને હંસાએ પોતાની કમ્મરમાંથી કટાર ખેંચી કાઢી, અને પોતાનું વાકય પૂરું કરતાં કહ્યું: "જુઓ, આ કટાર સામું. હંસા તરફ ઝાંખીને જોનાર આ કટારનો ભોગ થઇ જશે."

સરદારે મસ્તક નમાવ્યું અને આજ્ઞાંકિત સેવક પ્રમાણે પોતે બોલ્યો:

"રાજકુંવરી, મારી આંખો મને ઠગતી નથી."

"હું નથી સમજતી કે તમે શું કહો છો ?"

"તમો નથી સમજતાં તેથી અમો તમોને છોડીને જઇ શકતા નથી. એ સરદારની આંખમાં કોઇ ચમત્કારિક જાદુ છે. મને લાગે છે તે તમોને....."

"મને શું?"

"હરી જશે."

જો નાગભા હંસાનું હરણ કરે તો કેવી સદ્ભાગી ગણાય? સરદારોને કયાં ખબર હતી કે હંસા તો હરાઇજ ગઇ છે, હંસાનું હૃદય હંસા પાસે નથી; એ પણ હરાઇ ગયું છે. હંસા પ્રાણ વગરની પૂતળી માફક છે. હંસા જંગલમાં ફરે છે પણ તે શા માટે ? એટલાજ માટે કે પોતા પર ઝઝુમતું વાદળ વિખરાય, ન વિખરાય તો તેને વિખે.

રવાનો પોતે પ્રયત્ન કરે અને બીજાના હાથમાં પોતાનો હૃદય વગરનો દેહ જઇ ન પડે.

હંસા પોતાના સાથીદારને કહેવા લાગી: "તમારે ગભરાવાનું કારણ નથી. એ મને હરણ કરીને લઇ જાય એવો નિર્બળ નથી."

"તમે કેમ જાણ્યું?"

"અત્યારે હું કોણ છું?"

"રાજકુંવરી."

"જુઠું. તમોએ ખેડુતનો વેશ લીધો છે. વેશ ભજવતાં નથી આવડતો. હું રાજકુંવરી છું, પણ અત્યારે ખેડુતની અજ્ઞાન બાલિકા છું. શું એ વીરનર એક ખેડુતની બાળકીને હરી જશે? અને એમાં તેની વીરતા ગણાશે? કદાચ ધારો કે, એમ પણ બને તો શું? તમો બધા મુડદાલ છો કે એને પહોંચી ન શકો? માટે મારું માનો. મારે જાળ બિછાવવાની છે, તમો મને એકાંત આપો તો હું મારો દાવ અજમાવું."

સરદારને આ વાત ઠીક લાગી. પોતે કબુલ થયો, અને જેટલા સરદારો હતા તે બધાને પોતાની પાસે બોલાવી લીધા. આવી રીતે જ્યારે હંસાના સાથવાળાઓએ માર્ગ કરી આપ્યો, ત્યારે નાગભાના સાથીદારો હજી ત્યાંજ હતા. હંસાએ નાગભાને ઇશારત કરી અને એકાંતનો રસ્તો કરવા સમજાવી દીધું. નાગભા હંસાની આ કળાથી અજબ થયો. અને પોતાના બધા અનુચરોને આડા અવળા કરી દીધા. બધાના જવા પછી આ બે દંપતી હર્યાં. આદર, લજ્જા, નખરાં, છણકા, અભિમાન અને ડોલન એ બધા પ્રભાવો હંસામાં હાજર થયા. નાગભા પરવશ થઇ ગયો. તે હંસાની પાસે આવી પ્રેમથી બોલ્યો:

"હંસા, તારાં ચરિત્રને ધન્ય છે."

"સ્ત્રીમાં ચરિત્ર હોયજ. જે સ્ત્રીમાં ચરિત્ર ન હોય તે સ્ત્રી, સ્ત્રીજ ન કહેવાય. હું સ્ત્રી છું; મારામાં ચરિત્ર છે."

"તેં મને વશ કર્યો છે!"

"કોણ કહે છે?"

"તારી આંખ."

"મારી આંખમાં વશ કરવાની શકિત નથી."

"એમ કેમ બોલે છે?"

"તમારા આત્માને પુછો."

"પુછ્યું, પણ હું તને દુભાવવાનો નથી."

"તમે દુભાવો કે નહિ તે વાત અત્યારે ક્યાં છે."

"ત્યારે?"

"અત્યારે તો એ વાત છે કે મારામાં વશ કરવાની શકિત નથી."

"સમય આવશે ત્યારે બતાવીશ."

"પણ અત્યારે તો નથી ને?"

નાગભા કાંઇ ન બોલ્યો. હંસાના સોનેરી વાળ ચમકતા હતા, આંખ પણ મનના ભાવ ઉશ્કેરે એમ થનગન થઇ રહી હતી. તેમાં પણ હંસા ઘડી ઘડી આળસ મરડતી, બે હાથ ઉંચા કરતી, છાતીનો ભાગ બરાબર બહાર નીકળી આવતો. અંગના અણું અણુંમાંથી એવી મસ્તી ઝરતી કે નાગભાથી સહેવાતું નહિ. પોતે આ દૃશ્ય જેમ જેમ જોતો તેમ તેમ પોતાની શકિત હંસાના હાથમાં જવા લાગી. નાગભા આગળ વધતો ગયો. હંસા પણ પાછળ હઠતી ગઇ. જ્યારે આ રમતમાં નાગભા ગાંડાતુર થઇ ગયો, ત્યારે હંસા પોતે સંકોચથી કહેવા લાગી:

"આ શું કરો છો?"

"પ્રેમ!"

"આ પ્રેમ નથી."

"ત્યારે?"

"મોહ છે. જરા સાવધ થાવ. આજુબાજુ આપણાં બન્નેનાં માણસો છે. વિચાર કરો, આમ ભાનભુલા શું થાવ છો!"

"એ અપરાધ મારો નથી."

"કોનો છે?"

"તારા યૌવનનો."

"વળી આવી વાત. હું તમારીજ છું."

"પછી દૂર કાં થાય છે?"

"હજી આપણાં..."

"આપણાં શું?"

"લગ્ન."

"લગ્ન થશે."

"થશે ત્યારે હું તમારીજ છું."

"હમણાં?"

"હમણાં પણ છું. પરંતુ મર્યાદા અને ધર્મબંધનોનો નાશ ન થવો જોઇએ"

નાગભા કહેવા લાગ્યો:"હૃદય મળ્યા પછી ધર્મનો બાધ રહેતો નથી."

"લોકવહેવારનું છેદન કરવું એ એવો અવિચાર છે કે જેના પરિણામે ઘણાને શોચવું પડે છે."

"ત્યારે હવે લગ્ન કયારે થશે ?" નાગભા બોલ્યો.

"લગ્ન કોનાં, મારાં કે તમારાં ?"

નાગભાને તરતજ ભૂતકાળ યાદ આવ્યો. પોતાનાં લગ્ન યાદ આવ્યાં. સુરેખા યાદ આવી. તે ટાઢો હીમ થઇ ગયો. હંસા કહેવા લાગી:

"કેમ તમારા મોઢા પર ફિકાશ દેખાય છે?"

"કાંઇ નથી."

"ખરૂં કહો છો ? કાંઇ નથી ?"

નાગભા ખરી વાત ખુલ્લી કરતાં અચકાયો. હંસાને વધારે વહેમ પડયો. આથી તે બોલી:

"શા માટે છુપાવો છો ? જે હોય તે કહી દો ને !"

"હું શું કહું ?"

"જે વાત તમોને દુઃખી કરે છે તે !"

"એ વાત તને પણ દુઃખી કરશે !"

"તમારા તરફથી આવનાર દુઃખને હું સ્વર્ગનું સુખ માનીશ. કહો, કહો, તમારી વાતમાં શું છે ? તમે શા માટે અચકાવ છો ?"

"તું એ વાત ન પુછ."

"કાં ન પુછું ?" નાગભા નીચું જોઇ ગયો.

હંસાએ નાગભાને કહ્યું: "તમે મને શું ગણો છો ?"

"ગણતો હતો...."

"અને હવે ?"

"હવે......હવે......" નાગભા વિચાર કરવા લાગ્યો. એના મનમાં એમજ થયું કે હું આ ખેડુતબાળાને ઠગી રહ્યો છું. અને એજ ઘેરાયેલા વાતાવરણથી પોતે બોલવા જતો હતો કે 'હવે હું તને કાંઇ નથી ગણતો.' ગણતો હતો ત્યારે પ્રાણસખી ગણતો હતો, પણ એ પ્રાણસખીનું સ્થાન બીજીએ લીધું હોવાથી નાગભાને બહુજ દુઃખ થવા લાગ્યું. પણ એકાએક મનના ભાવો બદલાયા. સુરેખાએ લગ્ન કરતી વખતે કહ્યું હતું કે 'હું ખેડુતની બાળકીને નહિ દુભાવું. એના માટે હું મારા સુખનો ભોગ આપીશ.' આ બધું યાદ આવતાં નાગભા સતેજ થયો. આટલી વાર અવાક્‌પણામાં જવાથી હંસાને વધારે વિમાસણ થઇ. હંસાએ પાછો પડઘો કર્યો:

"હવે....હવે શું ?"

"હવે પણ ગણું છું."

"શું ગણો છો ?"

"મારી પ્રાણસખી. મારા હૃદયની અધિકારિણી."

"હૃદયની અધિકારિણી પાસે હૃદય ખોલતાં દુઃખ થાય છે ? શરમ આવે છે ? જો તમે મને હૃદયમાં સ્થાન આપ્યું હોય તો કહી દ્યો કે આ ભેદ શો છે ?"

"તું સાંભળી નહિ શકે."

"કેમ સાંભળી નહિ શકું?"

"સહન થાય તેવું નથી."

"તમે સહન કરો છો?"

"હા, હું તો સહન કરૂં છું."

"તમે સહન કરો છો તો હું શું સાંભળી પણ નહિ શકું?"

"તું સાંભળવાજ માગે છે?"

"અવશ્ય!"

"તો સાંભળવા પહેલાં જરા હૃદય પર હાથ દે. પકડી લે. જો મારા મોઢા માંથી હમણુંજ તીર નીકળશે અને તને વીંધી નાખશે."

"બોલો, તમે મારી ચિંતા ન કરો."

"મારાં—મારાં લગ્ન થયેલાં છે." હંસા તરતજ ઉછળી પડી. સુનમુન થઇ ગઇ. હોશકોશ ઉડી ગયા. મનમાં આઘાત થયો. પોતે સમજી ગઇ. 'લગ્ન જરૂર સુરેખા સાથેજ થયાં છે. અરેરે એણે મારા જીવનને બીજો ઓરડો પણ લીધો, અને હું આધાર વગરની થઇ.' નાગભટ હંસાની આ સ્થિતિ જોઇ ન શકયો. તરતજ તેણે હંસાને સંભાળી લીધી. આ બધું મિનિટોમાંજ થઇ ગયું. હંસા હોશિયાર થઇ અને પુછવા લાગી: "તમારાં લગ્ન કોની સાથે થયાં?"

"વીરમદેવની બેન સાથે!" હંસાએ માથું હલાવી ચેષ્ટા કરી. અને અંતઃકરણ પર જાણે મોટો પત્થર રાખી દીધો કે જેથી તે જરા પણ હરીફરી શકે નહિ. પળ બે પળ પછી તે પુછવા લાગી:

"લગ્ન કોણે કરાવ્યાં?"

"કોણ કરાવે!"

"કેમ તમારૂં કોઇ સગું નથી? સગું ન હતું તો મને બોલાવવી હતી. હસ્તમેળાપ હું કરાવત. ઇશ્વરનો પાડ માનત કે......"

"બસ, બસ, હંસા, બસ કર."

"સાંભળો, જરા ધ્યાન દઇને સાંભળો."

"મારામાં સાંભળવાની વધારે શક્તિ નથી."

"લગન કરતી વખતે હતી કે નહિ? બીજું તો કાંઇ નહિ પણ તમારી માતાને તો યાદ કરવી હતી? એણે બિચારીએ તમને શા સારૂં મોટા કર્યા હશે? શું આટલાજ માટે? કેમ, માતો કાંઇ હક્કજ નથી? તમને એ વાતનો કાંઇ વિચારજ ન થયો. દુધમાં કાંઇ જોશ પણ ન આવ્યું? વીરનર! સંસારમાં સ્ત્રી એટલે સર્વસ્વ; માતા એટલે કાંઇ નહિ?"

"તારા બોલવામાં મહા અનર્થ છે."

"તમારાં કાર્ય કરતાં થોડો છે."

"હું જાણું છું."

"જાણવા છતાં, ધ્યાન ન આપવું તે અપરાધ જેવો તેવો નથી."

"અપરાધનું નિવારણ છે."

"શું?"

"માતાની આશિષ."

"ઠીક, એ તો મળશે. પણ લગન વખતે આશિષ મેળવી હોત તો તેની કિંમત કાંઇ જુદીજ હતી."

"બાળા, આ વાતમાં તું વધારે કાંઇ જાણતી નથી. હું એવા કફોડા સંજોગોમાં હતો કે મેં લગન કરી નાખ્યાં."

હંસાએ વાક્ય પૂરી રીતે સાંભળ્યું નહિ અને સામો પ્રશ્ન કરવા લાગી:

"તમે આ લગન શા માટે કર્યાં?"

"તું શું ધારે છે?"

"હું તો એમજ ધારૂં છું કે વીરમદેવની બેનના બદલે તમે હંસાકુમારીને મેળવી આપો. કેમ ખરૂં કે નહિ? સુરેખાને તમો એટલા માટેજ પરણ્યા લાગો છો! સુરેખાને પરણીને કામ ઠીક હાથમાં લીધું છે."

"કેમ, એમાં ખોટું શું છે?"

"કાંઇ ખોટું નથી. હંસાકુંવરીને મેળવી આપશો તો તમારી કીર્તિ વધશે, તમારી નામના થશે. લોકોમાં તમારાં યશોગાન ગવાશે."

"કેમ નહિ?"

"હું પણ કહું છું;.કેમ નહિ? તમારાં કાર્યને વધાવી લેવું જોઇએ."

"નાગભા હંસાની ચેષ્ટા જોઇ જ રહ્યો. એ સમજી ગયો કે 'ખેડુતની બાળકી મને મેણાં મારે છે.' પણ એથી વધારે કાંઇ વિચાર એના મનમાં સ્ફુર્યો નહિ. તે બોલ્યો:

"તારી બધી વાત ખરી છે, પણ તું કહે છે કે સુરેખાના બદલે રાજકુંવરીને પરણવા નીકળ્યો છું એ વાત ખરી નથી."

"અર્થ તો એવોજ નીકળે."

"નહિ, મારાં લગ્નને ઘણો સમય થયો અને આ વાત તો પછી નીકળી. છતાં એટલું તો ખરૂં કે વીરમદેવ જેવો તેવો વીર નથી."

"એમ?"

"હા, હંસાકુંવરીને લાયકજ છે."

"વાહ! વાહ!"

"વાહ વાહ શું? હું તો એમજ ધારૂં છું કે આ વાત ઇશ્વરેજ નિર્માણ કરી છે. વીરમદેવ અને હંસાનું જોડું......"

"સ્વર્ગની અમરલતા અને મૃત્યુલોકનો બાવળ."

"નહિ."

"હા,"

"વીરમદેવ વીર છે."

"કોણ કહે છે?"

"હું કહું છું."

"પરીક્ષા લીધી?"

"હા. પ્રથમ મુલાકાતમાંજ એ બધું બની ગયું છે."

"તમે ઠગાયા છો."

"હું ઠગાયો છું?"

"હા, અને તમોને ખાત્રી જ ન હોય તો, મારી સાથે જરા બે હાથ કરવા કહેજો."

"અરે તને તો એ રમતાં રમતાં પાણી પાશે."

"મોઢાની વાત નહિ જોઇએ. તમે તમારા કાર્યમાં ફત્તેહ મેળવો તો એક વાત અવશ્ય યાદ રાખજો."

"શી?"

"એજ કે વીરમદેવ મારી સાથે અખાડામાં ઉતરે, મને હરાવે. જો મને હરાવે તોજ તે હંસાકુંવરી સાથે પરણી શકે, નહિ તો નહિ."

"એ મારે કબુલ છે."

"વીરમદેવ માનશે?"

"હું મનાવીશ."

---

## પ્રકરણ ૨૩ મું.

—:o:—

### લુંટારા પાસે.

—:o:—

નાગભા સાથે એક વાત નિશ્ચિત થઇ. થઇ પણ બરાબર થઇ. હંસાની વાત નાગભા ન સમજ્યો. નાગભા હંસાને ખેડુતની છોકરીજ સમજતો હતો. ખેડુતની છોકરી આટલી કુશળ હોય એ પણ તેના મનમાં પ્રશ્ન ન થયો. નજ થાય, કારણ કે જે વસ્તુ તરફ આપણું હૃદય વધારે ઢળેલું હોય તેની વધારે પરીક્ષા આપણાથી થઇ શકતીજ

નથી. પણ હંસાના આ આચરણ સાથે નાગભાને કાંઈ લેવુંદેવું ન હતું. જો આ ભેદ નાગભાના જાણવામાં આવ્યો હોત તો કેવું સારૂં થાત. વાર્તાને વધારે લંબાવવી ન પડત. પણ એમ બનેજ શાનું? નાગભાએ વીરમદેવ સાથે બે હાથ કરવા માટે હા કહી. 'વીરમદેવ ન માને તો પોતે મનાવી આપે.' એમ પણ જણાવ્યું. હવે બાકી શું રહ્યું? કાંઇ નહિ. હંસા હવે અતિશય ઉલ્લાસમાં આવી અને બોલી:

"હવે હું રજા લઇશ."

"ભલે."

હંસા જુદી પડવા ચાહતી હતી. જુદું પડવા મન ન થતું. પગ ન ઉપડયા. અંતર ખેંચાઇ ખેંચાઇને નાગભાના પગમાંજ રહેવા જાણે મથતું હોય, એવો હંસાને અનુભવ થયો. નાગભાની પણ એજ હાલત હતી. નાગભાના મનમાં બીજી એક વાત એ પણ હતી કે, આ ખેડુત ની છોકરી તે વીરમદેવ સાથે લડશે? આવો વિચાર આવવાથી પોતે પુછવા લાગ્યો:

"બાળા, એક પ્રશ્ન પૂછું?"

"આજ્ઞા મેળવવાની કાંઇ જરૂર છે?"

"હા."

"નહિ."

"કેમ?"

"આજ્ઞા મેળવવા માટે પાત્ર બીજું છે. રાજકુંવરીની આજ્ઞા માગજો. ખેડુતની આજ્ઞા માંગશો તો ગાંડા ગણાશો. સમજ્યો!"

"સમજ્યો. હું ગાંડો તો છું. એમાં તેં કાંઇ નવી વાત નથી કરી. ગાંડો છું અને ગાંડપણ કરૂં એમાં વાંધો શો છે?"

"વાંધો એક નહિ, હજાર."

"એક તો બતાવ,"

"પહેલો વાંધો તો એજ કે હું ડાહી છું; ગાંડા સાથે વાત નથી કરતી."

"તું ડાહી છે એમ કોણ કહે છે?"

"એટલે એનો અર્થ શો?"

"અર્થ એજ કે આપણે બંનેજ ગાંડાં છીએ. ડાહ્યું કોણ છે?"

"પછી ગાંડા માણસો વાત કરે તેમાં સારું શું?"

નાગભા જરા હસ્યો. હંસાની આંખ સામું જોઇ રહ્યો. હંસા નાગભાનાં નયન સામું વધારે વાર જોઇ ન શકી. નયન નીચાં ઢળી ગયાં. નાગભા બોલ્યો:

"ગાંડાં માણસો ક્યાં બીજાને માટે વાતો કરે છે? એ તો પોતાના માટેજ. આપણી વાત આપણા માટે છે. સાર હોય કે ન હોય, અર્થ નીકળે કે ન નીકળે, પણ મારી વાતનો ઉત્તર તારે આપવો પડશે."

"ગાંડપણમાં આપીશ."

"તારાં ગાંડપણમાંય ડહાપણનો દરિયો ઉછળતો હશે. તારું ગાંડપણ એ તો બુદ્ધિનો ખજાનો છે.

હંસાએ ઉત્તર ન આપ્યો. નાગભા બોલ્યો:

"બાળા, તને વીરમદેવની સાથે લડવાની ઇચ્છા કેમ થઇ?"

હંસાએ ઉત્તર આપ્યો:

"એક કારણ છે."

"શું?"

"હું વીરમદેવની વીરતા જોવા માગું છું."

"વીરતા મેં જોઇ છે."

"એથી શું? હું તો ત્યારેજ સંતોષ માનું કે, જ્યારે મારી સાથે તે અખાડામાં આવે."

"પણ એનું કારણ?"

"કારણ?" હંસા આટલું બોલી કાંઇક ગભરાણી. વળી મનમાં નિશ્ચય કર્યો અને બોલી: "જો એ વીર હોય તો....."

"વીર હોય તો શું–"

"તો હું !"

"તું શું તેની સાથે લગ્ન કરવા માગે છે?"

હંસાને જે બોલવાનું હતું તે નાગભા બોલી ગયો. હંસા પર એ દોષ ન આવ્યો. હંસાના મોઢાનો દેખાવ એવોજ હતો. જાણે નાગભા બોલે છે તે ખરુંજ છે. આથી નાગભાને હાડોહાડ વ્યાધિ થઈ. તે કહેવા લાગ્યો:

"આ તું શું બોલે છે?"

"હું કયાં બોલી છું?"

"તારા મોઢાંનો ભાવ એવો છે કે જીભથી શબ્દોચ્ચાર કરવાની કશી જરૂર નથી. શું તારી એવી ઇચ્છા છે? શું તું તેનાથી લગ્ન કરવાનો વિચાર રાખે છે?"

"મારા વિચાર તમે જાણી ગયા છો, પછી ઉત્તર આપવાની કશી જરૂર નથી."

નાગભાના આખા શરીરમાં વિજળીનો વેગ આવ્યો. આખું અંગ આગઆગ થઇ ગયું. તેણે પ્રચંડ સ્વરથી કહ્યું:

"મેં આવું નહોતું ધાર્યું."

હંસા પણ આ વાતને જરા રસ પર લાવવા બોલી:

"માણસનું ધાર્યું કયારે થાય છે? ગુરૂજીના આશ્રમમાં આપણે કેવી ધારણા ધારી હતી અને પરિણામ કેવું આવ્યું?"

"તું શું મને મહેણાં મારે છે? અને મારા જેવીજ થવા માંગે છે!"

"પણ એમાં તમારા જેવી થવાનું છે કયાં? તમે પોતે કેમ વિચાર કરતા નથી?"

"હું શું વિચાર કરૂં?"

"વીરમદેવ સાથે તમે હંસાકુમારીને પરણાવવાના છો ને?"

"હા, હું હંસાને જરૂર વીરમદેવ સાથે પરણાવીશ."

"શું એ હંસાને લાયક છે ?"

"હા, છે. અવશ્ય છે."

"જો એ હંસાને લાયક હોય તો પછી મારે લાયક કેમ ન હોય?"

"ગાંડી, તું આ શું બોલે છે? શું કરૂં? હું તને ચાહું છું, નહિ તો હમણાંજ આ તલ્વારથી......"

"મારી પણ એવીજ દશા છે. હું પણ તમોને ચાહું છું; નહિ તો તલ્વાર તો આપણે એકજ ગુરૂની પાસે શીખ્યાં છીએ." આમ બોલી હંસા હસવા લાગી. નાગભા સમજ્યો કે આ ખેડુતની બાળકી મારી મશ્કરી કરે છે. એટલે તે કહેવા લાગ્યો:

"તારા મોઢાના ભાવ વીરમદેવને વરવાના નથી; તું મને બનાવે છે."

"હું નથી બનાવતી પણ તમોને વીરમદેવ બનાવે છે અને એના હાથનાં રમકડાં થઇ તમે ન કરવાનું કરી રહ્યા છો!"

"તું તારી મરજી પડે તેમ બોલ. ખરી રીતે તો મારો ધર્મ છે તે હું કરી રહ્યો છું."

હંસાએ ધર્મની વાત સાંભળતાં વધારે હસવાનું શરૂ કર્યું અને પોતે હસતાં હસતાં બોલી:

"તમે તમારો ધર્મ છે તે કરી રહ્યા છો; હું મારો ધર્મ છે તે કરી રહી છું."

નાગભા આવેશથી બોલ્યો: "શું વીરમદેવ સાથે લગ્ન કરવાં એ તારો ધર્મ છે?"

હંસાએ એટલાજ આવેશથી ઉત્તર આપતાં કહ્યું: "નહિ."

"ત્યારે ?"

"હું વીરમદેવનું પાણી ઉતારી હંસાકુમારી તમોને પરણાવવા માગું છું."

નાગભા બહુજ અજાયબ થયો અને જરા મીઠાશથી બોલ્યો: "વાહ રે વાહ! આ ઠીક વાત છે."

"કેમ, હંસા તમારા લાયક નથી?"

"તે હું જાણવા માગતોજ નથી. મારે હંસા સાથે પરણવુંજ નથી."

"મારે તમોને હંસા સાથે પરણાવવાજ છે."

"એટલે ? મારે કેટલીક સ્ત્રીઓ પરણવી ?"

"પુરૂષને કંઇ વાંધો નથી. આંકડા પર આંકડા આવતા જાય. કોઈ પુછતું નથી. એકને વચન આપ્યું, બીજીને પરણ્યા. જેમ બીજી તેમ આ ત્રીજી."

"પરાણે ?"

"હા, તમે હંસાને પરાણે વીરમદેવ સાથે પરણાવવા તૈયાર થયા છો; હું તમારી સાથે પરણાવવા તૈયાર થઇ છું."

નાગભા ડબાઇજ ગયો. હંસા મનમાં ને મનમાં આનંદ પામવા લાગી. નાગભાના મનમાં માત્ર મુંઝવણજ હતી. એ જાણી ન હોતો શકતો કે આ બધું શું થાય છે. હંસાની કુશળતા કમાલ હતી. આટલી વાતમાં તે પોતાનું ખેડુતપણું બરાબર જાળવી રહી હતી.

નાગભા આટલી વાત પછી વધારે વાત ન કરી શકયો. આ વાત અહીંયાંજ અટકી. છેલ્લા શબ્દોમાં નાગભા એટલુંજ બોલ્યો: "તું વીરમદેવને જીતી ન શકે !"

"તો પછી વિવાદની વાતજ કયાં રહી ? જો હું જીતું તોજ હંસા તમોને પરણાવીશ અને વીરમદેવ મને જીતશે તો......"

"તેની વાત તું ન કર."

"કેમ, તમોને મારામાં શ્રધ્ધા નથી ? મારી તલ્વારનું પાણી તમે નથી જોયું ? ગુરૂજીની કૃપાથી હું તલ્વારમાં કુશળ છું. વીરમદેવ ગમે તેવો છે પણ તે વીર તો નથીજ. વીરમદેવના નામને તેણે લજાવ્યું છે."

"એ વાત હું માનતો નથી."

"કેમ, તમે તેની સાથે તલ્વારના અખાડામાં ઉતર્યા છો ? તમે તેનું પાણી જોયું છે?"

"ના, હજી તલ્વારનો વારો નથી આવ્યો, જીભથીજ વાતો થઇ છે."

"ત્યારે જીભની વાતો તે વાતો કહેવાય! જીભને ને તલ્વારને શું લાગે વળગે? જીભ તે જીભ ને તલ્વાર તે તલ્વાર!"

"એની જીભજ તલ્વાર છે."

"કાયરની જીભ તલ્વાર જેવીજ હોય છે."

"એ કાયર નથી."

"વીર છે એમ હું કેમ માની શકું?"

"એ વખત હું લાવી આપીશ."

"એ વાત તો હું સમજી ચુકી છું, પણ તમે જરા આ વાત ઉપર વધારે વિચાર કરશો તો સમજ પડશે. ઉતાવળા થઇ ઉશ્કેરાઇ જશો તો બાજી બધી બગડી જશે."

નાગભાએ વધારે વાતચીત કરવાનું ઠીક ન ધાર્યું. તરતજ પોતે ઇશારાથી પોતાના સરદારોને બોલાવી લીધા. બીજી તરફ હંસાનાં માણુસો પણ આવી પહોંચ્યાં અને આટલી વાતચીત પછી બન્ને પ્રેમીઓ જુદાં પડયાં. નાગભાએ ઘણી રીતે હંસાને સમજાવી કે, 'હું સાથે આવી નિર્ભય સ્થાને મૂકી જાઉં,' પણ એ વાત હંસાએ કબુલ કરી નહિ. બેઉ પાતપોતાના માર્ગે ચાલ્યાં.

બંનેનાં કાર્યનો માર્ગ એકજ હતો, માત્ર દિશા જુદી હતી. નાગભા જાલીમસિંહને પકડવા માંગતો હતો. હંસા પણ એજ કાર્ય કરવાને આતુર હતી. નાગભા જે માર્ગ પર ગયો હતો તે માર્ગ અવળો હતો. લુંટારાનો અડ્ડો હંસા જતી હતી તે તરફ હતો. હંસા સાંજ સુધી જંગલમાં ભટકી, પણ પોતાના કાર્યમાં સરળતા મળે એવાં કશાં પણ ચિન્હો તેને દેખાયાં નહિ. રાતના અંધારા પછી એ લોકોએ ત્યાંજ પડાવ નાખવાનું નક્કી કર્યું.

લગભગ એક પહોર રાત ગઇ હશે, ત્યાં અચાનક ઝાડીમાં ખડખડાટ થયો. હંસા અને તેના સાથવાળા તો જાગતાજ હતા. તેઓ તરતજ

તૈયાર થયા. હજી તેઓ પોતાનો બચાવ કરવાને કાંઇ પણ કરે ત્યાં તો લુંટારાઓના હાથમાં તેઓ બરાબર સપડાઇ ગયા.

લુંટારાનાં માણસો વધારે હતાં. હંસા પાસે માણસોનું બળ વધારે ન હતું, એટલે તેઓને શરણે જવુંજ પડયું. ખરી રીતે તેઓ શરણે જવાજ માંગતાં હતાં, એટલે બીજી ત્રીજી વાતનો વાંધોજ ન રહ્યો. લુંટારાનાં માણસો આ બધાને કેદ કરી પોતાના સરદાર પાસે લઇ ગયા.

જાલીમસિંહ આ ખેડુતને જોઇ મગરૂરીથી મુછ પર હાથ ફેરવવા લાગ્યો અને ખેડુતકુમારીને જોતાં તેની તરફ તેની દ્રષ્ટિ દોડી. પગથી માથા સુધી તેણે હંસાને નીરખી લીધી. તેના મનમાં શંકા થઇ કે આ માણસો કોઇ ભેદી માણસો છે, એટલે તેણે પ્રશ્ન કર્યો:

"તમારો પોશાક ખેડુતનો છે, પણ મુખાકૃતિ ખેડુતની નથી."

હંસા આ શબ્દો સાંભળતાં ચમકી ગઇ. સાથવાળાઓ પણ જરા ગભરાયા હોય તેવા થયા, પણ બીજીજ પળે પોતાનાં હૃદય પર કાબુ મેળવી લીધો. હંસાનાં માણસોમાંથી એકે ઉત્તર આપ્યો:

"અમે ખેડુત નથી તો કોણ છીએ ?"

"એ તમે જાણો. પણ હું તમારી રીતભાતથી એટલું તો કહી શકું છું કે તમે ખેડુત નથી. આ જંગલનો હું રાજા છું. આખું જંગલ મારી રાડથી થથરે છે, ત્યાં તમારા જેવા ખેડુત નિડરતાથી જંગલમાં પડાવ નાખે, તેજ કહી આપે છે કે, તમે કોઇ ભેદુ છો."

હંસા બોલી: "એમ હોય તો પણ શું થયું ?"

"શું થયું ? થયું બીજું કશું નથી. તમોને તમારા આ કાર્યની સજા ભોગવવી પડશે."

"સજા કોણ આપશે ?"

"આ તમારી સામે બેઠો તે વીર જાલીમસિંહ." આટલું બોલી ફરી જાલીમસિંહે પોતાની મુછ પર હાથ નાખ્યો, અને મગરૂરીથી હંસા

તરફ જોવા લાગ્યો. હંસા જાલીમસિંહથી ડરે એવી ક્યાં હતી? એ તો એટલાજ માટે આવી હતી કે જાલીમસિંહને દંડ આપે. આથી પોતે એટલીજ મગરૂરીથી જવાબ આપતાં બોલી:

"વીર! તું વીર? એક લુંટારો! લુંટારામાં વીરતા હોય એ કેમ સંભવે? વીરતા હોય તે માણુસ છાનોમાનો છાપો મારતો નથી. ગરીબને ગુંગળાવતો નથી. પ્રજાજનને પીડતો નથી, પણ વીરતાહીન પશુ જેવો હોય તેનેજ એનું ભાન રહેતું નથી."

જાલીમસિંહને હંસાના એકેએક શબ્દ તીરથી પણ વધારે તેજ લાગ્યા. બીજા લુંટારા પણ આ શબ્દોથી બહુજ ઉગ્ર થયા. જાલીમસિંહ કહેવા લાગ્યો:

"બાળકી, મરવાજ આવી લાગે છે."

"મરવા આવી હોય તેજ મારી શકે છે. મરવાનો જેને ડર હોય તેનાથી કાંઇ થતું નથી, જે માણુસ મૃત્યુભયને મૂકી દે છે તેનોજ વિજય થાય છે. હું પણ મૃત્યુ સાથે રમવા આવી છું. કાળ સાથે ખેલ કરવાની મારી મરજી છે."

"તું તારા શરીર સામું જો. આ કોમળાતા કાળને લાયક નથી."

"તું તારા આચરણ સામું જો. આ દેહ દુષ્ટ કાર્ય માટે નથી મળ્યો."

"તું આ ઉપદેશ કોને કરે છે?"

"એક લુંટારાના સરદારને, વીરતાહીન નમાલાને. જે માણુસ વીર છે તેને ઉપદેશ કરવાનું હોતુંજ નથી. નમાલાનેજ ઉપદેશ કરવો પડે છે, પરંતુ એ ઉપદેશ પણ એળે જાય છે. ઉપદેશની અસર તારા જેવાને થાય એ સંભવિત નથી."

"તું મારી ભલાઇનો ગેરલાભ લે છે. હું હજી સુધી મારી મર્યાદામાં છું. તું મર્યાદા મૂકતી જાય છે."

"મેં મર્યાદા મૂકી છે એમ હોય તો પણ શું ખોટું કર્યું છે? અને તેં મર્યાદા રાખી હોય એમાં મહત્વ શું હતું? તેં મર્યાદા લોકને મારવા રાખી છે. મર્યાદા લોકને લુંટતાં ક્યાં મૂકી હતી?

"તારા પ્રશ્નનો ઉત્તર તલ્વારથીજ મળશે. તું તલ્વારથીજ જવાબ આપવાને લાયક છે."

હંસા પણ સિંહણ માફક રાડ પાડીને બોલી: "તલ્વારનો ડર? તલ્વારનો ડર કોઇ બળ વગરનાબા યલાને બતાવજે. હું તો સિંહણ છું."

જાલીમસિંહે જવાબ ન આપ્યો. તરતજ ઉભો થયો અને પોતાના સાથીદારોને આજ્ઞા કરી કે, આ બધા ખેડુતના પોશાકમાં સજ્જ થયેલાને રહેંસી નાખવા. જાલીમસિંહની આજ્ઞા થતાં માણસોની તલ્વાર નીકળી અને હંસાના સરદારોપર ઝઝુમવા લાગી. હંસા હથિયાર વિનાની હતી, એ અત્યારે શું કરે? તે પોતાની કટાર કાઢે અથવા પોતાનાં સરદારો પોતાનાં હથિયાર સંભાળે ત્યાં તો જાલીમસિંહનાં માણસોએ પોતાનું કામ કરવાની શરૂઆત કરી. એકાદ બે માણસો તલ્વારના ભોગ થય ત્યાં તો બીજા સરદારો તૈયાર થઇ ગયા અને તેજ સ્થળે એક લડાઇનો મોરચો મંડાઈ ગયો.

---

## પ્રકરણ ૨૪ મું.

## કાયર અને મૂર્ખ

હંસાવલીના સરદારો ઉલટથી લડતા હતા. એવોજ દેખાવ જાલીમસિંહનાં માણસોનો પણ હતો. બેઉ તરફથી વાર બરાબર થતા. બંને તરફની લડાઇ વીરતાથી થતી હતી. હંસાનાં માણસો હણાતાં ગયાં.

હંસાની હાર થતી ગઇ. લુંટારા વધારે હતા. વળી તેઓ લડવામાં પણ કાંઇક અંશે કેળવાયેલા હતા. ઉપરાંત તેઓ પ્રપંચથી લડતા. ઘડી વારમાં નાસવાનું બહાનું કરી નાસી જતા. હંસાનાં માણુસો પાછળ પડતાં. ઝાડીમાં ભરાતાં. અચાનક હુમલો આવતો અને હંસાનાં માણુસો ફસાઇ જતાં. આમ બે કલાક ગયા. બે કલાકમાં મામલો ચટ થઇ ગયો. જાલીમસિંહનાં માણુસોએ વિજયધ્વજ ફરકાવ્યો. હંસા આ બધું જોતી હતી. ઘણી વખતે તે કટારથી લુંટારા પર પડતી. કોઇને મારતી, ઠાર કરતી, છતાં હંસાના માણુસોને લડાઇમાં જશ ન મળ્યો. તેઓ જાલીમસિંહને પકડી શકયાં નહિ. કાળના દૂતે આવી હંસાનાં માણુસોને પકડી લીધાં. હંસા નિરાધાર થઇ ગઇ.

સિંહણુ નિરાધાર થાય તેથી શું? સિંહણુને કોઇનો ડર હોય છે? હંસા સિંહણુ હતી. એના મનમાં ડર કે સંકોચને સ્થાન ન હતું. જ્યારે પોતે જોયું કે હવે મારો આધાર કોઇ નથી, ત્યારે તે પોતેજ વિકાળ બની, જાલીમસિંહની સામે આવી અને બોલી:

"સરદાર, હવે શી ઇચ્છા છે?"

"મારી ઇચ્છા હતી તે મેં પૂરી કરી." હંસાએ દાંત પીસ્યા, હોઠને દાંતમાં દબાવ્યા અને કહેવા લાગી:

"બસ ઇચ્છા પૂરી થઇ ગઇ?"

"એક ઇચ્છા પૂરી થઈ ગઇ, બીજી હજી બાકી છે."

"જરૂર હોવી જોઇએ; મને પણુ એક ઇચ્છા છે."

"હું પૂરી કરીશ."

"ખરૂં કહો છો?"

"હા. તમારી શી ઇચ્છા છે?"

"જુઓ તલ્વાર સામું."

"શું જોઉં?"

"મારી ઇચ્છા તલ્વારની ધાર પર બરાબર દેખ શે."

"તલ્વારની ધાર? તમો તલ્વારની ધાર કોને બતાવો છો? મને?"

જાલીમસિંહ હંસાનાં એ માર્મિક વચનો સમજી ન શક્યો. હંસા તલ્વારમાં કુશળ હતી એ જાલીમસિંહથી અજાણ્યું હતું, પછી તે સમજી શું શકે કે હંસા શું કહે છે. આથી પોતે બોલ્યો:

"તું એક નાદાન સ્ત્રી છે. તને તલ્વાર બતાવવી એમાં શી મોટી વાત છે? એમાં શું મારૂં ગૌરવ છે?"

"કેમ આટલીજ વારમાં ફરી જાવ છો? હમણાં કહો છો કે, મારી ઇચ્છા તલ્વારની ધાર બતાવશે; અને હમણાં પાછા તલ્વાર બતાવતાં ગૌરવ ઝાંખું પડે છે; આમ બોલવાનો અર્થ શો?"

"તું સ્ત્રી છે!"

"તલ્વાર મારી સખી છે." હંસા જરા ઉત્સુકતાથી બોલી: "જેમ હું સ્ત્રી છું તેમ તલ્વાર પણ સ્ત્રી છે. સ્ત્રીને સ્ત્રી બતાવતાં અચકાવ છો શા માટે?"

"અચકાતો નથી."

"ત્યારે?"

"તલ્વાર મારી સ્ત્રી છે અને એની સખીને..." હંસાએ જાલીમસિંહને શબ્દો પૂરા કરવા ન દીધા. તરતજ એના શબ્દોને હવામાં ઉડાવી પોતે બોલી:

"એની સખીને તમે તમારી કરવા માગો છો?"

"હા."

"ભૂલો છો."

"કેમ?"

"તમે વીર નથી, લુંટારા છો. લુંટારામાં પણ લુંટારાનો ધર્મ તમો જાણતા નથી. વીરના નામને તો કલંક લગાડયું; લુંટારાના નામને પણ લજવી રહ્યા છો."

જાલીમસિંહ હંસાનાં વચનો સાંભળતાં વીફરીને બોલ્યો: "હું વીર નથી:"

"લુંટારો અને તે વીર!"

"લુંટારા થવું તે શું સહેલી વાત છે?"

"નહિજ. લુંટારા થવું મુશ્કેલ છે અને તમારો વાણીવિનોદ એ વાતનો અનુભવ કરાવે છે કે તમે લુંટારા પણ નથી."

"તે કેવી રીતે?"

"લુંટારાનો ધર્મ લજવી રહ્યા છો એવી રીતે."

"એ વાતને ખુલાસાથી સમજાવો, નહિ તો પ્રાણ બચવાના નથી."

"તમારો ધર્મ મારે તમોને બતાવવો એ શું બતાવે છે? એજ કે તમે જીવનને કલંકિત કરી રહ્યા છો."

"મારી તલ્વાર સામુ જો."

"જોઇ ચુકી છું. એ તમારી સ્ત્રી છે ના?"

"હા. અને તને પણ બનાવીશ."

"મૂર્ખ લાગો છો! તલ્વાર સ્ત્રી નથી. પણ રજપૂતોની દેવી છે, લુંટારાઓની ભવાની છે, માતા છે. તમો તમારી માતાને પોતાની સ્ત્રી બનાવવા નીકળ્યા છો! શરમ નથી આવતી! હું તલ્વારની પ્રાણસખી છું. તમારી માતા તુલ્ય છુ. મને તમારી માતા માનો. માતા માની મારા પગમાં પડો."

"તારા પગમાં લોખંડની બેડીઓ પડશે."

"ધન્ય છે. તમે મારા પુત્ર સમાન છો. પુત્ર માતાના પગમાં બેડીઓ નહિ નાખે તો બીજું કોણ નાખશે? તમારે બેડીઓજ નાખવી છે? લ્યો આ મારા પગ તૈયાર છે."-આમ બોલી હંસા આગળ આવી. ગરદન નીચી કરી અને જાલીમસિંહની સામે ઉભી રહી. છતાં તેની નજર કોઇ બીજેજ સ્થળે હતી. હંસાને આવી રીતે ઉભેલી જોઇ જાલીમસિંહે એક છલંગ મારી. હંસાનો હાથ પકડવા માંડયો. તેજ વખતે હંસાએ જાલીમસિંહને પોતાના દાવમાં ચૂકાવ્યો, એની કમર પર હાથ નાખી તલ્વાર ખેંચી લીધી અને જાલીમસિંહ ઉપર નજર ઠેરવી પોતે બોલી:

"વીરત્વહીન! જો તારી સ્ત્રી તારૂંજ લોહી પીવા તૈયાર થઇ છે. સંભાળ?" હંસાના હાથથી તલ્વાર હેઠી ન ઢળે એટલામાં જાલીમસિંહનાં માણુસો હંસા પર તુટ્યાં. હંસાને હણુવાને હામ ભીડી. હંસા આ દેખાવથી ડરી નહિ. સિંહણુની માફક ગર્જના કરી ધસી. અને લુંટારાઓના દળને પોતાનો હાથ દેખાડવા લાગી. લુંટારા હંસાનો હાથ ન જીરવી શકતા. એનો ઘા ખાલી ન જતો. હંસાના હાથે કોઇને કોઇ ઘાયલ થતો. આ બધી કુશળતા હંસાએ કયાં મેળવી હતી એ કહેવાની કાંઇ જરૂર નથી. હંસાની તલ્વાર પર આવી કુશળતા જોઇ લુંટારા કાયર થવા લાગ્યા. પણુ હંસા જેવી સ્ત્રીથી હાર ખાવી એ કેવી નામોશી ગણાય; એ વિચાર આવતાં બધા એકત્ર બળથી હંસા પર તૂટી પડયા. હંસા પણુ હવે જખમી થઇ. સામાવાળાના ઘા ઝીલવાની શક્તિ એનામાં ન રહી. પોતે હતાશ થઇ ગઈ, લુંટારાઓએ તેને પકડી લીધી અને પોતાના છુપા સ્થાને તેને લાવીને મૂકી. આ વિજયથી બાકીનાં માણુસો ફુલાવા લાગ્યાં. શા માટે ન ફુલાય? એક સ્ત્રીને પોતે કેદ કરી હતી. સ્ત્રીને કેદ કરી તે શું ફુલાવા જેવું ન હતું? જરૂર હતું. જાલીમસિંહને જોઈતું હતું તે મળ્યું. હંસા હતાશ થવાથી પોતે વધારે વિહ્વળ થયો અને હવે તેની પાસે આવીને ફરી પ્રેમયાચના કરવાની તેને લાગણી થઇ.

જાલીમસિંહને કયાં ખબર હતી કે હંસા એના નાના ભાઈની ભાવિ ગૃહલક્ષ્મી છે, હંસા નાગભાને ખરા અંતઃકરણુથી વરી ચૂકી છે, નાના ભાઇની સ્ત્રી હોવાથી તે પોતાની પુત્રી સમાન છે. અંધ માણુસને કાંઇ સુઝતું નથી. અંધ માણુસને માત્ર આંખેજ સુઝતું નથી, પણુ કામાંધ માણુસની તો બુદ્ધિજ બહેર મારી જાય છે, આત્માની શક્તિ ગુમ થાય છે, આંખો સામે અંધકાર છવાય છે અને વિષયની જાળ એવી રીતે ફસાવે છે કે, છેવટે નરકાલય તરફ ઘસડાવું પડે છે. એજ દશા હમણું જાલીમસિંહની હતી.

એક એ વાત પણુ ખરી છે. જયાં સુધી રાજા પોતાની રૈયત પર નજર કરતો નથી ત્યાં સુધી રાજ આબાદ રહે છે. જે સ્થળે રાજાની દૃષ્ટિ

બદલાય છે ત્યાં રાજનો નાશ થાય છે. રાવણનું પણ એમજ થયું છે. રાવણની આ દશાનું કારણ સીતાજી. દુર્યોધનની સત્યાનાશીનું કારણ દ્રૌપદી. એવા તો ઘણા દાખલા છે. જ્યાં રાજા મોહાસક્ત થયો, પરસ્ત્રી તરફ દોરાયો, ત્યાં પરિણામે પાયમાલી.

લુંટારાને એજ વાત લાગુ પડે છે. અને હજી પણ એજ વાત નિર્વિવાદ મનાય છે કે જે લુંટારા હોય છે તે સ્ત્રીઓને પીડતા નથી. સ્ત્રીના સામું જોતા નથી અને જ્યારે એની બુદ્ધિ ફરે છે ત્યારે તેનો અંત આવે છે, જલ્દી અંત આવે છે. જાલીમસિંહ માટે પણ એમજ થવાનું હોય તો કેમ કહી શકાય?

જાલીમસિંહ પોતાના વિચારોને ભેગા કરી પાછો હંસા પાસે આવ્યો. હંસા નિસાસા નાખતી હતી. પોતાનું પરાક્રમ પોતે બરાબર બતાવ્યું હતું, છતાં એકલી અને આધાર વગરની એ ફાવી નહિ.

જાલીમસિંહ આવ્યો; હંસાની આંખો દાવાનળ થઇ, મોઢાનો ભાવ બદલાઇ ગયો. વાળ વિખરાએલા તો હતાજ. આથી હંસાનું સ્વરૂપ સાક્ષાત્ ક્રોધ ભક્ષણ કરનારી મહાચંડિકા હોય એવું લાગતું હતું. જાલીમસિંહ આ દ્રશ્ય જોતાં જરા ડર્યો, પગ પાછા હઠયા. પણ મનના મોહ આગળ પગનું કશું ન ચાલ્યું. એ આગળ આવ્યો અને બોલ્યો:

"હું આ વનનો વનરાજ છું."

હંસા સમજી ગઇ. તરતજ ઉત્તર આપ્યો: "શિયાળવું ભલે પોતાના મનમાં ફુલાય તેથી શું તે વનરાજ થવાનો હતો?"

જાલીમસિંહ ઉત્તર આપવાને બદલે વિચાર કરવા લાગ્યો: 'આ સ્ત્રી હશે કોણ? આમ જંગલમાં શા માટે આવી હશે? એની આ વાતની તો બાતમીજ નથી મળી. કે હંસા પોતે સામે શા માટે આવી છે?' આથી તે પુછવા લાગ્યો:

"તું કોણ છે?"

"સ્ત્રી છું. તલ્વાર જેવી."

"એને હું મારા મ્યાનમાં રાખીશ."

"તું મૂર્ખ છે."

"તેં મને બીજી વખત મૂર્ખ કહ્યો?"

"જેટલી વખત તું મૂર્ખાઇ બતાવશે, તેટલી વખત મારે તને મૂર્ખ કહેવોજ પડશે. તું મૂર્ખાઇ બતાવે અને હું શું તને બુધ્ધિશાળી કહું?"

"મેં મૂર્ખાઇ બતાવી? શું મૂર્ખાઇ બતાવી?"

"તેં ન કહ્યું કે, હું તને મ્યાનમાં રાખીશ?"

"કહ્યું."

"તો મૂર્ખ સ્ત્રી મ્યાનમાં રહેતી હશે? એને રાખવા માટે તો હૃદય જોઇએ. હૃદય વગરના તને હું મૂર્ખ નહિ તો બીજુ શું કહું? પહેલાં તલ્વારને સ્ત્રી કહી મૂર્ખાઇ બતાવી; હવે મને મ્યાનમાં રાખવાનું કહી મૂર્ખાઇ બતાવે છે. તેં બન્ને વખત મૂર્ખાઇ બતાવી છે; મેં બન્ને વખત તને મૂર્ખ કહ્યો છે."

જાલીમસિંહની પાસે હંસાના શબ્દોનો ઉત્તરજ ક્યાં હતો. એ તો પોતાના સ્વાર્થમાં લુબ્ધ હતો, આથી પોતે બોલ્યો:

"વીરનારી, તું બહુજ બુધ્ધિશાળી છે."

"હંસા હસતાં હસતાં બોલી:

"કાયર પુરૂષ, તું મહામૂર્ખ છે."

"જો વળી?"

"હજી તો હજાર વખત મારે તને મૂર્ખ કહેવાનો છે. તું મને વીરનારી કહે છે. કેમ નહિ?"

"શું તને વીરનારી કહેવી એ પણ મૂર્ખાઇ છે?"

"મૂર્ખાઇ અને કાયરપણું બન્ને."

"તે કેવી રીતે?"

"તું જાણે છે તો ખરો કે, હું વીરનારી છું."

"હા."

"પછી મારા પર મરવું એ મૂર્ખાઇ નથી? વીરનારી કદિ શરણે આવતી હશે? કાયર થઇ વીરનારીની ઇચ્છા કરવી એ શું મૂર્ખાઇ નથી?"

"તારા શબ્દો મારા માટે મૃત્યુનું કામ કરશે."

"મૂર્ખથી બીજું શું થવાનું છે. પણ એટલી વાત નક્કી છે કે, મૂર્ખને મારતાં પણ આવડતું નથી; તો મરતાં તો ક્યાંથીજ આવડે?"

"તલ્વાર સામું જો. હમણાંજ ઠાર થઇશ."

"મને ઠાર કરીને શું કરશો?"

"એજ નથી સમજાતું તો?"

"તમે મૂર્ખ નથી?"

જાલીમસિંહ વળી ચોંક્યો. હંસા ધીરે ધીરે બોલી: "જે કાર્ય કરવામાં સાર શો છે એ તમે સમતા નથી, પછી એ કાર્ય કરવા તત્પર કાં થયા છો? શું સમજ્યા વગર કાર્ય કરવું એનું નામ ડહાપણ છે? તમેજ કહો, તમે મૂર્ખ છો કે નહિ?"

"તારે મારી માગણી મંજુર કરવી છે કે નહિ?"

"કરવી છે."

જાલીમસિંહનાં મનમાં ક્ષણિક હર્ષ થયો, હંસાની કબુલાતે તેને આનંદમાં નાખ્યો. હંસાએ જે વાત કરી હતી તે હજી પડદામાં હતી. એથી જાલીમસિંહને આનંદ થાય એ સ્વાભાવિક હતું. થોડી પળ પછી હંસા બોલી:

"હું તમારી માગણી મંજુર કરૂં, પણ એક રીતે?"

"તે રીત કઇ?"

"મારી રીતમાં બે માગણી છે."

"બે નહિ, તારી બાર માગણી કબુલ કરવા હું તૈયાર છું." હંસાને ફરી મન થયું કે પોતે કહી દે કે 'તમે મૂર્ખ છો. મારી એક

માગણીની પણ કબુલાત અપાય તેમ નથી; ત્યાં બાર માટે વાત કરવી એ મૂર્ખતા છે.' પણ આ વખતે હંસાએ વાત ખુલ્લી ન કરી અને કહ્યું:

"મારે બાર માગણી કરવાની ઇચ્છા નથી; બે માગણી કરવી છે. કહો કરૂં?"

"ખુશીથી."

"ફરી તો નહિ જાવ."

"અરે મારો દિવસ ફર્યો છે કે હું ફરી જાઉં?"

"મને તો એમજ લાગે છે કે દિવસ ફર્યો છે. વારૂં, મારે તમારા દિવસ કે રાત સાથે કશી લેવા દેવા નથી. સાંભળો મારી બે માગણી."

જાલીમસિંહ આતુર હૃદયથી હંસાની માગણી સાંભળવા તૈયાર થયો. હંસાએ કહ્યું: "પહેલાં તમે કબુલ કરો કે હું મૂર્ખ છું, પછી અને તમે મારી સાથે અખાડામાં લડવા ઉતરો. જો મને હરાવો તો......"

જાલીમસિંહ આ વાત સાંભળતાં ધાગા ધાગા થઈ ગયો.

હંસા ડરી નહિ અને કહેવા લાગી: "કહો, છો કબુલ?" જાલીમસિંહને હંસાના શબ્દો તીરથી વધારે તીક્ષ્ણ લાગતા હતા. તે બોલ્યો: "તારી આ બે માગણીમાંથી એક પણ હું સ્વીકારી શકું તેમ નથી"

વાંચક, તુંજ કહે. હવે હંસા જો જાલીમસિંહને મૂર્ખ ન કહે તો બીજું શું કહે? બે માગણી કબુલ કરી શકાતી નથી, અને બાર માટે વચન આપવા નીકળ્યો. તો એવા જાલીમસિંહને વાંચક, તું શું કહે? મૂર્ખ કહે કે નહિ?

જાલીમસિંહના શબ્દો સાંભળી હંસા બોલી ઉઠી:

"સરદાર, હવે બસ કરો. તમારૂં બોલવું એ વાત નિશ્ચિત કરે છે કે તમો કાયર પણ છો અને મૂર્ખ પણ છો. કાયર એટલા માટે કે મારી સાથે લડવાને કબુલ થઇ શકતા નથી; અને મુર્ખ તો હું તમને અનેક વખત બનાવી ચુકી છું. તમે મને વીરનારી કહી છે. વીરનારી મૂર્ખને વરતી હશે? કાયરને પોતાનો કંથ કબુલ કરી શકતી હશે?"



હંસા ડરી નહિં અને કહેવા લાગી, " કહો ! છો કબૂલ ?" પૃષ્ઠ ૨૨૪

"તું કબુલ નહિ કરે તો આ તલ્વાર કેવી છે?"

"એ જ તલ્વાર તમે મૂર્ખ છો એમ સાબીત કરી બતાવે છે. શા માટે તલ્વારનું નામ લઇ મૂર્ખ થાવ છો? તમે કાયર છો. કાયર તલ્વારની વાત ન કરી શકે, અને કરે તો તે મૂર્ખ ગણાય. તમે કાયર પણ છો ને મૂર્ખ પણ છો."

જાલીમસિંહથી હંસાનાં આ વચન સહન ન થયાં. તેણે તરતજ તલ્વાર હંસાના મસ્તક પર ઉગામી. હંસા ખડખડાટ હસવા લાગી. હંસાના હસવાથી જાલીમસિંહને શંકા થઇ કે, હું આ મૂર્ખાઇ તો નથી કરતો? એથી તે પુછવા લાગ્યો:

"તું શા માટે હસે છે?"

"તમારી વીરતા માટે, તમારી બુધ્ધિ માટે!" જાલીમસિંહ કાળો શાહી માફક થઇ ગયો.

હંસા કહેવા લાગી: 'તમારે વીરતા જ બતાવવી હોય, વીરહાક જ કરવી હોય તો લાવોને એક તલ્વાર મારા હાથમાં. પણ નહિ, હવે તમારી સાથે લડવું કે તમને હરાવવા એ મારા માટે કલંકભર્યું છે."

જાલીમસિંહને આ વાત હાડોહાડ લાગી. હંસા એની કાંઇ પણ દરકાર કર્યા વગર આગળ બોલી:

"તમે કાયર છો. કાયર સાથે એક વીરનારી લડે? વીરનારી લડે તો એને લાંછન લાગે નહિ? માટે, ભલે મારા પર તમે વાર કરો; હું મરવાને રાજી છું. શોક માત્ર એટલોજ થાય છે કે, ઇશ્વરે કાયરના હાથે મારો ઘાત કરાવ્યો. મને બળાપો થાય છે કે, ઘા કરનારો મળ્યો પણ તે મૂર્ખ મળ્યો. ઠીક કાંઇ નહિ; ચાલો, તમે તમારૂં કામ પૂરૂં કરો."

હંસાના શબ્દો પુરા થાય ત્યાં તો બાજુમાંથી ઘોડાના ડાબલાનો અવાજ આવ્યો. જાલીમસિંહ અને તેના સાથવાળા ચમક્યા; જુએ છે તો નાગભા પોતાના ફરદારો સાથે ત્યાં આવીને ઉભો રહેલો દેખાયો.

## પ્રકરણ ૨૫ મું.

—:૦:—

### લુંટારાની ઇચ્છા.

જાલીમસિંહ હંસા પર ક્રોધાયમાન નેત્રોથી જોતો હતો. એનો હાથ તલ્વાર પર હતો. તલ્વાર મ્યાનમાંથી પલકારા કરતી હતી. હંસા અડગ ઉભી હતી. મુખ પર સિંહણના ભાવો હતા. એ સિંહણનો શિકાર કરવા કાયર ફાંફાં મારતો હતો. એટલામાં નાગભા ત્યાં આવીને ઉભા રહ્યો. જાલીમસિંહ ચમક્યો, સામે નજર કરી અને બોલ્યો:

"કોણ છે તું ?"

નાગભાએ આ સ્થળે રમાતી રમત જોઇ હતી. રમત જોતાં આંખમાં જુદીજ અસર થઇ હતી, તે છતાં પોતે મન મારીને બોલ્યો:

"હું કોણ છું? કાળનું નામ સાંભળ્યું છે? લોકો જેને કાળ કહે છે તે હું છું."

નાગભાના શબ્દો સાંભળતાં જાલીમસિંહને શંકા થઇ, પણ નાગભાને પોતે બરાબર ઓળખી શક્યો નહિ; તેથી તેણે ઉત્તર આપ્યો: "ઇશ્વરે બધાને માથે કાળ નિર્માણ કર્યો છે. તારા માથા પર પણ કાળ ભમે છે. તું નથી બોલતો; કાળ બોલે છે."

"એ તો મેં પ્રથમ જ કહ્યું કે હું કાળ છું."

"તું કાળ નથી, કાળના હાથમાં આવ્યો છે."

નાગભાએ તરતજ તલ્વાર ખેંચી અને કહ્યું: "આવો મારી સામે તમોને કાળનાં દર્શન કરાવું !"

જાલીમસિંહને હવે ખબર પડી કે અવાજ પરિચિત છે. જરા વધારે વિચાર કરતાં તે નાગભાને ઓળખી ગયો; અને ઓળખાણ પડતાં તે ગર્જીને બોલ્યો:

"કોણ નાગભા?"

"નાગભાનું બીજું નામ કાળ છે."

"હોવુંજ જોઇએ. મેં તને બાળપણમાં ખોળામાં રમાડયો છે, મમતાથી મોટો કર્યો છે, એ મારી સામે કાળ થઇને નહિ આવે તો બીજો કોણ આવશે?"

નાગભાને આ શબ્દોથી હાડોહાડ લાગી ગઇ. પોતાના પર કેવાં દુ:ખ નાંખવામાં આવ્યાં હતાં, બાળપણમાં કેવાં મેણાં મારી ઘરમાંથી કાઢવામાં આવ્યો હતો; એ બધું નાગભાની દ્રષ્ટિ સમક્ષ આવીને ઉભું રહ્યું; છતાં આ વાતને વીસારીને તે બોલ્યો:

"તમારા ઉપકારનો બદલો આપવા હું આવ્યો છું."

જાલીમસિંહ આશ્ચર્ય પામ્યો અને તરતજ નાગભાની તરફ ઘુરકીને કહેવા લાગ્યો:

"ઉપકારનો બદલો તલ્વારથી વળાતો હશે? તલ્વારથી બદલો અપાતો હશે, કેમ નહિ?"

"નહિ. વિચાર કરી જુઓ. તમારા હાથ પાપની કાળાશથી ભરેલા છે. અસંખ્ય માણસોનાં ગળાં પર તમે તલ્વાર ફેરવી છે, લાખો માણસોને લુંટયાં છે. એ શું પાપ નથી? તમે પાપી છો. હું તમોને પાપમાર્ગેથી પાછા વાળવા આવ્યો છું. એ મારો બદલો શું જેવોતેવો છે?"

હંસા અત્યાર સુધી અવાક્ હતી. નાગભાના છેલ્લા શબ્દો સાંભળી તે આગળ વધી નાગભાને કહેવા લાગી: "તમે શો ઉપકાર કરવા આવ્યા છો?"

નાગભા હંસાને જોઇ ચમકયો, અને બોલ્યો: "તું કોણ છે?"

"હા, હું છું. હું તમને પુછું છું કે તમે લુંટારા પર ઉપકાર કરવા આવ્યા છો?" નાગભાએ કાંઇ ઉત્તર ન આપ્યો. હંસા બોલી: "કહો, જવાબ આપો, શું તમો એટલાજ માટે આવ્યો છો? તમે લુંટારાને પકડવા નથી આવ્યા? પોતાના સ્વાર્થને આમ છુપો રાખી અસત્ય કેમ બોલો છો?"

નાગભાએ ઉત્તર આપ્યો: "હું અસત્ય નથી બોલતો."

"આ તો અસત્યની હદ થાય છે, અસત્યની અવધિ થાય છે. તમે શા માટે આવ્યા છો તે હું જાણું છું, તમે હમણાં શું બોલ્યા તે પણ જાણું છું. અને એ બધી અસત્ય વાતો હોવા છતાં તમે કહો છો કે, 'હું અસત્ય બોલતો નથી!' ત્યારે એ શું કહેવાય?"

"બાળા, આ મારો ભાઈ છે."

જાલીમસિંહ ગર્જ્યો: "ખબરદાર! તેં મને ભાઇ કહ્યો છે તો; તારો ભાઇ થવાને હું લાયક નથી."

"અસ્તુ. એમ છે? તમે મારા ભાઇ થવાને લાયક નથી, એ હું જાણું છું. પણ ડાંગે માર્યાં પાણી જુદાં થતાં નથી. તમે લાયક હો યા નાહ, પણ મારી એમાં જ લાયકાત છે કે હું તમોને મારા ભાઇ ગણું?"

"ભાઇ ગણીને તલ્વાર બતાવે, એમજ ને?"

હંસાએ આ વાતને તોડી નાખી. પોતે વચમાં ઓરાણી અને કહેવા લાગી: "સરદાર, તમે શું કરવા આવ્યા છો એ તો બતાવો? લુંટારાને પકડવા કે ઉપકાર કરવા? તમારા બોલવાનો ભાવ મારા સમજવામાં નથી આવતો."

નાગભાએ ખુલાસો કરવો શરૂ કર્યો:

"આ લુંટારો મારો ભાઇ છે. હું એને પકડવા આવ્યો છું, એ વાત ખરી; પણ તે સાથે લુંટારાનો ધંધો છોડાવવાની પણ મારી ઇચ્છા છે. મારી માત્ર એકજ ઇચ્છા નથી."

હંસા હસી અને બોલી: "એવી તો તમારી ઘણી ઇચ્છા છે."

"ઘણી ઇચ્છા? ઘણી ઇચ્છા, બીજી કઇ?"

"બીજી ઘણી ઇચ્છામાં પહેલી એ કે તમે લુંટારાને પકડી લઇ જાવ, વીરમદેવના મનની અભિલાષા પૂરી કરો, એને રાજકુંવરી સાથે પરણાવો!"

"હા, તે મારી અભિલાષા છે?"

હંસા બળતાં બળતાં બોલી: "ઇશ્વર તમારી એ અભિલાષા પૂરી કરે." જાલીમસિંહ આ વાત સાંભળતાં બોલ્યો:

"ચંડાળ! આ તારો ઉપકાર? આ તારા તરફનો બદલો? તું મને પકડીને રાજકુંવરી બીજાના હાથમાં આપવા માંગે છે? આ શું કહે-

વાય? શું તું દલાલ છે? સ્ત્રીઓનો દલાલ છે?"

નાગભાના પગની ઝાળ માથા પર ગઈ. તે બોલ્યો: "તલ્વાર સામું જો. શરણે થા, નહિ તો મૃત્યુ માથા પર છે, એ યાદ રાખજે!"

"મારું મૃત્યુ? અને તે આ નાનું જેવું છોકરૂં લાવશે કે જે મારા હાથમાં રમીને મોટું થયું છે?"

"હું મોઢાથી જવાબ નહિ આપું; તલ્વારથી આપીશ."

જાલીમસિંહ હસવા લાગ્યો. તે હસતાં હસતાં બોલ્યો:

"તારે લડવુંજ છે?"

"મારું નહિ માને તો અવશ્ય લડીશ."

"લડવા પહેલાં એક વાત માને તો?"

"શી વાત માનું?"

"તું મને પકડી લઈ જઈ વીરમદેવના મનોભાવ પૂરા કરવા માંગે છે ને?"

"હા! હા!"

"તો પછી મારાજ મનોભાવ પુરા કર ને? તું મારા મનોભાવ પૂરા કર, હું તારા હાથમાં કેદ થવા તૈયાર છું."

"તારા મનોભાવ શા છે?"

"જે મનોભાવ વીરમદેવના છે તે!"

"બસ, એક વાક્ય પણ આગળ બોલશે તો જીભ ખેંચાઈ જશે."

"નાગભા, બોલવું અને કરી બતાવવું એ બેઉ જુદા વિષય છે."

"મને બેઉ વિષયનું જ્ઞાન છે. બોલી પણ જાણું છું અને બોલેલું કરી પણ જાણું છું!"

હંસા તો આ વાતથી દંગજ થઈ ગઈ. પોતે એક હતી, ચાહનાર એકથી વિશેષ હતા. જાલીમસિંહના મનમાં પણ પોતે ઘર કરી ગઈ છે એમ જાણી તેને મહા વ્યથા થઈ. જાલીમસિંહ નાગભાને કહેવા લાગ્યો:

"નાગભા, હું કોણ છું?"

"ગણું તો મારો ભાઇ!"

"અને વીરમદેવ?"

હંસાએ તરતજ ઉત્તર આપ્યો: "વીરમદેવ એમના સાળા થાય."

જાલીમસિંહ તુચ્છકારતું મલકયો અને બોલ્યો:

"ઠીક, ઠીક, એ તો સંસારનો વહેવાર છે. માણસ ભાઇ કરતાં સાળા તરફ વધારે દોડે છે. સાળો એટલે જાણે સાચો સગો; અને ભાઇ એટલે ભિખારી. પણ નાગભા, એ રીત સારી નથી. સાળાના મોઢામાં ધુળ નાંખ. મારી સામું જો. મારી વાત માન. તું હંસાને મારી સાથે પરણાવી આપવાની કબુલાત આપતો હોય તો, હું હમણાંજ તારે શરણે થાઉં. બોલ, મારી વાત માન્ય કરે છે કે?"

"તારી વાત માનવા માટે મારે તલવારને વિનવવી પડશે."

"હું તારો ભાઇ નથી?"

"મૂર્ખ છે!"

હંસા આ વાત સાંભળતાં કહેવા લાગી: "એ તો હજાર વાર મૂર્ખ છે. પુછી જુઓ, મારી સાથે વાત કરતાં કેટલી વાર મૂર્ખ બન્યા છે તે."

નાગભાએ હંસા તરફ લક્ષ ન આપ્યું અને જાલીમસિંહને ઉદ્દેશીને બોલ્યો:

"શરમાતો નથી? ઘરમાં એક સ્ત્રી છે. એક સ્ત્રી હોવા છતાં આવી મૂર્ખાઇ કરે છે? અને તે પણ નાના ભાઇ સામે, નાનાભાઇની મદદથી વિચાર કર, જરા વિચાર કર."

હંસા તરતજ ટહુકી: "મૂર્ખને વિચાર આવતો હશે? હમણાં એ મારા પર મરતા હતા."

આ શબ્દ નાગભાને એવા તો તીક્ષ્ણ લાગ્યા કે, તરતજ તે જાલીમસિંહ ઉપર કુદ્યો અને બોલ્યો:

"ચંડાળ, તું આ બાળકી પર કુદ્રષ્ટિ કરે છે? જાણે છે કે એ કોણ છે?"

જાલીમસિંહ થરથર્યો અને બોલ્યો: "કોણ છે?"

"મારી અર્ધાંગના. નાના ભાઇની સ્ત્રી પર મોહ પામતાં લજ્જા નથી આવતી? સંકોચ નથી થતો?"

"ઓહો ! એ તારી સ્ત્રી છે? તમે સ્ત્રી ને પુરૂષ મળી મને પકડવા આવ્યાં છો? ઠીક, ઠીક, સમજ્યો."

જાલીમસિંહના મનમાં એવો સંદેહ થયો કે, નાગભાએજ ખેડુતના વેશમાં પોતાની સ્ત્રી અને બીજાં માણસોને મોકલ્યાં હતાં. ખરી વાત એના સમજવામાં ન આવી. નાગભાએ પણ એ વાત ખુલ્લી ન કરી કે, 'આ ખેડુતની બાળકી એ મારી સ્ત્રી છે. વીરમદેવની બેન તો રાજમહેલમાં છે.' એ વાત કરવાથી અનર્થ થવા અથવા વાત વધવાનો સંભવ હતો, આથી તેણે વાતને લંબાવી નહિ. હંસાને પણ જે જોઇતું હતું તે મળી ગયું. પોતે કોણ હતી એ ભેદ કળાવા ન પામ્યો, અને વાત બીજી તરફ વળી ગઇ. નાગભા જાલીમસિંહને કહેવા લાગ્યો:

"હવે શી ઇચ્છા છે?"

જાલીમસિંહ બોલ્યો: "મારી ઇચ્છા પુછવા પહેલાં તારી યુવાની સામુ જો. મારા હાથે તારે મરવુંજ છે?"

"મને મારનાર હજી જન્મ લેશે. ભાઇ! હું ભીરૂ નથી. મેં સિંહ-ણનું દુધ પીધું છે."

"અને મેં? મેં શું સિંહણનું દુધ નથી પીધું? શું હું સિંહણનો બાળ નથી? તારી અને મારી માતા જુદી છે?"

"નહિ, તું પણ સિંહણનો બાળ છે. છતાં સિંહણના દુધને લજાવી રહ્યો છે. કેસરી સમ ત્રાડથી આખું વન ગજાવવાની તારામાં શકિત નથી. તું વીર નથી. વીરહાક દેવાનું તારામાં ગજું નથી. તું થોડી પળ પર બોલી ગયો કે, 'મારો ભાઇ થવાને તું લાયક નથી.' લાયક નથી, છતાં તું મારો ભાઇ થયો છે તો હજી પણ લાયક થવા આ લુંટારાનો ધંધો મુકી દે, મારે શરણે આવ."

"તું મારી નજરમાં એક મગતરૂં છે. હું તારે શરણે આવું? શરણે શા માટે આવું? વીરમદેવની ઇચ્છા પુરી કરવા તું મને પકડીને વીરતા શી કરવાનો છે? મરદાઇ શી બતાવવાનો છે? તારૂં આ કામ ભીરૂતા ભરેલું નથી? તારૂં આ કામ વીરના નામને લાંછન લગાડનારૂં નથી?"

"ના! વીરમદેવ મારો રાજા છે. મેં એનું લુણ ખાધું છે. હું એની નોકરીમાં છું."

"કર્મચંડાળ! ક્ષત્રિયનો બાળક થઇ પરાધીન રહ્યો છે? માતાનું દુધ કોણ લજવે છે, તું કે હું? અરેરે! નરપશુ! તને એટલો પણ વિચાર નથી આવતો કે તું શું કરી રહ્યો છે? તારા પરાક્રમથી તું તેને રાજ-કુંવરી પરણાવશે? મહારાજા ભગવતસિંહની કુંવરી એક નિર્માલ્યના હાથમાં આપશે? એના કરતાં હું શું ખોટો છું?"

જાલીમસિંહ એ વાત ક્યાં જાણતો હતો કે હંસા બીજી કોઇ નથી પણ પોતાની પાસે ઉભી છે, તે છે. નાગભાને પણ આ વાતનું જ્ઞાન ક્યાં હતું? જો એ વાતનું જ્ઞાન હોત તો કેવું સારૂં થાત? નાગભા ભાઇના શબ્દો સાંભળતાં બોલ્યો:

"તું રાજકુંવરીને પરણવાજ માગે છે?"

"હા."

"પરણવા માંગતો હોય તો આવ મારી સામે. લે હાથમાં તલવાર અને મને હરાવ. તું મને હરાવે તો હું રાજકુંવરી તારી સાથે પરણાવવાનો બંદોબસ્ત કરીશ.

આ શબ્દોથી હંસાના હૈયામાં હોળી થઇ. નાગભા શું કરે છે તે તેનાથી સમજી ન શકાયું. કેટલાની સાથે પોતાનું નામ જોડાશે; એ શંકાથી હંસા બહુજ વિમાસણમાં પડી. નાગભાના છેલ્લા શબ્દો સાંભળી તે બોલી: "વીરનર, આ તમે શું કરો છો?"

"હું જે કરૂં છું તે ઠીક કરૂં છું."

"તમારા આ ઠીક કરવામાં કાંઈ ઠીક નથી. બુદ્ધિની બહારની બધી વાત કરી રહ્યા છો."

"કેમ? એમ કેમ?"

"હંસાકુમારીને તો વીરમદેવ સાથે પરણાવવાની છે. એ વાતમાં પણ મુંઝવણ છે. કારણ કે, વાત એમ છે કે જે લુંટારાને પકડી લાવે તેને હંસા મળે. તેના બદલામાં તમે હંસા વીરમદેવને આપવા કબુલ થયા છો, બંધાઈ ગયા છો, અને વળી આ શું? શું જાલીમસિંહ તમોને હરાવે, તો તમે હંસાને તેની સાથે પરણાવશો?"

જાલીમસિંહ બોલ્યો: "કેમ, હું માણસ નથી?"

"મૂર્ખ માણસ નથી કહેવાતો."

નાગભાએ વાતને વધારે લંબાવા ન દીધી. તેણે હંસાને કહ્યું:

"બાળા, જાલીમસિંહની શી મગદુર છે કે તે મારી તલ્વારની સામે આવીને ઉભો રહી શકે?"

"પણ કદાચ એમ બન્યું તો?"

"બનેજ નહિ."

"તમે ભૂલો છો, ભૂલ કરો છો. હંસા એક પરાઇ ચીજ છે. તેના પર તમારો કાંઇ અધિકાર નથી. અધિકાર વગરની ચીજ માટે વિવાદ કરવો એનું નામ શું કહેવાય?"

જાલીમસિંહ બોલ્યો: "મૂર્ખાઇ, પણ ગાંડી, વીરનરમાં વીરતા સાથે મૂર્ખતા પણ હોય છે."

"પણ મૂર્ખતા પર વિશ્વાસ રાખવો એ શું કહેવાય? તમે બંને વિચાર તો કરો? શું હંસા પર તમારી સત્તા ચાલે છે? હંસા તો કોણ જાણે કોને ચાહતી હશે? કોણ જાણે કોને મળશે? વીરમદેવ કોણ જાણે કયાં હવા ખાશે? તમે પણ નકામા લડી મરો છો."

નાગભા ઉશ્કેરાયો અને ઉશ્કેરાટથી બોલ્યો: "મારી તલ્વારથી હું બધું કરવાને સમર્થ છું. કોની મગદુર છે કે મારી વાતને ન માને? હું મહારાજા ભગવતસિંહને મારી વાત મનાવવા ફરજ પાડીશ."

"કેમ, ભગવતસિંહ શું વીર નથી? એના પર તમારું દબાણ ચાલશે?"

"એ વૃધ્ધ છે."

"પણ તમે કેમ ભૂલી જાવ છો, કે જુવાનના કરતાં વૃદ્ધનો અનુભવ વધારે જીવવાળો હોય છે. માટે મારૂં માનો અને નકામા પોતપોતામાં કપાઇ મરવાનું મૂકી દો."

નાગભા બોલ્યો; "નહિ, જાલીમસિંહ, આવ; મારી સામે આવ; જો તું મને હરાવશે તો હું તારી મનોવાંછના પૂરી કરીશ."

જાલીમસિંહ એજ પળે તૈયાર થયો અને નાગભા પર તૂટયો. નાગભા પણ ફાળ ભરી સામો ગયો અને બન્ને ભાઇઓ વચ્ચે યુદ્ધ જામ્યું.

---

## પ્રકરણ ૨૬ મું.

### છેવટે પકડાયો

નાગભાએ તલ્વાર હાથમાં લીધી. જાલીમસિંહ નાગભાને તુચ્છ સમજતો હતો, નાગભાની શક્તિની એને ખબર ન હતી. તલ્વાર પર નાગભાનો કેવો કાબુ હતો એ વાતથી જાલીમસિંહ અજાણ્યો હતો. અજાણ્યો માણસ જાણીતા પર જોર કરવા લાગ્યો. તલ્વાર લઇ સામો થયો. બેઉ ભાઇઓમાં યુદ્ધ મંડાણું. માતાના દુધમાં કેવી અસર હતી? એકજ માતાના બેઉ બાળક હતા, સગા ભાઇ હતા. સગાભાઇ સગાપણ ભૂલી અત્યારે અવળા ઉતર્યા.

એમ તો આજે આખો દેશ અવળો ઉતરેલો છે. આપણા દેશમાં પરંપરાથી અવળાઈ ચાલી આવે છે. કુસંપનો અંત આપણા દેશમાં ક્યારે આવશે તે સમજી શકાતું નથી. જુઓ:—

> પહેલાં થયો કુસંપ એ દેવો અને દાનવ મહીં,
> રામ ને રાવણ પછી કૌરવ અને પાંડવ મહીં;

કંઇક રાજાઓ પડયા છે એજ બળતા દવ મહીં,
ક્રૂર એ કુસંપની દેખાય છે જડ સૌ મહીં;
બળ પ્રબળ ચાલ્યું ગયું તે છતાં કયાં જંપ છે,
કુસંપનો આ દેશમાં હમણાંય ધરતીકંપ છે.

એ વાતનો આરો આવે તેમ નથી. બન્ને ભાઇઓએ તલ્વારનો આશરો લીધો. જાલીમસિંહના મનમાં હંસાની હોંશ હતી. નાગભાના મનમાં જાલીમસિંહને જેર કરવાની હોંશ હતી. હંસા વીરમદેવને પરણાવવા માટે તેણે પ્રતિજ્ઞા લીધી હતી. પ્રતિજ્ઞા પૂરી કરવા પોતે બધી બાજી રમતો હતો, પાસા ફેંકતો હતો, પોબાર પડતા હતા. પણ પાસા કયારે ફેરવાશે? બાજીનો રંગ કયારે બદલાશે? તે બિચારા નાગભાના જાણવામાં કયાંથી હોય? જાણવામાં હોય તો આમ બને ખરૂં? નજ બને.

જાલીમસિંહે તલ્વારને ઉંચી કરી અને કહ્યું: "નાગભા સંભાળ, વાર આવે છે."

નાગભાએ તલ્વાર તરફ દ્રષ્ટિ ન કરી અને ગર્વથી કહ્યું: "મોટા ભાઇ, તલ્વાર પકડતાં તો તમે હજી શીખ્યા નથી અને વાર શું કરવાના હતા?"

આમ બોલતાં નાગભાએ તલ્વાર સાથે તલ્વાર લડાવી. જાલીમસિંહ તલ્વારમાં એટલો કુશળ ન હતો; જેટલો કુશળ નાગભા હતો. પણ નાગભાથી છેક જ જાય એવો પણ જાલીમસિંહ ન હતો. આથી બન્ને ભાઇઓમાં વાર પર વાર, તલ્વાર પર તલ્વાર, ઘાવ પર ઘાવ અને દાવ પર દાવ થવા લાગ્યા. નાગભા જખમી થયો. જાલીમસિંહ પણ થયો. નાગભાને થોડું વાગ્યું હતું; જાલીમસિંહ વધારે ઘવાયો હતો. હંસા આ લડાઇ જોઇ રહી હતી. નાગભા પર થતી વાર તેનાથી જોવાતી નહિ. નાગભાની વીરતા જોવી હંસાને ગમતી. આમ નાગભાની વીરતા જોતાં દુઃખને ભૂલી જતી.

નાગભા વિફરેલા વાઘ પ્રમાણે હતો. જાલીમસિંહને જ્યારે લાગ્યું કે મારો વિજય નથી ત્યારે તેણે બૂમ મારી:

"સરદારો! શું જુઓ છો; પકડી લો આ પાપીને."

નાગભાની તીર જેવી આંખ લુંટારાઓ તરફ ફરી. એ આંખ ન હતી; ઘોર અંધારી રાત્રિમાંની વિજળી હતી. એ આંખને જોતાં લુંટારાઓનાં ગાત્ર ઢીલાં થઇ ગયાં. જાલીમસિંહના પ્રશ્નનો ઉત્તર કાયરતાથી મળ્યો. નાગભા કહેવા લાગ્યો:

"મૂર્ખ! શા માટે આ ચીભડાંને કપાવવાનું આમંત્રણ કરે છે? એ બધાં જંગલનાં શિયાળવાં મારી સામે શું કરવાનાં હતાં? મારી એકજ વાર, મારી એકજ વખતની તલ્વાર શું પરિણામ લાવશે તે તું જાણે છે?"

"અભાગી, તારામાં મર્યાદાનો છાંટો ક્યાં છે? તું મને મુર્ખ કહે છે. હું તારો મોટો ભાઈ છું. તારા બાપને ઠેકાણે છું."

"ભૂલો છો, ભાઈ, ભૂલો છો, સાપ પણ બાપના ઠેકાણે ગણાય છે. સાપની પણ પૂજા થાય છે, પણ જ્યારે એ સાપ ઝેરી ડંશ દેવા આવે છે, ત્યારે તેની પૂજા થતી નથી; પણ નાશ થાય છે. તમો ગમે તેવા હો, પણ નાશ થવાને માટેજ મારા હાથમાં આવ્યા છો."

"શું તું મને મારશે?"

"મારૂં નહિ માનો તો હું જરૂર તમોને મારીશ. મારીશ પણ એવા મોતથી મારીશ કે જોનારના આંખમાં પણ દયાનાં પાણી ભરાશે."

"આ કોણ, મારો ભાઇ બોલે છે?"

"ત્યારે આ તલ્વાર લઈ મારી સામે ઉભો છે, તે કોણ મારો ભાઇ છે?"

"ક્ષત્રિયે તલ્વાર પકડી એ શું અપરાધ છે?"

"ક્ષત્રિય? તમે શા માટે ક્ષત્રિયના નામને લજવી રહ્યા છો? શા માટે તલ્વારનું અપમાન કરી રહ્યા છો? તલ્વાર પકડનાર આમ કોઇને કરગરતો હશે? સાચો ક્ષત્રિય વીર કોઇની પાસે દયાના બોલ કાઢતો હશે?"

"મેં તારી પાસે દયા માંગીજ નથી."

"ન માંગી હોય તો કાંઇ નહિ. હું કહેતો પણ નથી, તમે મારી પાસે દયા માગો. તમને દયા માંગવાની હું સલાહ આપતો નથી. અને જો મારી સલાહ માંગવા આવો તો મોતની જ સલાહ આપીશ."

"તું મને મારવા જ માગે છે?"

"હા, અને તે કમોતથી. તીરથી વીંધીને તમને મારીશ. તમારી લાશને ઉંધા મસ્તકે આ જંગલના ઝાડની સાથે લટકાવીશ. તમારા મૃતદેહ પર પત્થરનો વરસાદ વરસાવીશ."

"મારા મૃતદેહ પર એવા ત્રાસ વરસાવતાં તારી નામના થશે? વાહરે! વીર, વાહ?"

નાગભા આ બોલને સમજી ગયો કે જાલીમસિંહ મેણાં મારે છે, આથી પોતે બોલ્યો: "મારી વીરતા ત્યારેજ વખણાશે કે જ્યારે હું મારી ઇચ્છા પૂરી કરીશ. લોકો ધડો લેશે કે લુંટારાની છેવટે આવીજ દશા થાય છે."

આ શબ્દોનો જવાબ જાલીમસિંહ તરફથી મળ્યો, પણ તલ્વારથી મળ્યો. જાલીમસિંહે ફરી તલ્વાર કબજે કરી, ફરી પોતે કુદ્યો ને નાગભા પર તુટી પડ્યો, નાગભાએ પોતાની તલ્વારને ચમકાવી. જાલીમસિંહ હાર્યો અને બોલ્યો:

"નાગુ, દયા! દયા!"

"દયા?"

"હા, મારા પર દયા કર, મને ક્ષમા કર. મારા જીવનના પ્રકાશને દુઃખની ધગતથી ના બુઝાવી નાખ. ભાઇ, હું તારો....."

નાગભાએ અવાજમાં કહ્યું: "તું મારો કેદી છે."

"ભલે, તું મને કેદ કર. તારી ઇચ્છામાં આવે ત્યાં લઇ જા, પણ મારા શરીરમાં પ્રાણ રહેવા દે."

નાગભાએ તરતજ પોતાના સાથવાળાઓને ઇશારત કરી જાલીમસિંહને કેદ કર્યો. બાકીના લુંટારા ઘણા હતા. નાગભાએ તલ્વાર કાઢી અને પોકાર કર્યો:

"કહો, તમારે લડવું છે? મરવું છે કે શરણે થવું છે?"

બધા લુંટારાઓએ તલ્વારને નાગભાનાં ચરણમાં મૂકી દીધી અને બકરી જેમ ગરીબ મુદ્રાથી ઉભી રહે તેમ ઉભા રહ્યા. નાગભાએ બધા લુંટારાઓને પોતાના સ્વાધીનમાં લીધા. જાલીમસિંહને સખત અંકુશ નીચે રાખ્યો અને એ રીતે નાગભાએ વિજય કર્યો.

આ કાર્ય થતાં થતાં રાત ઘણીજ વધી ગઇ હતી. કાર્ય થયું અને રાત ગઇ; એથી બધાં માણસોએ આરામ લેવાની તજવીજ કરી. થોડા સરદારો પહેરા પર રહ્યા, બાકીના સુતા. નાગભાએ હંસાને કહ્યું:

"તારો શો વિચાર છે?"

"મારે જવું છે."

"કયાં?"

"મારે ઘેર."

"સવારે હું મૂકવા આવીશ."

"એ બનવું મુશ્કેલ છે."

"કેમ?"

"તમે મને ચાહો છો?"

"મારા પ્રાણના સાટે."

"માટેજ કહું છું કે તમે મને મુકવા આવશો તો પરિણામ વિપરિત આવશે. કાળાંતરે આપણી મુલાકાત થશે નહિ."

"એમ કેમ?"

"ગુરૂજીના આશ્રમમાં બનેલી વાત મારાં કુટુંબમાં ફેલાઇ ગઇ છે. તેઓ જો આ વાત ફરી જાણશે તો મને મારીજ નાખશે."

"શું ખરેખર?"

"હા, મારા વડીલો તો એમ પણ કહેતા હતા કે......"

"કે શું?"

"જે વીરનર આ બાળકીને ચાહે છે એના હાથેજ આપણે આ બાળકીને બીજા સાથે પરણાવશું."

"હેં?" નાગભા ચમકયો.

"હા, મારા વડીલો ખેડુત છે, પણ વીરતામાં તમારાથી ઉતરે એવા નથી. તમે વીર છો તો એ બધા ભડવીર છે."

"તું શું મારી મશ્કરી કરે છે? આ વાત શું બનવા જેવી છે?"

"હા, તમે જો આવવા તૈયાર થાવ તો એમ બને. તમારા હાથેજ તમે મને બીજા સાથે પરણાવો એવો સમય આવે ખરો. અને તમારે શંકા વગર તેમ કરવું પણ પડે."

નાગભાને આ વાતના ભેદની કશી ખબર ન પડી. હંસાનું બોલવું જુદાજ પ્રકારનું હતું. એના બોલેબોલમાં નાગભાના કાર્યની ગુંથણી દેખાતી હતી, પણ નાગભાને એ વાતનાં સ્વપ્નાં સુદ્ધાં કયાંથી આવે? આથી નાગભા બોલ્યો:

"બાળા, તું ખેડુત છે. તારા વડીલો ગમે તેવા વીર, ભડવીર હોય પણ આ વાત શું બને એવી છે? હું મારા હાથે તને બીજા સાથે પરણાવવા તૈયાર થાઉં? અરે! એ બનાવ બનવા પહેલાં લોહીની નદીઓ ચાલે, જ્યાં ત્યાં લાશોના ઢગલા દેખાય. તને પરણવા આવનારો પહેલોજ મારી તલ્વારનો ભોગ થાય અને પછી હું પણ મારો પ્રાણ આપું."

"આ બધા નકામા શબ્દો છે. વખત આવતાં આ બધું કરી શકો એમ હું માનતી નથી."

હંસાએ વાતને એવો ઓપ ચઢાવવા માંડયો કે નાગભા મુંઝાઇજ ગયો. હંસાના શબ્દો સાંભળી તે કહેવા લાગ્યો: "શું તને મારી તલ્વાર પર વિશ્વાસ નથી?"

"છે, પણ મારી તલ્વાર કયાં નથી? હું તો સ્ત્રી છું અને મારા કુટુંબનાં માણસો તો વીરપુરૂષો છે. પછી તમારી તલ્વાર શું કામ લાગશે?"

નાગભાને આ વાતથી મનમાં વધારે ચટપટી થઇ. એ બોલ્યો:

"અત્રે હોય તો મારે એ વીરપુરૂષને જરૂર જોવા છે."

હંસા ગભરાણી. અનર્થ સામે આવતો હોય એવું અનુમાન થયું, પણ વાતને ફેરવીને બોલી: "પણ એમ કરવા જતાં પરિણામ શું આવશે તે જાણો છો?"

"પરિણામની મને પરવા નથી."

"તમે શું મારી અધોગતિ કરવા માંગો છો?"

"એટલે તું કહેવા શું માંગે છે?"

"તમો તમારા હાથેજ મને બીજાની સાથે પરણાવશો?"

"આ તું શું બોલે છે?" નાગભા વિકરાળ થયો અને આવેશમાં આવી કહેવા લાગ્યો: "જો, આ તલ્વાર સામું જો. હું તલ્વારના સોગંદ ખાઇને કહું છું કે તારી સાથે લગ્ન કરવા આવનારનું હું તરતજ મસ્તક જુદું કરીશ."

હંસાને મનમાં ને મનમાં આનંદ થવા લાગ્યો. નાગભા સોગંદ ખાઇ ને ધર્મસંકટમાં ફસાઇ ગયો. એ એની વીરતા હતી કે મૂર્ખાઇ? નાગભા પોતેજ હંસાને બીજાના હાથમાં આપવા અત્યાર સુધી મથન કરતો હતો. અને છેવટે જાલીમસિંહને પોતાના સ્વાધીનમાં પણ લીધો હતો. હવે તો વીરમદેવના રાજ્યમાં જઇને માત્ર હંસાની માંગણી કરવા જેટલીજ વાર હતી. સવારમાંજ બધા સરદારો સાથે કૂચ કરી નીકળવાનું હતું. અને રાજધાનીમાં પહોંચતાંજ ખુશીની વધાઇઓ વાગવાની હતી. હંસાના માટે વીરમદેવ તરફથી શ્રીફળ અપાવાનું હતું, પણ હંસાએ કેવી જાળ પાથરી હતી? એક તો વીરમદેવને પોતાની સાથે અખાડામાં ઉતારવો અને કદાચ એમાં વીરમદેવનો વિજય થાય તો હંસાએ શું કરવું એનો પણ રસ્તો મળી ગયો હતો. શું નાગભાથી એ ન બની શકે એવું હતું? નાગભા હંસાને પરણાવવા તો તૈયાર થયો છે, પણ જ્યારે તે એમ જાણશે કે હંસા તો પોતાની પ્રેમરાણી છે ત્યારે શું તલ્વાર લઇને વીરમદેવની સામે ધસી શકશે? પોતે ખાધેલા સોગંદ



હસા ઘોડાપર સ્વાર થઈ–ઘોડાની લગામ હાથમા લીધી, લગામ ખેંચી,
ઘોડા પુરાપાટ દોડયો. પૃષ્ઠ ૨૪૨

પાળશે? વીરમદેવને મારશે? આ બધી વાતનો નીવેડો શો આવે છે, એ તો સમય આવે ત્યારે ખબર પડે.

નાગભાએ સોગંદ ખાધા અને હંસાને શાંતિ થઈ. નાગભાનો આવેશ પણ શાંત થયો. હંસાએ ભૂમિમાતાના ખોળામાં પોતાનું શરીર લાંબુ કરી દીધું: નાગભાને અદ્રશ્ય કોઇ વેદના થઇ. તે હંસાને કહેવા લાગ્યો:

"બાળા, તને આ પૃથ્વીની પથારી ગમે છે?"

"કેમ ન ગમે? અમો ખેડુતના માટે તો આ પૃથ્વીજ પથારી હોય. છત્રપલંગ અને રેશમી ગાદલાં એ તો રાજામહારાજાઓને ત્યાં. અમોને પૃથ્વી એટલે સ્વર્ગનો આનંદ. પૃથ્વીની પથારી એટલે પમરતાં પુષ્પોની પથારી."

"મારા મનમાં એમજ થાય છે કે ક્યારે તને મહેલની મહારાણી બનાવું."

હંસા મનમાં ને મનમાં હસવા લાગી. પોતે મહેલની મહારાણી તો હતી જ; જંગલના વસનાર જેવો તો નાગભા હતો. હંસા તો રાજ્યાધિકારિણી હતી. હંસા પોતાના મનના વિચારો દાબીને બોલી:

"મારે મહેલની મહારાણી નથી થવું. મને તો જંગલની ઝુંપડીવાસીજ થવાનું પસંદ છે. જે સુખવૈભવ રાજમહારાજાના મહેલોમાં નથી તેથી વિશેષ સુખ વનઉપવનમાં છે. મહેલમાં રહેનારા રાજવી માટે પણ છેલ્લી પથારી તો આ પૃથ્વીનીજ. ગમે તેવા ચક્રવર્તીનું છેલ્લું સ્થાન આ માટી. માટીમાંથી આવ્યા, માટીમાં મોટા થયા, મૂઆ, અને છેવટે માટીમાંજ જવાનું. શું તમને એની ખબર નથી?"

"શાની?"

"માટીના મહત્વની વાત સાંભળો:

જુઓ નજર ઊંડી કરી, શું થાય છે માટી મહીં,
રજકણો આ દેહનાં, બંધાય છે માટી મહીં;
તે પછી પણ દેહ આ પોષાય છે માટી મહીં,
માટી તણો દેહ છેવટે, જાય છે માટી મહીં;

**છે પૂતળું માટી તણું, બસ એજ સાચી વાત છે,**
**એ માટી મસ્તક ધરે, માટી સહુની માત છે.**

નાગભા હંસાના આ શબ્દોથી ફુલાવા લાગ્યો. આ બન્ને પ્રેમી પંખીડાં સૂતાં નહિ. સવાર પડતાં પૂર્વમાં જરાજરા અજવાળું દેખાયું. સૂર્યના ચોપદારોએ ભૂમિને સ્વચ્છ કરવા માંડી. હંસા ઉઠીને ઉભી થઇ અને બોલી:

"હવે હું જઇશ."

"એકલી જશે?"

"હા."

"કોઇ મળશે તો?"

"વાંધો નથી. હું વીરનારી છું. વીરનારી અને વળી તમારી છું. પછી મને કોઇ મળે તો શું થયું? બને તો એક તલ્વાર અને એક અશ્વ આપો. બાકી તો ઇશ્વર કરશે તો વાંધો નહિ આવે."

તરતજ નાગભાએ એક તલ્વાર લાવી આપી. લુંટારાના ઘોડામાંથી એક ખરો તેજ અને પાણીદાર ઘોડો આપ્યો. હંસા ઘોડા પર સ્વાર થઈ, ઘોડાની લગામ હાથમાં લીધી. લગામ ખેંચી, ઘોડો પૂર પાટે દોડ્યો અને થોડી વારમાં નાગભાની નજરથી દૂર ગયો. નાગભાને હંસાની વાત પર ઘણા વિચારો આવ્યા, પણ અર્થ કાંઇ ન નીકળ્યો. સવાર પડતાં જાલીમસિંહને લઇ સૌ સરદારો વીરમદેવની રાજધાની તરફ આવવા નીકળ્યા.

નાગભા રાજધાનીમાં આવ્યો. જાલીમસિંહને સૈનિકોના સ્વાધીનમાં આપી પોતે રાજમહેલમાં ગયો. મહેલમાં સુરેખા એના નામની જપમાળા જપતી હતી. નાગભાને જોતાં એની આંખમાં અમી ઉભરાવા લાગ્યું. તે હસી, સામે ધસી, મળી, ભેટી, આલોક અને પરલોકના છેડા જાણે એક થઇ ગયા. નાગભા અને સુરેખા આનંદમાં તલ્લીન હતાં. સુરેખા 'લુંટારાને પકડતાં શું શું થયું?' એના સમાચાર પુછતી ગઇ;

નાગભા ઉત્તર આપતો ગયો, અને વાત પૂરી કરતાં કહ્યું: “મને મારી મનોરમા મળી હતી.”

“મનોરમા! તે કોણ?”

“કેમ ભૂલી ગઈ! આપણાં લગ્ન વખતે મેં કહ્યું ન હતું કે હું એક ખેડુતકન્યાને વચન આપી ચૂકયો છું.”

“શું તે મળી હતી?”

“હા.” આટલું બોલી નાગભાએ બનેલી બધી વાત કરી. સુરેખાના મનમાં એ ખેડુતબાળાનાજ વિચારો આવતા ગયા. નાગભાને એ વાત સાથે કાંઈ લેવાદેવા જેવું ન હતું. એટલે એ તો પોતાના ભાઈને શી સજા કરાવવી એના વિચારો ઘડતો હતો. સુરેખા જુદા વિચારમાં હતી અને સવારે દરબારમાં પણ કાંઈ જુદીજ ઘટના થવાની હતી.

---

## પ્રકરણ ૨૭ મું.

### લગ્ન કોની સાથે ?

—:o:—

સુરેખાના મનમાં માત્ર ખેડુતની બાળકીનાજ વિચારો હતા. ખેડુતની છોકરી કોણ છે એ જાણવાને તેના મનમાં ઘણીજ આતુરતા થઈ હતી. નાગભા તરફથી જે ખુલાસો મળ્યો હતો તે ખુલાસામાં ઘણીજ બનાવટ હતી. નાગભાના ખુલાસાથી એ ખેડુતની છોકરી તે કોઈ રાજબાળા હોય એવું અનુમાન સુરેખા કરવા લાગી; પણ એ અનુમાનથી તેને સંતોષ થયો નહિ. ખેડુતની છોકરી આવી વીરતા વાળી હોય એજ સુરેખાના મનમાં પ્રશ્ન હતો, એજ ગુંચવાડો હતો.

ગુંચવાડાનો ઉકેલ પોતાનાથી થાય તેટલો પોતે કર્યો, પણ વધારે ખુલાસાની આવશ્યકતા હતી. એ ખુલાસો ક્યાંથી મેળવવો એજ તે સમજી ન શકી.

બીજે દિવસે સવારમાં દરબાર ભરવામાં આવ્યો. વીરમદેવ સિંહાસનારૂઢ થયો. નાગભા તેની બાજુમાં જરા નીચા આસને બેઠા હતો. દરબારીઓ પોતપોતાની જગ્યા પર નિયુક્ત હતા. નિત્ય નિયમ પ્રમાણે કાર્ય થઈ રહેવા પછી વીરમદેવ બોલ્યો:

"સરદારો, આ વીરનરનાં પરાક્રમ જોયાં? એની ધર્મનિષ્ઠા જોઈ? રાજભક્તિનો વિચાર કર્યો? એજ એ એક માણસ છે કે જે આવાં ધર્મસંકટમાંથી તરી પાર નીકળી શકે; બીજાનું ગજું નથી!"

"ખરૂં છે રાજન, પોતાના સગાભાઈ સામે જવું, તેને પકડવો, હાથમાં બેડીઓ નાખવી, કેદ કરવો, એ બીજા કોનાથી બની શકે? આવા વીરનર હોય એનું જ એ કામ."

"આજે એક કાર્યની પૂર્ણાહુતિ થઈ." આટલું બોલી વીરમદેવ નાગભા તરફ નજર કરી કહેવા લાગ્યો:

"આપ ભીમસિંહને કઈ રીતે રાખવા માગો છો?"

"રાજકેદી તરીકે!"

"મુક્ત કરવા નથી માગતા?"

"મુક્ત કરવા માગું છું, પણ મારી મુક્તિની શરત મારો ભાઈ સ્વીકારશે નહિ. જો મારી શરત સ્વીકારે તો મને વાંધો નથી."

"તમારી શરત શી છે?"

"શરત એજ કે તે પોતાનો આ લુટારાનો વ્યવસાય છોડી દે. એક વીરનરને છાજે એ પ્રમાણે કોઈ પણ રાજમાં પોતાનું ભાવિ અજમાવે. જો મારી આ વાત તેને માન્ય હોય તો મને કાંઈ વાંધો નથી. હું તેને છુટો કરવા, માત્ર છુટોજ કરવા નહિ; પણ મારો શિરછત્ર માનવા તૈયાર છું."

વીરમદેવને આ વાત બહુજ રૂચી. તે સાથેજ તેણે જાલીમસિંહને દરબારમાં બોલાવી મંગાવ્યો. જાલીમસિંહ દરબારમાં આવ્યો. નાગભાની સામે નજર ગઈ અને તે મગરૂરીથી બોલ્યો:

"છોકરા, તેં મને શા માટે બોલાવ્યો છે?"

"તમારો આ વેશ જોવા અને બધાને બતાવવા. કહો છૂટવું છે કે જીંદગી આખી કારાગૃહમાં રહી સડવું છે?"

"તું મને એમને એમ છોડવા તૈયાર છે?"

"હા, માત્ર એકજ વાતની કબુલાત હું માગું છું."

"અને તે?"

"લુંટારાપણું છોડી કોઈ રાજમાં રહો."

"નોકરી?"

"નોકરી કરવામાં કલંક નથી; લુંટફાટ કરવામાં કલંક છે."

"નોકરી એ પરતંત્રતા છે, લુંટફાટ એ સ્વતંત્રતા છે. શુ સ્વતંત્રતામાં કલંક હોય? કલંક તો તું વહોરી રહ્યો છે. માતાના દુધને તો તું લજવી રહ્યો છે. જરા વિચાર કર, વિચાર કર."

"તમારામાં લુંટફાટ કરવાની શક્તિજ ક્યાં છે? શક્તિ હોય તો લુંટફાટમાં આવા હાલ થાય? શક્તિ વગર ગુમાન કરવું, તે શું મૂર્ખાઈ નથી? પણ મૂર્ખાઈ તો તમે અત્યાર અગાઉ ઘણી વખત કરતા આવ્યા છો, તમારા માટે મૂર્ખાઈ એ કાંઈ નવી બાબત નથી. મૂર્ખાઈ તો તમારો સુદ્રાલેખ છે."

"મને બેડીમાં બાંધીને આમ બોલે છે?"

"છુટા હતા ત્યારે શા વીરતા કરી હતી કે અત્યારે કરશો."

વીરમદેવ આ વાતની વચમાં પડ્યો, જાલીમસિંહને કહેવા લાગ્યો:

"તમે શું એમ ધારો છો કે નોકરી એ પરતંત્રતા છે?"

"હા, છે! જરૂર છે! નોકરી એ હાથમાં વજ્રની બેડી છે."

"ત્યારે શું આ બધા વીરનર જે મારા રાજ્યના સ્તંભ છે તે બેડીમાં છે?"

"અવશ્ય છે."

"તમને નથી લાગતું કે તમે મૂર્ખા છો?"

"તમારે જોઇએ તે મને શિક્ષા કરો. હું તમારી વધારે વાત સાંભળવા માગતો નથી. હું જે બોલું છું તે વિચારીને બોલું છું. મારે છુટા થવું નથી. મારે માટે કેદખાનું એજ મારો છુટકારો છે."

આ તકરારનો અહીંજ અંત આવ્યો. જાલીમસિંહની વાત પડતી મૂકવામાં આવી. વીરમદેવ બોલ્યો: "હવે હંસાકુમારી માટે કોણ જશે?"

"આપ આજ્ઞા કરો તે."

"મારી આજ્ઞા તો માત્ર તમારા તરફજ વળે છે. તમો જાવ, તમો જઇને આ વાતને પૂરી યશદાઇ બનાવો. મને લાગે છે કે હજી આ વાતમાં કાંઇ વાંધો આવશે."

"વાંધો એક છે!"

"શો?"

વીરમદેવ નાગભાના શબ્દોથી શંકામાં પડ્યો. એના મનમાં એમ થયું કે 'નાગભા વચમાં પડવા તો નથી માંગતો?' નાગભાની ઇચ્છા વચમાં પડવાની હતીજ નહિ. પણ વિધાતાએ એવી બાજી રચાવી હતી કે નાગભા સમય આવતાં જરૂર વચમાં પડવાનો હતોજ. અત્યારે તો વીરમદેવને સમયના બનાવથીજ શંકા થઇ હતી. વીરમદેવનો પ્રશ્ન થતાં નાગભા બોલ્યો:

"આપને આમાં વિચાર કરવા જેવું કશું નથી."

વિચાર કરવા જેવું કશું નથી તો પછી વાંધા જેવું શું છે?"

બધા દરબારીઓ આ વાત સાંભળતા હતા. એમાંથી એક બોલ્યો: "મને લાગે છે કે નાગભા હંસાકુંવરીને..."

"નહિ, હું હંસાકુંવરીને મેળવવાની ઇચ્છા કરતો નથી. જો મારે એમ કરવું હોત તો કાંઇ મુશ્કેલ ન હતું. મારો વાંધો જુદોજ છે."

"પણ વાંધો છે શો?"

"વાંધામાં એકજ વાત છે."

"અને તે?"

"તે એજ કે, તમારે હું જે ખેડુતકન્યાને ચાહું છું, તેની સાથે અખાડામાં ઉતરવું પડશે."

વીરમદેવ ગર્જ્યો: "શા માટે?"

"મેં વચન આપ્યું છે."

"કોને?"

"ખેડુતકન્યાને !"

"તમે વચન આપ્યું? વચન આપવાનું કારણ?"

"કારણ? કારણ બીજું કશું નથી. કારણમાં માત્ર તમારી વીરતાની પરીક્ષા કરવાની છે. એ ખેડુતકન્યા તમારી પરીક્ષા કરવા માગે છે."

"મારી પરીક્ષા? મારી પરીક્ષા લેનાર છે કોણ?"

"ખેડુતકન્યા! ! !"

"એક સ્ત્રી ? અને કોણ નકકી કરે છે? મારો નોકર. મારો ગુલામ, મારા રાજટુકડા ખાનારો?"

"નહિ."

"ત્યારે?"

"તમારો બનેવી. તમારી બેનનો પતિ. તમારી વીરતાનું પાણી માપનાર ઉત્સાહી. તમારા માટે મસ્તક હાથમાં લઇ ફરનાર વીર નાગસિંહ!"

નાગભાના શબ્દો ન હતા, પણ અંગારા હતા. વીરમદેવ આ શબ્દોથી ઝાળઝાળ થઇ ગયો. તેણે આંખો ફેરવી લીધી અને તરતજ હુકમ કર્યો: "સરદારો! શું જુઓ છો, પકડો આ ચંડાળને !"

જાલીમસિંહ આ દ્રશ્ય જોઇ આનંદથી હસવા લાગ્યો. નાગભા ઉપર એકાએક સરદારો તૂટી પડયા. નાગભા પોતાની તલવાર

કમરમાંથી બહાર કાઢે છે ત્યાં તો સરદારોએ તેને પકડીને મુસ્કેટાટ કર્યો.

જાલીમસિંહ આ વખતે ગર્વમાં આવ્યો અને ગર્વથી પોતાના ભાઇને કહેવા લાગ્યો:

"નાગભા, જોઇ રાજાની રીત. જોઇ વફાદારીની કિમ્મત. જોયો ધર્મનિષ્ઠાનો બદલો. ગાંડા, પળવાર પહેલાં ફુલાતો હતો, હવે શી હાલત છે તેનો વિચાર આવે છે? તું આવા રાજાની નોકરી કરવા સલાહ આપતો હતો; પણ જોયા એ રાજાઓ કેટલા ઉદાર, કેટલા સહનશીલ છે! કેટલા વફાદારીની કિમ્મત કરવા વાળા છે?"

નાગભા છુટવા માટે કોશિષ કરવા લાગ્યો, પણ છુટાય તેમ હતું નહિ. આથી પોતે મસ્તક નીચું રાખી ભાઇના બોલ સાંભળતો હતો. વીરમદેવે માણસોને આજ્ઞા કરી કે: "લઇ જાવ, આ નીચને મારી સામેથી."

નાગભાના શરીરની નાડીઓ નાગણી થઇ ડંખવા લાગી. નાગભાને કારાગૃહમાં લઇ જવામાં આવ્યો.

વીરમદેવને હવે નાગભાની પરવા ન હતી. જે વસ્તુની જરૂર હતી તે તેના હાથમાં હતી. હંસાને મેળવવા માટેની તૈયારીઓ થઇ ચુકી હતી. હંસાકુંવરીનો હાથ હવે દૂર ન હતો. થોડાજ વખત પછી હંસા પોતાને મળશે, એવા તરંગોમાં વીરમદેવ તણાવા લાગ્યો. સાંજના વખતે વીરમદેવ તરફથી દૂત રવાના થયો; હંસાનું નાળિયેર લઇને.

અલકાપુરીમાં આ વાતની બૂમ હતી કે હંસાકુમારીનાં હવે થોડાજ વખતમાં લગ્ન થવાનાં છે. મહારાજાએ પોતે જ આ વાત પ્રજાજનોમાં જાહેર કરી હતી. પ્રજાનો આનંદ ઘણોજ ઉછળતો હતો. હંસાનો સખીવર્ગ તો અજોડ મસ્તીમાં આવ્યો હતો; પણ હંસા જોઇએ તેવી ખીલેલી ન હતી. હંસાના મનમાં પળેપળે વિચારની ઇમારતો બંધાતી અને ભાંગી જતી, માટી થતી અને શ્વાસ વાટે ઉડી જતી. સખીઓ ઘણી છેડછાડ કરતી, પણ હંસાને તે ગમતું નહિ.

આજે હંસાને ઘેરીને એનો સખીવર્ગ બેઠો હતો. કાંઈ છાનીછાની વાતો થઇ રહી હતી. એક સખીએ પુછ્યું:

"બેન, લગ્નની વાતમાં દુઃખ હશે ખરૂં?"

"નહિ, લગ્ન એ સંસારમાં સૌથી શ્રેષ્ઠ લ્હાણું છે."

"ત્યારે એ લ્હાણાનો થાળ તારી નજર સામે આવ્યો છે, છતાં તું આમ શોકાકુલ કેમ છે? તારા મોઢા પર આનંદની રેખા નથી. આંખો થંભી જાય છે. મોઢા પર ઘડી ઘડી ચિંતાની છાયા દ્રષ્ટિગોચર થાય છે. ઘડીઘડી તું ઝબકે છે, પળેપળે તારૂં અંતર બળતું હોય એમ દેખાય છે. એનું કારણ શું?"

બીજીએ વાતને પોતા તરફ ખેંચી અને કહ્યું: "વિરહીણીની એવીજ દશા હોય. પતિ મળવા પહેલાં મુગ્ધાની એવીજ દશા થાય છે. મન મુંઝાય છે, અંતર બળ્યા કરે છે. શું થશે? શું થશે? એવા પ્રશ્નો ઉઠ્યાંજ કરે છે."

આ વાતમાં માર્મિકતા હતી અને એ માર્મિકતાને ખીલવવા બીજી બોલી: "શું થશે? શું થશે? એટલે?"

"એટલે પતિગૃહે પ્રથમ જતી મુગ્ધાના કોડ તમે શું જાણો? હૈયું ધડકે છે, પ્રાણ ફડકે છે, પગમાં નિર્બળતા આવે છે."

"એ બધું તું ક્યાંથી જાણે? તું તો હજી કુંવારી છે?"

"એ વાત ખરી, હું કુંવારી છું, પરણી નથી. પરણી નથી; તો શું પાટ પર નહિં બેઠી હોઉં?"

આ વાતથી બધી સખીઓમાં આનંદની ધુન થઇ. બીજી બોલી:

"તું પાટે બેઠી છે?"

"હા! હા! બેઠી છું?"

"ત્યારે બોલ લગ્ન પછી મુગ્ધાની શી સ્થિતિ થાય છે?"

"એ હું નહિ કહું. આ તમારી બાજુમાં બેઠી છે, એને પુછી જુઓ. એ પરણી છે. એને બધી વાતનો અનુભવ છે. એ બધા વિસ્તારથી ખુલાસો કરશે. જેના તરફ આ ચેષ્ટા થતી હતી તે બોલી

"ચુપ ! ચબાવલી."

"એ ચબાવલી શાની ? તું નહોતી કહેતી કે પતિગૃહે જતાં મારા પગ થરથરતા હતા, મનમાં ગભરામણ થતી હતી. વળી કોઇ અવનવા આનંદથી અંતરમાં ઉમળકા આવતા હતા અને પતિએ આવીને હાથ પકડયો ત્યારે...." પેલી વધારે બોલવા ગઇ, પણ બોલવાનો સમય ન મળ્યો. સામેવાળી સખીએ ઉઠીને પોતાના બંને હાથથી બોલનારીનું મોઢું બંધ કરી દીધું. હંસાને આ વાતમાં રસ ન પડયો. તે બોલી:

"તમે તમારી બાબતને છોડો." બીજીએ હંસાનો પક્ષ લીધો. અને તે નકામી વાતો ટુંકી થઇ ગઇ. સખીઓમાંથી એક બોલી:

"બેન, જંગલમાં શું થયું?"

"એવું થયું છે કે જેની યાદ આવતાં મારૂં હૃદય ચીરાઇ જાય છે. મનમાં ન સહી શકું એવી વેદના થાય છે."

"પણ થયું છે શું?"

"હું શી વાત કરૂં?"

"લુંટારો પકડાયો?"

"હા, પકડાયો."

"એ તો આનંદની વાત છે."

"એ આનંદની વાતમાંજ આગ છે. લુંટારાને પકડનાર જુદોજ અને...., અને...."

"અને......અને......અને શું?"

"એ તો વાત જ્યારે પ્રકાશમાં આવશે ત્યારે જાણશો. એ વાતમાં આનંદ નથી. આ મારાં લગ્નની વાત છે. લગ્ન એ લ્હાણુ નથી, કાણુ છે." સખીઓ આ વાતનો ભેદ પુરેપુરો ન સમજી એટલે દિલાસાના રૂપમાં બોલી:

"જે કાર્ય લ્હાણુને માટે નિર્માણ થયું છે; એમાં પરિણામે લ્હાણુજ નીકળશે."

સખીઓ વાત કરી છૂટી પડી, એટલામાં દરબારમાંથી હંસાને તેડું આવ્યું. અનુચરે આવી ખબર આપી કે: 'વીરમદેવનો દૂત આવ્યો છે અને પિતાજી આપને બોલાવે છે.'

હંસા તરતજ ઉઠી અને તૈયાર થઇ દરબારમાં ગઇ.

દરબારમાં હંસાનીજ વાતો ચાલતી હતી. હંસા આવતાં દરબારનાં માણસોએ મુજરો કરી હંસાને માન આપ્યું. હંસા પોતાના પિતાની બાજુમાં જઇને બેઠી. મહારાજા ભગવતસિંહે હંસાને કહ્યું:

"બેન, આ વીરમદેવનો દૂત આવ્યો છે.'

"દૂત આવ્યો છે એ વાત મને અનુચરે કહી છે."

"એ લગ્નનું નારિયેળ લાવ્યો છે."

"આપે નારિયેળ લીધું ?"

"હા."

"લગ્ન નક્કી કર્યાં?"

"કેમ? હજી કાંઇ વાંધો છે? મારી પ્રતિજ્ઞા પૂરી થઇ છે. લુંટારાને પકડવામાં આવ્યો છે. લુંટારો પકડાયો; હવે કાંઇ પ્રશ્ન રહ્યો નથી."

"પ્રશ્ન રહ્યો નથી એ વાત ખરી, પણ બીજો પ્રશ્ન ઉભો થયો છે; એ વાત આપના ધ્યાનમાં નથી આવતી?"

"બીજો પ્રશ્ન શો ઉભો થયો છે?"

"આપ એ તો પુછી જુઓ કે લુંટારાને પકડનાર કોણ છે?"

"એટલે?"

"મારાં લગ્ન તમે કોની સાથે કરશો? વીરમદેવની સાથે કે લુંટારાને પકડનાર સાથે?"

ભગવતસિંહને આ વાતનો પ્રથમ વિચાર આવ્યો ન હતો. આ પ્રશ્ન સામે આવતાં તેનું લક્ષ તરજ તે તરફ દોરાયું. વીરમદેવનો દૂત આ બધા પ્રશ્નોત્તર સાંભળતો હતો. તરતજ પોતે વાત પ્રકટ કરી: "રાજન, લુંટારાને પકડનાર કેદમાં પડયો છે."

"કેદમાં પડયો છે?" હંસા કંપતાં કંપતાં બોલી. "કેદમાં પડયો છે? કોણે કેદમાં નાખ્યો, કોણે કેદ કર્યો?"

"મહારાજા વીરમદેવે."

"શા માટે?"

"એ વાત હું પૂરેપૂરી જાણતો નથી."

"પિતાજી, આ વાત ગુંચવાડા ભરી છે. આ વાતનો પ્રથમ નિર્ણય કરો અને પછી લગ્નનો પ્રશ્ન હાથ ધરો."

"પણ આવેલું નારિયેળ પાછું જાય?"

"તો શું આવો અન્યાય થાય? પરાક્રમ તો તે કરે અને એનું ફળ બીજો ભોગવે? તમે જ વિચાર કરો; લગ્ન કોની સાથે થવાં જોઇએ? વીરમદેવ સાથે કે લુંટારાને પકડનાર સાથે?"

---

## પ્રકરણ ૨૮ મું.

—:૦:—

### નાગભાને મોકલો

હંસાના બોલવાથી આખી સભામાં ખળભળાટ થયો. વીરમદેવની માગણીને ઘણાકે સ્વીકારી તો ઘણાકે તુચ્છકારી. ઘણાક માણસો વીરમદેવની તરફેણમાં થયા તો ઘણાક માણસો હંસાનો પક્ષ લઇ બેઠા. મહારાજા ભગવતસિંહ આ કંકાસથી બહુજ કંટાળી ગયા. પોતે કહેવા લાગ્યા:

"સરદારો, હંસાની બુધ્ધિ બગડી છે."

હંસા તરતજ ગળગળી થઇ ગઇ અને બાપનાં ચરણોમાં આંસુ વરસાવતી બોલી:

"બાપુ, બુધ્ધિ બગડી છે એજ ઠીક છે. પણ જો મારાં લગ્ન કરશો તો મારૂં જીવન પણ બગડીને ધૂળધાણી થશે. આપના શબ્દો શા હતા? આપનો ઉચ્ચાર શો હતો? જે કોઇ લુંટારાને પકડી લાવે તે મારો પતિ થાય. શું વીરમદેવે પરાક્રમ કર્યું છે? શું એણે જઇ લુંટારાની સાથે વીરતા બતાવી છે? પોતે તો કાયર પ્રમાણે મહેલમાં રહ્યો છે. મૃત્યુના મુખમાં જનાર બીજો છે. છતાં આપ નથી સમજી શકતા કે મારો પતિ કોણ થઇ શકે?"

હંસાના આવા શબ્દો સાંભળીને વીરમદેવનો દૂત કહેવા લાગ્યો: "રાજકુંવરી, જે માણસ લુંટારાને પકડવા ગયો હતો તે તમારી સાથે લગ્ન કરવાની, ઇચ્છા નથી રાખતો. એ તો તમોને રાજા વીરમદેવ સાથે જ પરણાવવા ઇચ્છે છે."

"પણ હું વીરમદેવ સાથે પરણવા નથી માગતી. હું તો જેણે લુંટારાની સામે ગરજીને વીરહાક વગાડી છે તેનેજ પરણવા માગું છું"

ભગવતસિંહને હંસાના શબ્દો બહુજ દુ:ખરૂપ લાગતા હતા, કારણ કે વીરમદેવ પોતાની જોડીનો હતો. એટલે જોડીના મહારાજાની સાથે હંસાનાં લગ્ન થાય એ જોવાની મહારાજાની ખાસ ખુશી હતી. હંસા એ કયાં માને એમ હતાં? એના મનમાં તો માત્ર નાગભાનીજ મૂર્તિ હતી. નાગભાને ઘણા સમયથી તે વરી ચુકી હતી; એટલે પિતાની આજ્ઞા તેનાથી માની શકાય એમ કયાં હતું? મહારાજાએ હંસાની કાંઇ દરકાર ન કરી અને વીરમદેવના દૂતને જણાવ્યું:

"તમે મહારાજાને જઇને કહેજો કે હું લગ્ન કરવા તયાર છું."

"પિતાજી, લગ્ન નહિ થાય; પરિણામ જુદું આવશે."

"તું મારી કીર્તિને માટીમાં મેળવવા માગે છે?"

"નહિ, હું તમારાં વચનને વધારે પ્રકાશમાં લાવવા માગું છું."

"મારાં વચનની હું મહત્તા સમજું છું."

"પિતાજી. મને વધારે શા માટે કકલાવો છો? શા માટે રીબાવો છો? મારી સામે જુઓ, દયા કરો. ન્યાય કરો અને મારાં લગ્ન......"

"વીરમદેવ સાથેજ થશે."

હંસા એ વાતનો જવાબ ન આપી શકી. પોતે તરતજ મનમાં કાંઇ સંકલ્પ કરીને બોલી: "પિતાજી, મારી એક જ અરજ સ્વીકારાશે ?"

"તું જો લગ્ન કરવાની કબુલાત આપે તો મારે વાંધો નથી. જો લગ્ન કરવા માટે તું જરા પણ વાંધો કરશે; તો હું તારો એક શબ્દ પણ લક્ષમાં નહિ લઉં."

"ઠીક છે. હું તમારી આજ્ઞાનું પાલન કરવા તૈયાર છું, પણ પહેલાં એ વાત નક્કી થવી જોઇએ કે લુંટારાને પકડનાર મારી સાથે લગ્ન કરવા રાજી નથી. જો આ વાત આપણા દરબારમાં આવીને તે સરદાર સ્વીકારે તો પછી આપની ઇચ્છામાં આવે તે કરવા આપ મુખત્યાર છો. પણ પહેલાં આ વાતનો નિર્ણય અવશ્ય થવો જોઇએ."

હંસાએ આ વાત પિતાને કરતાં કરતાં મનમાં અનેક વિચારો ઘડી લીધા. ભગવતસિંહને આ વાત ઠીક લાગી; તેથી પોતે વીરમદેવના દૂતને ખુલાસો કરવા લાગ્યા:

"સરદાર, તમે જાવ, અને લુંટારાને પકડનાર સરદારને અહીં મોકલો. જો તે હંસાનો હાથ સ્વીકારવા ના પાડશે, તો પછી વીરમદેવ સાથે મારી બાળકીનાં લગ્ન કરવા માટે મને કશી અડચણ નથી."

દૂતને પણ આ વાત ઠીક લાગી; પણ મનમાં એ વાતની તો યાદ આવીજ નહિ કે 'નાગજી તો કેદખાનામાં છે. પોતે પોતાની ધુનમાં ને ધુનમાં મહારાજની રજા લઇ પાછો વીરમદેવના દરબારમાં ખાવવા નીકળ્યો.

સુરેખાને જ્યારે ખબર પડી કે પોતાના પતિને કેદ કરવામાં આવ્યો છે, ત્યારે તેને અતિશય દુઃખ થયું. અંતર જાણે બળતું યું. શરીરનું લોહી જાણે ફરતું બંધ થતું હોય, શ્વાસ રૂંધાતો હોય, આખો સંસાર ઘોર અંધકારમય હોય, એવો સુરેખાને અનુભવ થવા પડ્યો. આંખ પણ પોતાનું બળ ગુમાવી બેઠી. માત્ર પાણી સિવાય આંખમાં કાંઇ હતુંજ નહિ.

પોતાના પતિની મુક્તિ માટે સુરેખા ભાઇની પાસે આવી. આ વખતે રાત પડી ચૂકી હતી. વીરમદેવ પોતાના મહેલમાં જરા અકળાઇને આમ-તેમ ફરતો હતો. હજી સુધી એના મનમાં લગ્ન માટે શંકાઓજ હતી. લગ્ન થશે કે કેમ એ પ્રશ્નની મારામાર મન અને બુધ્ધિ વચ્ચે થયાજ કરતી અને મન કહેતું કે લગ્ન થશે. બુધ્ધિ વાદમાં ઉતરતી. મન તો મોહમાં આંધળું થયું હતું. બુધ્ધિ હજી ઠેકાણે હતી. એથી બુદ્ધિપૂર્વક વિચાર કરતાં એના અંતરમાં નિરાશાના તણખા ઝરતા. અને એ નિરાશા મૂર્તિમંત થાય તો શું કરવું એનો પણ વિચાર વીરમદેવને આવ્યો હતો. આ વખતે સુરેખા પોતાના ભાઇ પાસે આવી. વીરમદેવને સુરેખાના આવવાની ખબર ન હતી.

એટલે સુરેખાએ કરૂણાથી ભાઇને બોલાવ્યો: "ભાઇ," વીરમ-દેવની નજર બેન પર પડી. બેનનું મોઢું મૃત્યુ પામેલી જીવંત પ્રતિમા જેવું હતું. આંખમાં જળ અને ઉદાસીનતાની છાયા રમતી હતી. વીરમદેવ બેનને આવેલી જોઇ જરા ક્રોધાવેશમાં આવ્યો અને બોલ્યો: "કેમ શું છે? શા માટે આવી છે?" સુરેખાએ પાલવ પાથર્યો અને બોલી: "હું શા માટે આવી છું, તે વિસ્તારથી સમજાવવાની આવશ્યકતા છે? મારાં આંસુ સામું જુઓ. મારાં આંસુથી આપ નથી સમજી શકતા કે હું શા માટે આવી છું?"

"હું સમજું છું, પણ તારી આશા ફળે તેમ નથી."

"ભાઇ મારા પતિની કાંઈ કસુર?"

"કસુર!!! ભર દરબારમાં મારૂં અપમાન કર્યું એ શું કસુર નથી?"

"આપનું અપમાન! આપનું અપમાન કર્યું હોય તો જરૂર એ અપરાધ છે. અને અપરાધ ન માફ થઇ શકે એવો છે."

"માટે જ હું માફ કરતો નથી." વીરમદેવ બોલ્યો:

"પણ અપરાધ શો કર્યો છે એ તો કહો?"

"અપરાધ શો કર્યો છે? સાંભળ! કાન ખુલ્લા રાખીને સાંભળ! એણે ભર દરબારમાં કહ્યું કે 'હું તમારો બનેવી છું. તમારી બેનનો પતિ છું'."

"શું એ વાત ખોટી છે? સાચી વાત કરવી એ શું અપરાધ છે? એ આપના બનેવી નથી? આપની બેનના પતિ નથી? સાચી વાત કરનારને આમ કારાગૃહમાં મોકલવો એ શું યથાર્થ છે?"

"હું તારી સલાહ નથી માગતો."

"હું સલાહ આપવા પણ આવી નથી."

"ત્યારે શા માટે આવી છે?"

"મારા પતિને મુક્ત કરો એ અરજ કરવા આવી છું."

"અરજ! તારી અરજ હું સાંભળી ચુકયો છું."

"પછી?"

"પછી બીજું શું હોય? એ દુષ્ટ માણસનો કારાગૃહમાંજ અંત આવશે."

સુરેખાના અંતરમાં આ 'દુષ્ટ' શબ્દ ભાલાની અણીની માફક ચોંટી ગયો. પોતાના પતિને દુષ્ટ કહેનારની જીભ ખેંચી લેવા જેટલો એને ક્રોધ ચઢયો, પણ એ શું કરે? લાચારી સિવાય એની પાસે શું હતું? તો પણ ભાઇના શબ્દોનો ઉત્તર આપ્યા વગર તો સુરેખા ન રહી. તે બોલી: "ભાઇ એ તો દુષ્ટ છે, પણ આપ તો ન્યાયી છો ને? આ લોકો જાણશે તો આપના ન્યાયને દુષ્ટતા નહિ કહે? મારા પતિના શબ્દોને દુષ્ટતા કહેશે, કેમ એમજ ને?"

"સુરેખા, મેંજ તારાં લગ્ન એની સાથે કરાવ્યાં છે, મેંજ તને પરણાવી છે, એ કયાં માનતો હતો? એનો તું આવો બદલો વાળે છે?"

"નહિ, તમારા એ ઉપકારનો બદલો વાળવાની મારી શક્તિ નથી."

"તો પછી શા માટે મારા સામી થાય છે?"

"એટલાજ માટે સામી થાઉં છું કે તમે મને જે વસ્તુ આપી છે; જેનાથી મારો ઉધ્ધાર છે, તે વસ્તુને તમે ખુંચવી લ્યો છો; તેને માટીમાં મેળવવા તૈયાર થઇ ગયા છો."

"હું મારું વેર વાળ્યા વગર રહેનાર નથી."

"પણ તમો વેર વાળવા જશો તો મારું શું થશે, એનો વિચાર કર્યો છે? એનાથી વેર વાળવા જતાં મારું અમંગળ થશે; મારી સૂક્ષ્મસૃષ્ટિનો નાશ થશે."

"નાશ થાય તો ભલે થાય."

સુરેખા આ વચનથી બહુજ બળવા લાગી. તેણે ભાઇને કહ્યું: "તમે મને રંડાપો આપવા માગો છો?"

"તું મને કંટાળો ન આપ!"

"તમે મને છેહ ન આપો."

"તારો પતિ મારો અપરાધી છે."

"ન્યાયની દ્રષ્ટિ વગર તમને એમ દેખાય છે. ન્યાયબુદ્ધિ ગ્રહણ કરો. પછી આપ જુઓ તો દેખાશે કે મારો પતિ કોણ છે?"

"શું હું અંધ છું?"

"અંધ નથી; મદાંધ છો!"

સુરેખા આ શબ્દો અજાણમાંજ બોલી ગઇ હતી. એ શબ્દોનું શું પરિણામ આવશે એની એ બિચારીને કશી ખબર ન હતી. મદાંધ શબ્દ સાંભળતાં વીરમદેવના આખા શરીરની સ્થિતિ બદલાઇ ગઇ અને તે બોલ્યો:

"હું મદાંધ છું? હું મદાંધ છું? એનો ખરો ખુલાસો હું સવારે કરી બતાવીશ. અત્યારે તું મારી સામેથી જા. ચાલી જા. આઠ દિવસ પછી આવજે. દરબારમાંથી તારાજ પતિનું મસ્તક લઇ જજે; પછી જોઇએ તો જીવતી રહેજે અથવા પતિ સાથે બળી મરજે."

સુરેખા તરતજ મૂચ્છિત થઇ ગઇ. આ કારી કટારીના ઘા તેનાથી સહન ન થયા. સુરેખા મુડદું થઇને પડી. વીરમદેવ કાંઇ પણ પરવા રાખ્યા વગર બોલ્યો:

"તારાં આ ચેડાંથી મને કાંઇ પણ અસર થવાની નથી."

વીરમદેવ જાણતો હતો કે સુરેખા હમણાં ઉભી થશે, પણ એ તો મુડદાં માફકજ પડી રહી. આથી વીરમદેવને ચિંતા થઇ. રાજમહેલમાંથી દાસીઓને બોલાવી અને સુરેખાને એના મહેલ ભેગી કરી. દાસીઓને કાંઇ સમજ ન પડી કે આ શું થયું છે? વીરમદેવે એ આખી રાત ઉજાગરાથી કાઢી. બેનની આવી અવદશાથી એના મન પર ચોટ તો લાગી, પણ તેથી કાંઇ મન ફેરવાયું નહિ. સવારમાં સમાચાર પુછાવ્યા તો સુરેખા શુદ્ધિમાં આવી હતી, પણ રૂદન સિવાય કશું એ બોલતી-ચાલતી નહિ. એ તો એમજ જાણતી હતી કે 'મારા પતિનો હવે નાશ થશે.' અને એજ કારણથી પોતે અશ્રુપાત કરતી, અને દૈવ પાસે દયાની યાચના કરતી. પતિનો છુટકારો થાય નહિ તો એની સાથેજ પોતાના પ્રાણ જાય એ સુરેખાની ઇચ્છા હતી. વીરમદેવ હઠથી ભરપૂર હતો. એ જે હઠ લેતો તે પૂરી કરવાને ચૂકતો નહિ; પણ તે પારકા બળથી. પોતાના બળથી એ કાંઇ પણ કરવા શકિતમાન હતો નહિ. સુરેખા સાથે થયેલી વાતચીતનું પરિણામ એજ આવ્યું કે નાગભાનો ચંડાળના હાથે વધ કરાવવો. આમ કરવામાં વીરમદેવનો બીજો પણ હેતુ હતો. કદાચ ભગવતસિંહ તરફથી વાંધો આવે તો? કદાચ નાગભાને જ હંસા પરણવા માગે તો? પોતાની ઇચ્છાની વચ્ચે વિઘ્ન આવે એ વિઘ્નનો અંત લાવવો એ પણ વીરમદેવની ઇચ્છા હતી. એટલાજ માટે વીરમદેવ આ બાજી રમતો હતો. બેન રંડાય કે તેના પ્રાણ જાય એની તેને દરકાર ન હતી. દરકાર માત્ર પોતાના સ્વાર્થની હતી. એજ કારણથી પોતે આ પગલું ભરનાર હતો. માણસો નો સ્વાર્થ શું નથી કરાવતો? હાય, સંસાર!

ચાર છ દિવસ એમજ ગયા. તે પછી ભગવતસિંહને ત્યાં ગયેલો દૂત આવ્યો. દરબાર જામેલો હતો, ત્યાં દૂતે આવી સમાચાર કહ્યા કે, "ભગવતસિંહ નાગભાને પોતાના દરબારમાં બોલાવી આ વાતનો નિર્ણય કરવા માગે છે."

"શો નિર્ણય કરવા માગે છે?"

"એજ કે નાગભા રાજકુંવરીની સાથે લગ્ન કરવા માંગે છે કે નહિ? જો નાગભા પોતે આવીને આ વાતની ખાત્રી આપે તો લગ્ન થાય; નહિ તો થવાનાં નથી."

વીરમદેવ પોતાના સિંહાસનથી જાણે ઉથલાઇ પડ્યો હોય એવી રીતે આવેશમાં આવ્યો અને કહેવા લાગ્યો:

"શું આ શબ્દો તે રાજાએ કહ્યા?"

"નહિ?"

"ત્યારે?"

"આ વાંધો કુંવરીએ લીધો છે."

"શું તે નાગભાને પરણવા માગે છે?"

"હા!"

'હા, શબ્દ સાંભળતાં વીરમદેવ અર્ધગાંડા જેવો થઇ ગયો. પોતાની શંકા જાણે સાચી પડતી હોય એમ તેને લાગી આવ્યું.

"ત્યારે હવે શું કરવું?"

"કરવાનું બીજું કશું નથી, માત્ર નાગભાને ત્યાં મોકલો."

"નાગભાને ત્યાં મોકલું એટલે રાજકુંવરી તેના ગળામાં વરમાળા પહેરાવે એમ ને?"

દૂતે કહ્યું: "નહિ, એમ નથી. જો નાગભા એવી ખાત્રી આપે કે હું હંસા કુંવરીને વરવા ઇચ્છતો નથી, તો રાજકુંવરી કાંઇ વાંધો લેવાની નથી. અને જો એમ નહિ થાય તો, રાજકુંવરી આપનો કોઇ કાળે હાથ નહિ સ્વીકારે."

વીરમદેવને તરતજ એવો વિચાર આવ્યો કે નાગભાનો અંત લાવું. પણ નાગભાનો અંત લાવવાથી મહારાજા ભગવતસિંહ અને રાજકુંવરીને વહેમ જાય અને કામ પાર ઉતરવાનો એક પણ રસ્તો ન રહે. આથી પોતે નાગભાને મુક્ત કરવા તૈયાર થયો. તેજ પળે પહેરેગીરને

નાગભાને પોતાની સમક્ષ હાજર કરવા આજ્ઞા કીધી. થોડીજ વારમાં નાગભાને હાજર કરવામાં આવ્યો. વીરમદેવ મગરૂરીથી બેઠો હતો. નાગભા બેડીઓ સાથે હાજર થયો. વીરમદેવ બોલ્યો:

"સરદાર, તમે છુટા છો."

"શા માટે છુટો છું?"

"મારી એવી ઇચ્છા છે."

"હું તમારી ઇચ્છાને આધીન નથી."

"કારણ?"

"કારણ એજ કે હું હમણાં કોઇની બંધીમાં નથી."

"હાથમાં બેડીઓ છે ને આમ બોલો છો?"

"હા, હાથમાં બેડીઓ છે, એણેજ મને ધર્મબંધનમાંથી મુક્ત કર્યો છે. જ્યારે હું છુટો હતો ત્યારે તમારા ઋણમાં હતો, નોકરીમાં હતો, પરતંત્ર હતો. આ બેડીઓ હાથમાં પડતાં હું મારા ઋણમાંથી મુક્ત થયો છું, સ્વતંત્ર થયો છું. હું કોઇની બંધીમાં નથી. તમારી ઇચ્છાને આધીન થવું કે ન થવું એ મારી ઇચ્છાની વાત છે, તમારી ઇચ્છાની વાત નથી."

વીરમદેવે કહ્યું: "હું તમારી નોકરી તમોને પાછી આપીશ."

"મારે હવે નોકરીની દરકાર નથી, મારે આ બેડીઓ મઝાની છે."

"નોકરીની દરકાર નથી?"

"ના! ના!"

"કારણ?"

"નોકરી એ પરતંત્રતા છે, એનો મને અનુભવ થયો છે. મારા ભાઇના શબ્દો મને યાદ આવે છે. હવે હું એ પરતંત્રતા સ્વીકારવાનો નથી. મારા માટે આ બેડીઓ બહુજ સારી છે."

"તમે મારી ઇચ્છાનું અપમાન કરો છો?"

"સ્વતંત્ર માણસ ચાહે તે કરવાને શક્તિ ધરાવે છે. ટુકડો ખાનારો કશું કરી શકતો નથી. તમારૂં માન કે અપમાન મારી નજરમાં એક-સરખું છે."

"તમે મારી માગણીને નહિ સ્વીકારો તો મૃત્યુને ભેટવું પડશે."

"મૃત્યુને ભેટીશ, પણ તમારી માગણી નહિ સ્વીકારૂં."

"અહો, હાથમાં બેડીઓ છે, છતાં આટલું બધું ગુમાન છે! સમજાતું નથી!"

નાગભા ગર્જીને બોલ્યો: "ગુલામીની બેડીઓ કરતાં આ બેડીઓ સારી છે. ગુલામીની બેડીઓ માત્ર હાથમાંજ હોતી નથી, એ બેડીઓ તો જીભ પર પણ સત્તા ચલાવે છે, આત્માને પણ રૂંધી રાખે છે. એ બેડીઓથી આ લોખંડની બેડીઓ સારી છે."

"હું વિવાદ નથી માંગતો; જવાબ માગું છું."

"જવાબ આપવો કે નહિ એ મારી મરજીની વાત છે. આટલા દિવસ તમારા શબ્દોનો જવાબ નહિ; પણ શબ્દો પર પ્રાણ આપ્યા છે; હવે જવાબ તો શું પણ મારા શરીરની ચેષ્ટા પણ તમે મારી ઇચ્છા વગર નહિ જોઇ શકો."

વીરમદેવ મુંઝાયો, નાગભાને કેમ સમજાવવો તે સુઝ ન પડી. નાગભાને પાછો કારાગૃહમાં મોકલાવ્યો ને સુરેખાને મળી નાગભાને સમજાવવાની યુક્તિ રચી.

---

## પ્રકરણ ૨૯ મું.

## નાગભા માન્યો

વીરમદેવને જ્યારે નાગભાએ જરા પણ દાદ ન આપી, ત્યારે વીરમદેવની દ્રષ્ટિ સુરેખા તરફ ગઇ. એણે માન્યું કે સુરેખા તરતજ મારી જાળમાં આવી જશે, અને હું મારા કાર્યમાં ફાવીશ. વાત પણ ખરી

હતી, કારણ કે સુરેખા પોતાના સ્વામીને છોડાવવા પોતાના પ્રાણની આહુતિ આપવી પડે તો તે પણ આપવા તૈયાર હતી. વીરમદેવને એથીજ સુરેખાને મળવાની ઇચ્છા થઇ.

સાંજના પોતે સુરેખાને સમાચાર મોકલાવ્યા કે, 'હું મળવા આવું છું.' આગલા પ્રકરણનીજ વાત છે કે સુરેખા વીરમદેવને મળવા ગઇ હતી. ત્યાં શું બન્યું? એજ કે સુરેખા આંસુભરી આંખે પાછી આવી. પોતાના પતિને છોડાવવાના જે મનોરથો પોતે ઘડયા હતા તે મનોરથો માટીમાં મળી ગયા, અને વીરમદેવે દયાનો બોલ પણ સંભળાવ્યો નહિ. આજે એથી વિપરીતજ બનાવ બન્યો. બેનની દયા નહિ જાણનારને સામે દયા માગવા જવાનો વારો આવ્યો. સુરેખા સમજી નહિ કે ભાઇ શા માટે આવે છે. એ તો મનમાં જુદાજ વિચાર કરવા લાગી. પોતે એમ અનુમાન કરી બેઠી કે ભાઇ મારા પર ક્રોધે ભરાયો હશે. કદાચ શિક્ષા કરવા નિમિત્તે તે આવતો હોવો જોઇએ. પણ વાત તો બીજી જ હતી.

સુરેખાએ ભાઇનો સંદેશો સાંભળ્યો અને મનમાં અનેક તર્કવિતર્કો કરવા લાગી, પોતાના પર વિચારે એવું તો દબાણ કર્યું હતું કે, મિનીટ અને યુગમાં સુરેખાને કાંઇ ફરક લાગ્યો નહિ.

સાંજના વીરમદેવની સ્વારી બેનને બારણે આવી. સુરેખાએ કંપતા હ્રદયે અવકાર આપ્યો. આવકાર આપતાં આંખમાં પાણીનાં પૂર ચઢયાં. વીરમદેવના મનમાં સુરેખાનાં આંસુની અસર થઇ કહો, અથવા પોતાના સ્વાર્થને લીધે અસર થઇ કહો, પણ અસર થઇ અને પોતે બારણામાં પગ મૂકતાંજ બોલ્યો: "કેમ બેન, શા માટે રડે છે?"

રડવાનું કારણ વીરમદેવથી અજાણ્યું ન હતું; તે છતાં પોતાના કાર્યને વેગ મળે અથવા વાત કરવાનો પ્રસંગ નીકળે એમ ધારી વીરમદેવ આમ બોલ્યો.

સુરેખા કહેવા લાગી: "ભાઇ મારા રૂદનની વાત તમારાથી શું અજાણી છે? તમે નથી જાણતા મારા રડવાનું કારણ? રડું નહિ તો શું કરૂં?"

વીરમદેવ ગાઢ વિચારમાં હોય એવી મુખમુદ્રા કરી આગળ વધ્યો અને પોતાને માટે ગોઠવેલા આસન પર બેઠો. સુરેખા આવીને તેની સામે ઉભી રહી. હાથમાં સાડીનો પાલવ હતો. પાલવથી તે પળેપળે આંસુ લુછતી.

વીરમદેવના મનમાં નિશ્ચય થઇ ગયો કે 'સુરેખા મારા કહેવા પ્રમાણે કરશે.' આથી તે બોલ્યો:

"સુરેખા, હું તારૂં દુઃખ જાણું છું."

"જાણવા છતાં રડવાનું કારણ શું કામ પુછ્યું? ભાઇ તમેજ મારાં લગ્ન કર્યાં, હવે તમે મારા સૌભાગ્યને......"

સુરેખાના શબ્દો કાંટા થઇને ગળામાં બેસી ગયા. તેનાથી આગળ બોલી ન શકાયું. વીરમદેવ કહેવા લાગ્યો:

"સુરેખા, તારો પતિ કેવો છે તે જાણે છે?"

"હા, જાણું છું."

"કેવો છે?"

"ઇશ્વર જેવો."

"ઇશ્વર જેવો નથી, કાળ જેવો છે."

"કાળ જેવો છે, પણ તે શત્રુ માટે. મારા માટે તો તે મારો ઇશ્વર છે. ઇશ્વરના નામ કરતાં પણ મારા પતિના નામમાં મને વધારે મીઠાશ લાગે છે. મારો સ્વામી મારો ઇશ્વર છે."

"ઇશ્વર તો સર્વવ્યાપી છે. તારો સ્વામી સર્વવ્યાપી કયાં છે? એ તો તારી દ્રષ્ટિથી દૂર કેદમાં છે."

"ભલે કેદમાં છે, પણ મારા હૃદય સામું જુઓ. એ મારા હૃદયથી દૂર નથી. મારી નજરમાં તેની જ મૂર્તિ રમી રહી છે. સ્થળેસ્થળે મને તેનાંજ દર્શન થાય છે."

"પછી રડે છે કેમ?"

"રડે છે કેમ? એક સ્ત્રીના હૃદયની તમને ખબર છે? સ્ત્રીનું હૃદય કેવું હોય છે? હું બોલું છું, તે મારી ભાવના છે. મારા હૃદયમાં જે વેદના છે તેનું માપ તમો ક્યાંથી કાઢી શકો?"

"હવે તારી શી ઇચ્છા છે?"

"મૃત્યુના ભોગે મારા સ્વામીને છોડાવવા!"

"હું છોડી દઇશ."

"એ આપનો ઉપકાર હું વાળી નહિ શકું."

"ઉપકાર ન વાળે તો હું ઉપકાર કરનાર પણ નથી."

"એટલે?"

"હું તારા સ્વામીને મુક્ત કરૂં, પણ તેમાં એક શરત છે. બોલ, છે તને કબુલ?"

"શરત? તમારી શરત? શરત શી છે?"

"હું તારા પતિની પાસે એક કાર્ય કરાવવા માગું છું. જો તારો પતિ એ મારૂં કાર્ય કરે તો હમણાંજ હું તેને મુક્ત કરૂં. બોલ, તું તારા નાથને સમજાવી શકશે?"

"મારા પતિને સમજાવવાની મારામાં શક્તિ નથી."

"તો પછી તેની મુક્તિની આશા રાખવી નિરર્થક છે. તું જો તેને સમજાવી શકતી હોય તોજ હું તેને છોડી શકું તેમ છું."

"હું વિનતિ કરી જોઇશ, મારૂં માનશે તો મનાવીશ."

વીરમદેવ બોલ્યો: "સ્ત્રીની સત્તા આગળ પુરૂષનું કશું ચાલતું નથી. સ્ત્રી પુરૂષને પળમાં પાણી કરી શકે છે."

"એ સ્ત્રીઓ બીજી અને પુરૂષો પણ બીજા. મારા સ્વામી અને મારા માટે આ વાત બનવાજોગ નથી. હું મારા સ્વામી પર સત્તા ચલાવી શકું તેમ નથી. મારા સ્વામી મારી સત્તાને વશ થાય એવા નમાલા નથી."

"ત્યારે હવે શું કરવું ?"

"હું અરજ કરીશ. માનશે તો બનતી મહેનતથી મનાવીશ; નહિ તો જે ઇશ્વરે ધાર્યું હશે તે થશે."

"તું બધી વાતો જવા દે. જો હું હમણાંજ નાગભાને અહીં બોલાવું છું. તું તેને મારી સમક્ષ બે બોલ કહે."

"પણ હું શું કહું?"

"મારૂં માને તે."

"તમારૂં એ શું માને?"

"હું તેને અલકાપુરી મોકલવા માગું છું."

"શા માટે?"

"હંસાએ વાંધો લીધો છે."

"શો?"

"એ એને વરવા માગે છે; જેણે લુંટારાને કેદ કર્યો છે."

"એમ?"

"હા. અને એથીજ હું નાગભાને અલકાપુરી મોકલી એ વાત સિધ્ધ કરવા માગું છું કે નાગભા હંસાને વરવા માગતો નથી."

"તમે કેમ જાણ્યું કે તે વરવા માગતા નથી?"

"તે એમ બોલી ચૂકયો છે."

"એના બોલવા પર તમારો વિશ્વાસ છે?"

'હા, એના બોલવા પર મારો બરાબર વિશ્વાસ છે. નાગભા જે બોલે છે તે બરાબર પાળે છે, બોલેલું ફેરવતો નથી."

સુરેખા જરા ગર્વથી ફુલી. બીજીજ પળે પોતે બોલી: "જો એમ હોય તો ભલે મારા નાથને બોલાવો. એ મારૂં માનશે તો હું એમને મનાવીશ."

વીરમદેવે તરતજ અનુચરોને આજ્ઞા કરી કે 'નાગભાને તરતજ બોલાવી લાવો.' આજ્ઞા થતાંજ અનુચરો છુટયા અને નાગભાને લાવી વીરમદેવ આગળ હાજર કીધો.

આ વખતે દ્રશ્ય જોવા જેવું હતું. એક તરફ વીરમદેવ બેઠો હતો, સામે બેડીઅસ્ત નાગભા ઊભો હતો. નાગભાએ ગર્જના કરી:

"બનેવીના મહેલમાં શા માટે આવ્યા છો?"

વીરમદેવની આંખો ક્રોધથી છલકાઇ ગઇ, પણ ક્રોધને શાંત રાખીને બોલ્યો: "નાગભા, જીભની તલ્વાર ચલાવવામાં સાર નથી."

નાગભા જરા હસ્યો અને બોલ્યો: "જીભની તલ્વાર! જીભની તલ્વાર તો તમે ચલાવી જાણો છો. હું તો બાહુબળી છું. મારામાં વીરતા છે, તલ્વાર ક્યાં વાપરવી, કેમ વાપરવી, તે હું જાણું છું. પણ એ તો કહો કે મને અહીં શા માટે બોલાવ્યો છે?"

"તમારી આ વીરતા સુરેખાને બતાવવા માટે." નાગભા સુરેખા તરફ ફર્યો અને બોલ્યો: "જો, આ તારા ભાઇની ભલાઇ. આ તારા ભાઇ તરફથી મળેલી પહેરામણી. જો, આ મારા હાથમાં પુષ્પમાળા. આ મારા હાથની બેડીઓ." સુરેખા ન બોલી શકી. બોલવા માટે કરી રાખેલા વિચારો ધૂળમાં મળી ગયા. શું બોલવું એ સુરેખાને સૂઝયું નહિ. વીરમદેવ નાગભાના શબ્દો સાંભળતો ન હતો. એના વિચારો નાગભાના માટે આદરરૂપ થઇ ગયા હતા. આથી તે કહેવા લાગ્યો: "મેં તમને અહીં નીચા પાડવા કે, મારી બેન સામે તમોને બેઆબરૂ કરવા બોલાવ્યા નથી."

"ત્યારે?"

"બીજા કામ માટે બોલાવ્યા છે."

"બીજું કામ છે? બીજું કામ શું છે?"

હવે સુરેખા આગળ વધી અને નાગભાને વિનતી કરતી બોલી: "નાથ, આપ મારી અરજ સાંભળો."

"તું અરજ કરનારી છે? સુરેખા, તું કોના તરફથી અરજ કરનાર છે, તે તો કહે?"

"મારી અરજ મારા ભાઇ તરફની છે."

"તો શું વીરમદેવ જેવો વીરનર આમ સ્રીની અરજથી ફાવવા માગે છે? સ્રીની વકીલાતનો આધાર લેવા માંગે છે? વાહ, વીરમદેવ વાહ! તમારી વીરતાને ધન્ય છો!"

"સ્વામી, આપ શું બોલો છો? મારા ભાઇ ગમે તેવા હોય પણ તે તમારા અંગત સગા છે."

"મારા સગા છે? મારા શા સગા છે?"

"તમારા કાંઇ સગા નથી? મારા ભાઇ તમારા કાંઇ સગા નથી? આ શું બોલો છો?"

"હું નથી કહેતો, તારો ભાઇજ કહે છે. તારા ભાઇને પુછી જો; એ તને જવાબ આપશે. તું પુછ તો ખરી કે હું એમનો શો સગો?"

વીરમદેવ તરતજ બોલી ઉઠયો: "તમે મારા બનેવી છો."

નાગભાથી હવે રહેવાયું નહિ. તરતજ તે ખડખડાટ હસી પડયો અને કહેવા લાગ્યો:

"હું તમારો બનેવી? આ કોણ વીરમદેવ બોલે છે?"

વીરમદેવ નાગભાના હસવાની દરકાર કર્યા વગર બોલ્યો: "કેમ, સાચું બોલવામાં કાંઇ ગુન્હો છે?"

"નહિજ. તમારા માટે કાંઇજ ગુન્હો નથી. ગુન્હો હોય તો મારા માટે છે. હું સાચી વાત કરૂં તો ગુન્હો છે. રાજસભામાં મેં આજ વાત કહી હતી કે 'હું તમારો બનેવી છું,' અને એ સાચા શબ્દોનો બદલો આ મારા હાથમાં છે." આટલું બોલી નાગભાએ પોતાના હાથની બેડીઓ બતાવી. વીરમદેવ તરતજ નીચું જોઇ ગયો. સુરેખા પોતાના સ્વામીને સમજાવવા લાગી:

"નાથ, મારા ભાઇની ઇચ્છા પૂરી કરો."

"શી ઇચ્છા છે એની?"

"તમે અલકાપુરી જાવ, એ."

"હું શા માટે જાઉં?"

"ત્યાં હંસાકુંવરીએ વાંધો લીધો છે."

"શાનો ?"

વીરમદેવ વચ્ચે બોલી ઉઠયો: "શાનો શું ? લગ્ન કરવાનો. એ મારી સાથે લગ્ન કરવા માગતી નથી."

"ત્યારે ?"

"જેણે લુંટારાને પકડયો છે તેની સાથે તે લગ્ન કરવા માગે છે. માટે તમે જાવ અને આ વાતનો નીવેડો કરી આવો."

નાગભા મગરૂરીથી બોલ્યો: "હું જનાર નથી."

સુરેખા નાગભાને વિનયથી વિનવવા લાગી: "તમે નહિ જાવ તો કોણ જશે ? જુઓ મારા ભાઇ સ્વીકારી ચૂકયા છે કે તમે એમના બનેવી છો. લગ્નનું કાર્ય તો બનેવીના હાથેજ થવું જોઇએ. આપ નકાર ન કરશો. નાથ ! મારી નમ્ર અરજ છે, વિનંતી છે. આપ એ સ્વીકારો અને મારા ભાઇ જેમ કહે તેમ કરો."

આટલું બોલી સુરેખા નાગભાનાં ચરણમાં નમવા ગઇ. નાગભાએ સુરેખાનો હાથ પકડી લીધો, તેને ઉભી કરી અને બોલ્યો:

"હું જઇશ, પણ મારી મરજી પડશે ત્યારે જઇશ."

વીરમદેવ બોલ્યો: "મરજી કયારે થશે ?"

"ગમે ત્યારે. મારી મરજી વિરૂદ્ધ મને કોઇ મોકલી શકનાર નથી. જો મારી આ વાત માન્ય હોય તો ઠીક, નહિ તો હું કારાગૃહમાં જવાને તૈયાર છું." વીરમદેવને ખાત્રી થઇ કે 'સુરેખાના સમજાવવાથી નાગભાના વિચારો ફેરવાશે.' આથી તે નાગભાને કહેવા લાગ્યો: "ઠીક, ત્યારે હું તમારી ઉપર દબાણ નથી કરતો; કારણ કે તમે મારા......"

નાગભાએ વાકય પૂરૂં કર્યું: "બનેવી છું."

"હા, હા, આપ એમના બનેવી તો છોજ." સુરેખા બોલી ઉઠી. "એ વાતનો એ કયાં અનાદર કરે છે, પણ હવે તો તમો શાંત થયા ને ?"

વીરમદેવે તરતજ ઇશારત કરી. નાગભાના હાથની બેડીઓ ખોલી નાખવામાં આવી. વીરમદેવ જવા માટે ઉઠયો અને બોલ્યો:

"વારૂ, હું હવે જઇશ. આપ આપની ઇચ્છા પ્રમાણે કરજો."

નાગભાનું હૃદય ઢળી પડયું અને ઉત્તરમાં બોલાઇ ગયું:

"હવે તો હું તમારી ગુલામીમાં પાછો આવી ગયો. હવે તમારે ચિંતા કરવા જેવું નથી. હું સવારેજ અલકાપુરી જઇશ."

વીરમદેવ હસ્યો અને ખસ્યો. બધાના જવા પછી સુરેખા પ્રેમાવેશમાં પોતાના પતિને ભેટી પડી. નાગભા બોલ્યો: "સુરેખા, મેં જય મેળવ્યો હોય તો માત્ર તારી આંસુભરી આંખોથીજ. હું નિ:સંદેહ કહું છું કે વીરમદેવે જો તારો આશરો ન લીધો હોત તો હું માનત નહિ."

સુરેખાએ પોતાના કોમળ હાથ નાગભાના ગળામાં નાખી દીધા. થોડી વાર આમ લટકી રહી બોલી:

"નાથ, શું આપ સવારેજ અલકાપુરી જશો?"

"હા, કેમ?"

"મારી ઇચ્છા છે કે હું આપની સાથે આવું."

"સાથે શા માટે?"

"મારા આવવાથી આપનો માર્ગ સુલભ થશે. કદાચ હંસાકુંવરી ન માને તો આપને કહેવા થશે કે હું પરણેલો છું."

નાગભાને આ વાત ગમી અને સુરેખાને સાથે લઇ જવા ખુશી બતાવી. સુરેખાના મનમાં એ વાત રમતીજ હતી કે 'પેલી ખેડુતબાળા કોણ છે?' નાગભાની સાથે જવામાં તેની એક નેમ એ પણ હતી કે પેલી ખેડુતની બાળકી કોણ છે તેનો પત્તો મેળવે.

## પ્રકરણ ૩૦ મું.

—:૦:—

### દાન.

નાગભા હંસકુમારીને લેવા સુરેખા સાથે અલકાપુરી આવ્યો. ભગવતસિંહને ખબર થવાથી નાગભાનું સુંદર રીતે સ્વાગત કર્યું; સસરો જમાઇનું કરે એવી રીતે. નાગભા તથા સુરેખાને ઉતરવાની સગવડ હંસાના મહેલમાં કરવામાં આવી. હંસાના મહેલમાં અત્યારે માત્ર સુનકાર હતો. હંસા મહેલમાંજ હતી, પણ એના અંતરમાં આનંદ કે ઓજસ ન હતાં. પ્રાણ પરવશ હોય, આશા પડી ભાંગી હોય, નિરાશાની વાદળીઓ ઘનઘોર છવાઇ હોય એવી દશા હંસાની હતી. જોનારની નજરે હંસા જીવતી હતી. એની દશા આવી હોય; જેનાં અંતરમાં આશાનાં અંકુરજ ન હોય, તો પછી તેના મહેલની રચના ખંડેર જેવી હોય એમાં શી શંકા ?

નાગભા અને સુરેખા હંસાના મહેલમાં આવ્યાં. સૂર્યાસ્ત થતો હતો. સૂર્યનારાયણ ધીમે પગલે પશ્ચિમ તરફ જતા હતા. એના પ્રકાશમાંથી પ્રખરતા વેરાઇ ગઇ હતી. રહી હતી, પણ તે ન રહેવા જેવી. સાંજ પડતી આવતી હતી, અંધારું થતું હતું, રાજદરબારમાં ચોઘડીઆંની દાંડીઓ તંન તણણ તંન તણણ તણણણણ પડતી હતી. સાથે સરણાઇના સૂર કાનમાં મધુરતા રેડતા હતા. મહેલના રક્ષકો પહેરા પર નિયત હતા. કોઇ સ્થળે દાસદાસીઓમાં અવનવી વાતો ચાલતી હતી. એટલામાં નાગભાના આગમનના સમાચાર દાસદાસીઓમાં પવનવેગે પથરાઇ ગયા. હંસા પોતાના ઓરડામાં ઓશીયાળી જેવી બેઠી હતી. એની આંખો કેમ જાણે જળઝરણાં હોય એમ દેખાતી હતી. અચાનક દાસી દોડતી દોડતી આવી અને બોલી:

"બા, તે આવ્યા!"

"કોણ?"

"લુંટારાને પકડનાર."

"તને કોણે કહ્યું?"

"આપણા મહેલમાં આવ્યા ને! અહીંઆંજ એમનો ઉતારો છે. અને સાથે તેમનાં ઠકરાણાં પણ છે. બેઉ સાથે આવ્યાં છે."

હંસાએ આ વાત સાંભળીને એક નજીવો નિસાસો નાખ્યો. હંસાથી બીજું શું થાય? એનામાં જીવ જેવું હતુંજ ક્યાં? જીવ વગરની નિસાસો કેવો નાખે? નજીવો. નિસાસો નાખીને તે બોલી: "શું અહીં તેમને ઉતારો આપવામાં આવ્યો છે?"

"હા."

"ખરૂં કહો છો?"

"શંકા શું કરવા કરો છો? મહેલના ઉત્તર દિશાના ઓરડામાં તેઓ ગયા અને હું આ તરફ આવી. બા, ખરેખર એ કોઇ ભદ્ર પુરૂષ છે. વીરતાની મૂર્તિ છે. આંખ અને મુખમાં એવી તો રસિકતા છે કે હું તો..."

બાજુમાંથી બીજી સખી બોલી: "તું શું મોહાસક્ત તો નથી થઇને?"

"થઇ નથી, પણ જો ધારીધારીને જોવાનું મળે તો અવશ્ય હું મારૂં સર્વસ્વ ગુમાવી બેસું."

"અને તેની પાછળ ગાંડી થાય એમ જ ને?"

"ગાંડી થાઉં કે જોગણ થાઉં, તે કશું કહેવાતું નથી; પણ કવિઓ જેને કામદેવ કહે છે, તેમાં અને આ પુરૂષમાં મને વધારે ફેર લાગ્યો નથી."

"વધારે ફેર લાગ્યો નથી એનો અર્થ શો?"

"અર્થ એજ કે, કવિઓ જે કહે છે તે કલ્પનાની વાતો છે, ત્યારે મેં જે જોયું તે તાદૃશ અને જીવંત જોયું. કવિઓને ભૂલાવો ખવરાવે એવી આ મૂર્તિ છે."

હંસાનું હૈયું ધબકવા લાગ્યું. નાગબાને પોતે જાણતી હતી. અનુભવ હતો. નાગબાનું વર્ણન સાંભળતાં હંસા હાય નાખી ગઇ. સમાચાર લાવનારી દાસી બોલી:

"તેની સ્ત્રી પણ તેજવાળી લાગે છે. બા, શું તમે એને વરશો?"

હંસાના મુખમાંથી ઉત્તર ન નીકળ્યો. આંખમાંથી આંસુ નીકળ્યાં.

બીજી બોલી: "બેન, આ પુરૂષના કરતાં વીરમદેવ શું ખોટા છે?"

હંસાની સ્થિતિમાં ફેરફાર થયો. આંસુવાળી આંખ આગ થઇ ગઇ. મોઢા પર ક્રોધની રેખા દોરાઇ ગઇ. પોતે ઉગ્ર સ્વભાવથી બોલી:

"હું તારી સલાહ માગું ત્યારે આપજે. ખબરદાર! બીજી વખતે બોલી છે તો? મારી વાતમાં તું શું જાણે?"

"હું તો તમારા ભલાની વાત કહું છું."

"મારૂં ભલું શું હું નથી જોઇ શકતી? મને શું ભાન નથી?"

"ભાન છે, પણ ભૂલી ગયાં છો. તમારા મનમાં જે વાત ઘોળાય છે તેણે તમારૂં ભાન ઠેકાણે રાખ્યું નથી. તમે સાંભળ્યું નથી કે તે પરણેલો છે? પછી તેની સાથે હસ્તમેળાપ કરવાથી શો લાભ?"

"લાભ, ગેરલાભ મારે જોવાનો છે; તારે નહિ."

"હાથે કરીને પસ્તાવાનો રસ્તો ગ્રહણ કરવો એ શું ડહાપણ છે?"

"ગાંડા માણસને ગાંડપણ જ ગમે. ગાંડપણ એજ તેનું ડહાપણ. હું ગાંડી છું. તું કહે છે તેમ ભાન ભૂલી ગઇ છું."

"ભાન ભૂલી ગયાં છો તો ભાન ઠેકાણે લાવો. ભાન વગર કોઇ પણ કાર્ય કરવું તે સારૂં નથી. વિચારબળથી વિચાર કરો."

"તું શું મને ગાંડી સમજે છે?"

"હું નથી સમજતી, તમે કહો છો કે તમે ગાંડા છો. તમને ગાંડપણ ગમે છે. તમારૂં ગાંડપણ એજ ડહાપણ છે. આ બધું શું બોલો છો તે હું સમજી શકતી નથી.

હંસા કહેવા લાગી: "ગાંડા માણસની વાત ગાંડાજ સમજી શકે. ડાહ્યા માણસો ડાહીડાહી વાત ભલે કરે, પણ ગાંડપણમાં શું ડહાપણ



“ નાથ ! શું આપ સવારેજ અલકાપુરી જશો ?” પૃષ્ઠ - ૬૮

છે એ સમજવાને તો એમણે ગાંડા જ થવું જોઇએ. તું ગાંડી થા. ગાંડી થઇશ તો મારૂં ગાંડપણ સમજાશે. મારાં ગાંડપણમાં કેવું ડહાપણ છે, તેનો તને અનુભવ થશે."

"તો શું તમારી એજ ઇચ્છા છે કે આવનાર પુરૂષનેજ વરવું?"

"એ સમય આવશે ત્યારે સમજાશે."

"એ ના પાડશે તો?"

"ભલે ના પાડે. એની ના સાથે મારે કશી લેવાદેવા નથી. મને મારા કામથી કામ છે. એ ના પાડશે તો પણ શું અને હા પાડશે તો પણ શું?"

"તમે આ શું બોલો છો તે મારાથી સમજાતું નથી."

"ક્યાંથી સમજાય? આ તો ગાંડા માણસની વાતો છે. ગાંડા માણસની વાતો સમજવાને પ્રથમ ગાંડા થવું જોઇએ. જો ગાંડા થાવ તોજ વાતને સમજી શકો. એનો ખુલાસો હું પ્રથમજ કરી ચુકી છું.

સખીઓમાં વિશેષ વાતચીત થઇ નહિ. રાત્રે મહેમાનોની મહેમાની થઇ. સુરેખાને જમવા નોતરવામાં આવી. હંસાના મનમાં જો કે શોકનો પાર ન હતો, છતાં એણે સુરેખાનો સત્કાર બહુ સારી રીતે કર્યો. હંસા એક કુશળ બાળા હતી, ક્ષત્રિયાણી હતી, હ્રદયની બળવાન હતી; પણ કોણ જાણે શાથી ઘડી ઘડી એના અંતરમાં તોફાન જાગતું, એ એનાથી સમજાતું નહિ. આમ હોવા છતાં પોતે રાજનિયમ પ્રમાણે સુરેખાનો સત્કાર કરવા તૈયાર થઇ. એને સ્વપ્ને પણ શંકા ન હતી કે પોતાને તેડવા માટે નાગભા આવશે અને સાથે સુરેખાને પણ લાવશે.

મહારાજા ભગવતસિંહની વતી નાગભાનો અને સુરેખાનો હંસાએ સત્કાર કર્યો. હંસાએ કેવી દશામાં સુરેખાને આમંત્રણ કર્યું હતું અને વાતચીત કરતાં તેના હ્રદયની શી દશા થશે, તે કલ્પના કરવી અસ્થાને નથી. સુરેખા હંસાની શોક્ય છે. શોક્ય તરફ સ્ત્રીના ભાવો કેવા હોય છે તે લખીને સમજાવવા જેવું નથી. એ વાત દીવા જેવી છે. સુરેખા

હંસાની શોક્ય હોવા છતાં એ વાત હંસા હમણાં ભૂલી ગઇ હતી. આંગણે આવેલાં અતિથિનો સત્કાર કરવામાં કાંઇ પણ કચાશ ન રહે તે માટે ઘટતી આજ્ઞાઓ સૌને આપતી હતી. સવાર થતાં સુરેખા હંસા પાસે આવી. હંસા મંદ મંદ હસી, પણ હસતાં રડી જવાયું. સુરેખા પણ હસી અને પાછળથી તેની દશા પણ હંસા જેવીજ થઇ. હંસા સુરેખાને રડતી જોઇ બોલીઃ

"બેન, રડો છો શા માટે?"

સુરેખાએ ઉત્તર આપ્યોઃ "મારો પણ એજ પ્રશ્ન છે કે આપની આંખમાં પાણી કેમ આવ્યાં?"

"તમે આ પ્રશ્ન શું સમજીને કરો છો?"

"જે સમજીને તમે પ્રશ્ન કર્યો છે તે સમજીને હું પણ પ્રશ્ન કરું છું. મારી સમજ તમારી સમજનો પ્રત્યાઘાત છે."

"હું તો કાંઇ પણ નથી સમજતી કે તમે શું બોલો છો."

"હું પણ સમજાવી શકું તેમ નથી કે હું શું બોલું છું."

હંસા આ વાત થતાં હસી પડી. એજ દશા સુરેખાની થઇ. સુરેખા પોતાના આ વર્તનથી એમ સમજાવવા માગતી હતી કે, હું તમારા સુખમાં સુખી અને દુઃખમાં દુઃખી છું. તમે હસો તો હસું અને તમે રડો તો હુંયે રડું. તમે દુઃખી થાવ તો હું દુઃખી થાઉં, અને તમે કષ્ટ પામો તો હુંયે કષ્ટ પામું.

સુરેખાના આ આચરણમાં મુંઝવણ હતી. શું તે હંસાને ઓળખી ગઇ હતી કે હંસા એજ ખેડુતની બાળકી હતી? ઓળખી ગઇ હોય એ કેમ બને? અત્યાર સુધીમાં એણે હંસાને કદિ પણ ખેડુતબાળાના વેશમાં જોઇ ન હતી. ત્યારે વગર જોયે હંસાને ઓળખી જાય એ કેમ બને? શું નાગભાની આગલી વાતચીતથી એ અનુમાન કરી શકી હશે? એમ હોય તો પણ સુરેખા આવા શબ્દો કેમ કાઢી શકે? કારણ કે હંસા તો વીરમદેવના હાથમાં જવાની છે. નાગભાની એજ ઇચ્છા છે. એટલા માટે તો એ આવ્યો છે, છતાં સુરેખા આમ બોલે, આવા વિચારો કરે, એની ભાવના આવા પ્રકારની ચેષ્ટા કરે એ શું કહેવાય?

હંસાના મનમાં પણ આવીજ શંકાઓ થવા લાગી. શું સુરેખા પોતાને ઓળખી ગઇ છે? બસ આ એકજ પ્રશ્ન એના મનમાં હતો. પ્રશ્નમાં મુંઝવણ હતી. મુંઝવણ હંસાને ગાંડી કરી મૂકતી. હંસા ગાંડી જેવી તો હતીજ, પણ સુરેખાની વાતચીતથી તે વધારે ગાંડી થઇ. થોડી વાર પછી હંસા બોલી:

"બેન, તમે કેમ સાથે આવ્યાં છો?"

"તમને જોવા!" સુરેખાએ જરા બનાવટ આદરી.

"મને જોવા! મને જોવા એનો અર્થ ?"

"અર્થ બીજો શો હોય! લગ્ન થતાં પહેલાં કન્યાને જોવી એ તો પરંપરાનો નિયમ છે. નિયમ પ્રમાણે હું આવી છું. એમાં અર્થ શો હોય?"

"ત્યારે તમે તમારા ભાઇ તરફથી આવ્યાં છો ?"

સુરેખા મૌન રહી. હકારની ચેષ્ટા કરી. હંસાની આંખોમાં તીખાશ આવી. સુરેખા સમજી ગઇ. હંસાએ કરડા અવાજે કહ્યું: "મને જોઇ લીધી?"

"તમને તો મેં ઘણા વખત પર જોયાં છે."

"ક્યાં?"

"કેમ ભૂલી ગયાં મહાશક્તિનાં મંદિરની વાત? આપણે એકજ ઓરડામાં મળ્યાં હતાં. તમે ઓરડો ખાલી કરાવવા ધમકી આપતાં હતાં, મેં ઓરડો તમારી પાસે માગી લીધો હતો અને તમે ઉત્તરમાં કહ્યું હતું કે......"

હંસા આ વાત પૂરી થાય તે પહેલાં પોતાની સ્થિતિનું ભાન ખોઇ બેઠી અને તેને મૂર્ચ્છા આવી ગઇ. દાસીઓમાં ચીસાચીસ થઇ ગઇ. મહારાજા કે નાગબાપાથી આ કોઇ ન હતું એટલે વાત વધારે ન વધી. બે ચાર પળમાં હંસા શુદ્ધિમાં આવી. સુરેખા હવે કશું ન બોલતાં ત્યાંથી બહાર જવા નીકળી. હંસા બોલી: "બેન, ક્યાં જાવ છો?"

"હું તમારૂં દુઃખ નથી જોઇ શકતી."

"તમે જોઇ નથી શકતાં, ત્યારે મારી શી દશા થતી હશે? તમે જે જોઇ નથી શકતાં તે હું સહન કરું છું."

સુરેખા પાછી વળી, હંસા પાસે બેઠી અને બોલી:

"તમારી સહનશીલતાને ધન્ય છે."

"પણ મને લાગે છે કે હવે મારાથી સહન નહિ થાય,"

"મને પણ એમજ લાગે છે કે હવે મારાથી સહન નહિ થાય."

"તમે રાતના અહીં રહેશો?"

સુરેખાની તો એ મરજી જ હતી. એ તો ઇચ્છતી જ હતી કે કોઇ પણ પ્રકારે એકાંત મળે. સુરેખા તરતજ હંસાની સાથે એકમત થઇ.

થોડીવાર પછી હંસા અને સુરેખા જમ્યાં.

જમવા પછી સુરેખા નાગભા પાસે રજા મેળવવાના આશયથી આવી. નાગભા હમણાં ઉતારા પર એકલો જ હતો. મહારાજાએ રાતના મળવા માટે કહ્યું હતું. જવાની પોતે તૈયારીમાં હતો, એટલામાં સુરેખા ત્યાં આવી. નાગભા બોલ્યો:

"કેમ!"

સુરેખા જરા હસી અને કહેવા લાગી: "હું રાજકુંવરી પાસે સુઉં તો?"

"ઘણી સારી વાત, પણ તારે એક કામ કરવાનું છે."

"શું?"

"તું રાજકુંવરીના અંતરને ફેરવી નાખ, એ તારા માર્ગમાં પત્થર રૂપ થવા માગે છે એટલે એને બનાવી, સમજાવી, પટાવી તારા ભાઇ તરફ વાળી દે; એટલે આપણું કામ થઇ જાય."

સુરેખાએ ઉત્તર આપ્યો: "મારી પણ એજ મરજી છે. એજ કારણથી હું રાજકુંવરી પાસે સુવા જવા માગું છું. રાતના હું એના ભાવો જાણી લઇશ અને સવારના જે બનાવ બનશે તે તમોને જણાવીશ."

"બનાવ જણાવવા કરતાં એ વાત મને જણાવજે કે રાજકન્યા માની છે. એટલું થાય તો બસ."

"મને કાંઇ કહેવું ન પડે." સુરેખાએ ઉત્તર આપ્યો અને પગ પાછો લીધો. નાગભાએ સુરેખાનો હાથ પકડયો. સુરેખા ચમકી. નાગભા અર્ધ દીવાના પ્રમાણે સુરેખાના હોઠ તરફ દીપક પર પતંગીયા પ્રમાણે વળ્યો. સુરેખા થથરી, ભાગવા ગઇ, નાગભાએ બંને હાથ પહોળા કરી બાહુપાશમાં દબાવી લીધી અને ચુંબનનો વરસાદ વરસાવી મૂકયો. સુરેખા કંટાળીને બોલી:

"આ શું? આ શું?"

નાગભા ખડખડ હસ્યો. સુરેખા સાડીના પાલવથી ગાલ સાફ કરતાં બોલી: "હું ભાગી નથી જવાની."

"મારો આવેશ ગાંડો કરે તેમાં હું શું કરું?"

"પણ શરમ રાખવી કે નહિ?"

"શરમ રહે તો પછી તે આવેશ કેમ કહેવાય?"

"વારૂ, વારૂ, બહુ થયું."

"જો હજી પાછી. તારો આ ક્રોધ ફરી મારી મર્યાદા મૂકાવશે.' નાગભાનું હૃદય મશહૂર શાયેર દાગના મીસરા જેવું થઇ ગયું.

> **ઉન્હે હય પ્યારપે ગુસ્સા,**
> **મુજે ગુસ્સેપે પ્યાર આતા હય.**

સુરેખા ત્યાંથી ગઇ. નાગભા ધારતો હતો કે સુરેખા હંસાને સમજાવશે. સુરેખા તો એજ વિચારમાં હતી કે 'હું હંસાના હૃદયમાં શું છે તે સમજી જાઉં.'

હંસાની વૃત્તિ માત્ર સુરેખાના સ્મરણમાંજ રોકાઇ રહી હતી. અત્યારે પોતે પોતાના ઓરડામાં એકલી હતી. દાસીઓ નિરંતર પોતાની પાસે રહેતી, પણ આજે બધી દાસીઓને હંસાએ બહાર કાઢી હતી. હંસા અને સુરેખા બેજ ઓરડામાં હતાં. સુરેખા માટે સુંદર શૈયા

હતી. હંસાની શૈયા પણ અનુપમ હતી, પણ ઘણા સમયથી તેને પોતાની શૈયા ચિતા સમાન લાગતી હતી.

રાતના બે પહોર ગયા ત્યાં સુધી સુરેખા અને હંસા વચ્ચે હજારો વાતો થઇ, પણ તે બધી બહારનીજ. બે પહોર જવા પછી હંસાએ વાતની દિશા બદલી. તે કહેવા લાગી:

"સુરેખા, તમે મને જોઇ હતી; પછી આજે જોવા આવવાનું કારણ?"

સુરેખા આ શબ્દોનો ઉત્તર ન આપી શકી. અથવા શો ઉત્તર આપવો એનો વિચાર કરવા લાગી. સુરેખાને નિરૂત્તર જોઈ હંસાએ ફરી કહ્યું: "તમે એમ માનો છો કે તમારા ભાઇની માગણી ખરી છે?"

"માગણી ખરી ન હોય તો પણ તમારા માટે એજ માર્ગ સુખદ છે, એ માર્ગ સ્વીકારવાથીજ તમોને લાભ છે."

"હું લાભગેરલાભની વાત નથી કરતી, પણ ન્યાય અને અન્યાયની વાત કરૂં છું. તમે માનો છો કે તમારો ભાઈ ન્યાય પર છે?"

"તમે એમ શાથી કહો છો કે મારો ભાઇ અન્યાય પર છે?"

હંસા બોલી: "હું અન્યાય પર નથી કહેતી."

"ત્યારે?"

"એમનાં આચરણ કહે છે."

"મારા ભાઇનાં આચરણ અન્યાયી છે?"

"તમો પક્ષ કરશો તો એ નહિ દેખાય. પક્ષપાત રહિત વિચાર કરી જોશો તો દેખાશે. કહો, પક્ષ કર્યા વગર ઉત્તર આપો." સુરેખાના મોઢા પર ગંભીરતા છવાણી. શો ઉત્તર આપવો એ મુંઝવણથી સુરેખા સ્તબ્ધ થઇ ગઇ.

હંસા બોલી: "સુરેખા, તમે ન્યાયને માન આપવાવાળાં નથી લાગતાં."

"એમ શાથી કહો છો?"

"વીરમદેવ તમારો ભાઇ છે. બેન ભાઇનો પક્ષ કરે. પક્ષપાતમાં ન્યાય નથી રહેતો. પક્ષકાર પક્ષ કરવા જતાં ન્યાયનું ખૂન કરે છે, અને અત્યારે મને એ વાત ખરી લાગે છે."

"તમે તમારા વિચારનાં માલીક છો, તે સાથે બીજી વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે."

હંસાએ કહ્યું: "તે શી?"

"જેના તરફ તમારી દ્રષ્ટિ છે તે કુંવારા નથી."

"તે હું જાણું છું, પણ એ તો મારૂં દાન છે."

"એટલે ?"

"મેં તમને ઓરડો પણ આપ્યો અને ધણી પણ આપ્યો. હમણાંજ એ વાત નીકળી હતી. અને વાત સાંભળતાં સાંભળતાં હું મૂર્છિત થઇ. મૂર્છામાં મને ભાન આવ્યું કે એ તો મારૂં દાન હતું."

"દાન હતું એ કેવી રીતે?"

"એ સવારે કહીશ."

---

# પ્રકરણ ૩૧ મું

## ખેડુતબાળા કોણ?.

—:o:—

સુરેખાના મનમાં હંસાના શબ્દોથી વિચારોનું તોફાન વધ્યું. 'હંસાએ દાન આપ્યું! ધણી દાનમાં આપ્યો! શું હંસા નાગભાને વરી છે? શું નાગભાનાં પ્રથમ લગ્ન થયાં છે? થયાં હોય તો મને કેમ ન કહે? મારાથી શા માટે એ વાત છુપાવે.' તરતજ સુરેખાને ખેડુતબાળાની

યાદ આવી. 'શું હંસા એજ ખેડુતની બાળા હશે? ખેડુતની બાળા જો એજ હોય તો કાંઇ કહેવાય નહિ.'

સુરેખાએ તે પછી ઘણા પ્રશ્નો કર્યા, છતાં હંસાના મોઢામાંથી એક પ્રશ્નનો પણ ઉત્તર મળ્યો નાહ, સુરેખા જે કાંઈ વાત કરતી, જે કાંઈ બોલતી, તેનો ઉત્તર એટલોજ મળતો કે 'સવારે વાત.'

સુરેખા વાતથી કંટાળીને પોતાની શૈયા પર સુતી. હંસાને ચિંતા થવા લાગી કે: 'મેં આ ભેદ શા માટે ખુલ્લો કર્યો? સુરેખાને આ વાત શા માટે કરી? આમ કરવાથી એની આંખમાં ઈર્ષા આવશે. અને ઈર્ષા આવતાં મારી મનોવાંચ્છના ફળવામાં વિઘ્ન નડશે.'

સુરેખા સુતી, હંસા પણ સુતી. બંને સુતાં; નિદ્રા ન આવી. નિદ્રા ન આવતાં આ બંને રાજકન્યાઓ અકળાવા લાગી. એક તરફ સુરેખા મુંઝાણી. બીજી તરફ હંસાને ઇચ્છા થઇ કે સુરેખાને બોલાવું. બંનેના મનનો એકજ પ્રકાર હતો, એકજ આતુરતા હતી, એકજ ભાવના હતી; પણ વાત કરવાને જીવ ન થતો.

સુરેખા તલપતી, હંસાએ સવારનું બહાનું કાઢ્યું. એજ દશા હંસાની પણ હતી. સવારે ખુલાસો કરવાનું કહ્યું હોવાથી અત્યારે બોલવું એને ઠીક ન લાગ્યું. પણ અંતરના ભાવો એવા તો જાગ્રત હતા કે ઉંઘ આવવા દેતા નહિ. હંસા પરવશ થઈ. સુરેખા પણ થઇ. હંસા હસતાં હસતાં બોલી: "બેન,"

સુરેખાના પ્રાણમાં નવું ચેતન રેડાયું. હંસાના અવાજને આવકાર આપતાં તે બોલી:

"બોલો."

"કેમ નિદ્રા નથી આવતી?"

"આવશે. આંખો ઘેરાય છે."

"આંખો તો મારી પણ ઘેરાય છે."

"પછી?"

"પછી શું? નિદ્રા નથી આવતી."

"ત્યારે હવે શું કરશું?"

"હું પણ એજ કહું છું કે હવે શું કરશું?"

"હું કહું તેમ કરશો?"

"શું કહો છો?"

"કરો તો કહું?"

"કરીશ."

"ફરશો તો?"

"ફરવા જેવું હોયજ નહિ."

"પણ એવું હશે તો?"

"તો......તો......તો."

"હવે આ તો તોમાં હું શું કહું?"

હંસા મુંઝાણી. સુરેખા વધારે વાત ન લંબાવતાં કહેવા લાગી: "તમે જો મારૂં માનો તો કહું."

"માનીશ."

"પાછાં તો તો નહિ કરો ને?"

"ના, ના."

"જો, જો હો!"

"એમાં જોવાનું શું છે? હું જાણી ગઇ છું કે તમે શું કહેવાનાં છો."

"હું શું કહેવાની છું?"

"જાણી ગઇ છું તે."

"તમે શું જાણી ગયાં છો?

"તમે કહેવાનાં છો તે."

"આ જાણવાનો ને કહેવાનો અંત તો સવાર સુધી આવે તેમ નથી."

"મારે પણ સવાર જ પાડવી છે."

"અને સવાર પાડવા પછી વાતનો ખુલાસો કરવાનાં છો? કેમ એમજ ને? જુઓ તમોને નિદ્રા આવતી નથી, તેમ મને પણ નિદ્રા

આવતી નથી. આપણા બન્નેની દશા એક સરખી છે. ત્યારે સવારની વાત અત્યારે કરો તો?"

"આ તમારી વાત કાંઈ મારાથી અજાણી નથી. હું ધારતી જ હતી કે તમે વાતનો ખુલાસો પુછવા જ માગો છો, એજ તમારી ઇચ્છા છે."

"સ્ત્રીની એજ ઇચ્છા હોય છે. ગુપ્ત વાત સાંભળવી તેને બહુ ગમે છે. એમાં પણ જો કોઈ વાત કહેતાં કહેતાં પડતી મૂકે તો પ્રાણ જવા જેટલું તેને વસમું લાગે છે. મને પણ એમજ થયું છે."

"ઠીક ત્યારે; તમારે વાત સાંભળવી છે?"

સુરેખાએ મસ્તકની ચેષ્ટા કરી અને વાત સાંભળવાનો વિચાર છે એમ હંસાને સમજાવ્યું. હંસા બોલી: "વારુ સાંભળો."

સુરેખા એકચિત્ત થઇ. હંસા બોલી:

"તમે જેની સાથે છો તેણે તમારી સાથે કાંઇ શરત કરી છે કે?"

સુરેખા ગંભીર થઇ. હંસા સુરેખાના ભાવો જોતી હતી. સુરેખા ઉત્તર આપવાનાં ફાંફાં મારવા લાગી. ઉત્તર ન નીકળ્યો. હંસા બોલી:

"વાત કઢાવવા માગો છો ને ઉત્તર તો આપતાં નથી. કહો, મને ઉત્તર આપો."

"ઉત્તર શો આપું?"

"વાત ન લંબાવતાં ઉત્તર આપો. કહો તમારાં લગ્ન થયાં ત્યારે કાંઈ શરત થઇ હતી?"

"મને બરાબર યાદ નથી."

"યાદ કરીને કહો. જુઓ અસત્ય બોલતાં નહિ, જે ખરું હોય તેજ કહેજો."

હંસાના મનમાં એવા વિચારો આવવા લાગ્યા કે, સુરેખા વાત કરતાં કરતાં અચકાય છે. પોતે નાગબાને વચન આપ્યું છે,

પણ ખુલાસો કરી શકતી નથી. એનાં કારણો હંસા પાસે તૈયાર હતાં. સ્ત્રી પોતાના પર આવતી અનેક વિટંબનાઓ સહન કરી શકે છે, શોક્યને સહન કરી શકતી નથી. સુરેખા જો એમ કહે કે 'ખેડુતની બાળકીને નાગબા ચાહતો હતો તો પરિણામે પોતાના રસ્તામાં કંટક આવે' એમ હંસાનું માનવું હતું. જ્યારે સુરેખા તો આત્મભોગ આપવા તૈયાર હતી. એ તો એજ ઇચ્છતી હતી કે ખેડુતની બાળકી પોતે શોધી અને સાથે રાખે. અત્યારે તો સુરેખા નિશ્ચય પર પણ આવી હતી કે ખેડુતની બાળકી તે હંસાજ છે. છતાં પોતાને પુછાયેલા પ્રશ્નનો ઉત્તર આપી શકાયો નહિ. હંસા કહેવા લાગી:

"સુરેખા, તમોને ઉત્તર આપતાં આંચકો લાગે છે, ત્યારે જેણે જીવનનો મણિ આપ્યો હશે એની સ્થિતિ કેવી હશે?"

સુરેખા તરતજ ઉત્તર આપવા તલપી. ઉત્તર મોઢામાં આવ્યો, જીભ પર રજુ થયો, પણ હોઠની બહાર નીકળતાં જાણે હોઠ સિવાઇ જતા હોય એવો અનુભવ થયો. શબ્દો આવ્યા, પણ પાછા ગળા નીચે ઉતરી ગયા. હંસા બોલી:

"ઉત્તર ન આપવો હોય તો કાંઇ નહિ. સવારે સૌ સારાંવાનાં થશે."

સુરેખાએ અતિશય બળથી કહ્યું: "શરત કરી હતી."

"શી?"

"એ એક ખેડુતકન્યાને ચાહે છે."

"ઠીક, ક્યારથી ચાહે છે?"

"મારી વાત સાંભળો. એમાં બધો ખુલાસો છે. મારાં લગ્ન પહેલાંજ એક ખેડુતકન્યાને ચાહતા હતા. મ.રી સાથે લગ્ન કરવામાં તો એમણે ઘણોજ વાંધો લીધો હતો. પણ મેં જ્યારે કહ્યું: કે 'હું એ ખેડુતકન્યાને દુભાવવાની નથી,' ત્યારેજ તેઓએ મારો હાથ સ્વીકાર્યો."

હંસા હવે ઉગ્ર થઇ, પોતાના મોઢાંનો રંગ બદલી નાખ્યો અને સુરેખાને અતિ ગંભીર મુદ્રાથી કહેવા લાગી:

"શું એ એક ખેડુતકન્યાને ચાહે છે?"

"કેમ ખેડુતકન્યાને ચાહી ન શકાય?"

"એક વીરનર ખેડુતકન્યાને ચાહી શકે ખરો? અરરર? આ શું કહેવાય? એક ક્ષત્રિય વીર અને તે એક ખેડુતકન્યાને ચાહે? શિવ! શિવ! શિવ!"

"તમે આ શું કહો છો? એ ગમે તેને ચાહે તેમાં તમારે શું? એ તો મારે સમજવાની વાત છે."

"હું એટલાજ માટે કહું છું, બેન, કે તું રાજકન્યા છે. તારો પતિ પતિ..."

હંસા જે બોલવા માગતી હતી તે ન બોલાયું. સુરેખા બોલી:

"તમે મારા પતિને એક પણ કડવો શબ્દ કહેવા પહેલાં એટલો વિચાર કરજો કે સામે સિંહણ ઉભી છે. પતિની નિંદા તે સહન નહિ કરે."

"સાચું કહેવું તે શું નિંદા છે?"

"માતાને બાપની બૈરી નથી કહેવાતી."

"તો વાત અહીંઆંજ બંધ પાડો."

સુરેખા તરતજ આગળનો વિચાર કરીને બોલી: "રાજકુંવરી, મને તમારા બોલવામાં ભેદ લાગે છે. તમે વાતને છુપાવો છો, છુપાવવા માગો છો. તમે દાન કર્યું તે વાત આમ અધુરી કાં મૂકો છો? વચમાં બીજી વાતો શા માટે લાવો છો?"

"મારે સવાર પાડવી છે."

"સવારે તો વાત કરશો ને? સવારે કરશો તો અત્યારે કરવામાં શો વાંધો છે? જે વાત સવારે કરવાની છે તે અત્યારે કરો. તમે મને ઓરડો તો આપ્યો પણ ધણી આપ્યો એમ શાથી મનાય?"

"હું એને ચાહતી હતી."

સુરેખા ચમકી અને આતુરતાથી બોલી:

"ક્યારથી?"

"ઘણો સમય થયો."

"અને એ?"

"એની મને ખબર નથી. હા પણ એ ચાહે કે ન ચાહે તેથી શું? દીપકને દરકાર હોય કે નહિ, પતંગીયાને તો બળી મરવાનુંજ કામ છે. આજે હું સાંભળું છું કે એ ખેડુતકન્યાને પણ ચાહતા હતા. મને બહુજ માઠું લાગ્યું. હું કડવા શબ્દો કહેવા જતી હતી, પણ તરતજ વિચાર આવ્યો કે તે મારા પણ..."

"પણ શો?"

"જે તમારા છે તે મારા છે. હું મારા મુખથી કડવા શબ્દો કેમ કહું?"

સુરેખા હંસાના શબ્દોથી ભ્રમમાં પડી. 'હંસા શું ખેડુતકન્યા નહિ? ત્યારે ખેડુતકન્યા કોણ?' તરતજ પોતે કહેવા લાગી:

"બેન, હંસા, હું તો સમજતી હતી કે ખેડુતકન્યા તમેજ છો. તમેજ પ્રથમ મારા નાથના હૃદયમાં વાસ કરનારાં છો."

હંસા ચતુરાઇનું હસી અને બોલી:

"કોણ હું ખેડુતકન્યા?"

"મને તો શંકા હતી."

"હું ખેડુતબાળા હોઉં? મારે ખેડુતબાળા શા માટે થવું પડે?"

"હું પણ એજ વિચાર કરૂં છું."

"તમે જે વિચાર કરો છો તે બરાબર છે. હું ખેડુતકન્યા નથી. મારી મોજડી પણ ખેડુતકન્યા ન બને. હું ખેડુતકન્યા શા માટે બનું? વીરરમણીમાં ઓછી આબરૂ છે? ઓછી કીર્તિ છે?"

"ત્યાર એ ખેડુતબાળા કોણ હશે?"

"હશે કોઇ નટખટ અને ભોળાને ભરમાવનારી, કે જેણે નાગભાને ભરમાવી નાખ્યા."

"હા. પણ એ ખેડુતકન્યા શસ્ત્રકળામાં ઘણી કુશળ હતી, બહુજ સારાં શસ્ત્રો ફેરવતી!"

હંસા બનાવટ કરવા લાગી: "શું કહ્યું? ખેડુતકન્યા અને તે શસ્ત્રકળા સારી જાણતી? શસ્ત્રો સારાં ફેરવતી?"

"હા, ઘણા વીરનરોને તેણે હંફાવ્યા હતા."

"ગાંડી, વીરતા હજી રંડાઇ નથી કે એક ખેડુતકન્યા વીરનરોને હરાવી શકે. કાં તો એ વીરનરો ન હોવા જોઇએ, અને કાં તો ખેડુતકન્યા ખેડુતકન્યા ન હોવી જોઇએ."

"પણ આપણે ખેડુતકન્યાને શોધી કાઢવી જોઇએ."

હંસા બોલી: "હા, કારણ કે એ આપણા રસ્તામાં કંટક સમાન છે. એ કંટકને દૂર ફેંકયેજ છુટકો."

સુરેખાને આ શબ્દો ઠીક ન લાગ્યા. ખેડુતકન્યા ગમે તે હોય પણ એના તરફ મમતા રાખવા જ નહિ, પણ તેની દાસી થઇને રહેવા સુરેખા કબુલ થઇ હતી, તો પછી એને કંટક કેમ કહી શકાય? આથી તે બોલી:

"હું એને કંટક નથી ગણતી, ફુલની કલગી ગણું છું. એ મારા નાથના મસ્તકે બિરાજશે અને હું તેનાં ચરણમાં રહીશ."

"આ તો બુધ્ધિ વગરની વાત કહેવાય. એક ખેડુતકન્યા રાજ કુંવરી પર સત્તા ચલાવે? આશ્ચર્ય!"

"એમાં આશ્ચર્ય જેવું શું છે? મારા સ્વામી કહે છે કે 'મારા હૃદય પર ખેડુતકન્યાની સત્તા છે. હું નાગની દાસી છું. જે નાથના હૃદય પર સત્તા ચલાવનારી છે; તે મારા પર પણ સત્તા ચલાવે તો તેમાં ખોટું શું છે?"

હંસાને સુરેખા તરફ માન થયું. તે નરમાશથી બોલી: "વીરરમણી, તારૂં હૃદય આવું કોમળ? રમણીનું હૃદય આવું કોમળજ હોય. જેનું હૃદય કોમળ નથી તે રમણી નથી, પણ રાક્ષસી છે. એક શોક્યનું આટલું સન્માન!"

"સન્માન કરવાથી કોઈ માન ઓછું થતું નથી. પતિની ચરણ-સેવા એતો સ્વર્ગનું દ્વાર છે. ખેડુતકન્યા શિર પર રહેશે અને હું ચરણમાં રહીશ."

"સુરેખા, તને ધન્ય છે. મેં દાન આપ્યું છે તે પાત્ર જોઈનેજ આપ્યું છે."

"તમારી આ વાત મને બહુજ મુંઝવી નાખે છે. તમે મને દાન આપ્યું તે કેવી રીતે?"

હંસા સત્ય વાત છુપાવતાં બોલી:

"જો સુરેખા, જ્યારે મેં દેવીના મંદિરમાં તારી અને નાગભાની દૃષ્ટિને જોઈ ત્યારે મને લાગ્યું કે આ દૃષ્ટિએ પોતાનું કામ બરાબર કર્યું છે. તું નાગભાને બરાબર ચાહે છે અને....

"એ મને ચાહતા ન હતા."

"ચાહતા ન હતા, તો ધિક્કારતા પણ ન હતા, અને તેથીજ તારો હાથ એમણે સ્વીકાર્યો. આ પરિણામ હું સમજી ચૂકી હતી. તારા મનને વાળવાની શક્તિ મારામાં ન હતી. તેથી મેં મારી શક્તિનો ભોગ આપ્યો. મનમાં નિશ્ચય કર્યો કે ભલે એ સુખી થાય. વસ્તુનાં દાન કોઈ પણ આપે છે; પતિનું દાન કોણ આપવાનું?"

સુરેખાને આ વાતથી સંતોષ થયો કે નહિ, એ તેના મોઢાના ભાવ પરથી બરાબર જણાયું નહિ, અને સુરેખાને વાર્તાલાપ કેમ લંબાવવો તે પણ સુઝયું નહિ. આથી હંસા આગળ વધી અને કહેવા લાગી:

"અત્યારે હું જોઉં છું કે મેં જેને એ વસ્તુ આપી છે તે ઉદારચરિત છે, આત્મભોગ આપનારી છે. બેન, તને ધન્ય છે. બેન, હવે તો નિદ્રા આવશે ને?"

"હા, હવે તો આવશે."

"જાવ ત્યારે, સુઈ જાવ."

"સુઇ જાઉં પણુ એક વાત પુછ્યા વગર રહી શકાતું નથી."

"શી વાત પુછવી છે?"

"તમે શું કરવા માગે છે?"

"શાનું હું શું કરવા માગું છું."

"તમારાં લગ્નનું?"

હંસાએ નિશ્વાસ નાખ્યો અને બોલી: "બેન, તું જે રસ્તો બતાવે તેમ કરવા હું તૈયાર છું. હું તો મુંઝાઇ ગઇ છું કે હવે શું કરવું?"

સુરેખાના મનમાં આ વાતથી આશાના અંકુરો ફુટયા. એ એમજ સમજી બેઠી કે હંસાને હું મારા ભાઇ તરફ વાળીશ, પણુ હંસા શું કરવાની છે તે આપણે આવતા પ્રકરણુમાં જોઇશું.

---

## પ્રકરણ ૩૨ મું.

### હંસા કુમારીની હઠ

—:o:—

સુરેખા ભાઇને પરણુવવાની મુંઝવણુનાં સ્વપ્નો જોતી સુતી. હંસા બાજી કેમ લંબાવવી તેનો વિચાર કરતી સુતી.

હંસાના મનમાં ઘણુા તરંગો આવવા લાગ્યા. 'શું વાતને ખુલ્લી પાડી દેવી? પોતે જ ખેડુતકન્યા છે એ વાત પ્રકટ કરી દેવી? અથવા હજી નાગબાને રમાડવા માટે કાંઈ યુક્તિ કરવી? આ બધી વાટાધાટ હસાના મનમાં થવા લાગી. સુરેખા તો સુતી અને સોયે વર્ષ પૂરાં થયાં હોય એવી થઇ ગઇ. હંસા માટે નિદ્રા હતી, પણુ હરામ હતી. તે હરામ રહી અને ન આવી. નિદ્રાને બદલે હજારો વિચાર આવ્યા અને ગયા. આમ થતાં હંસા કાંઇક નિશ્ચય પર આવી. નિશ્ચય પર આવતાંજ આંખો ઘેરાવા લાગી. હંસા નિદ્રાના હાથમાં કેદ થઇને પડી.

સવારના સુરેખા ઉઠી. હંસા ચાલાકીનાં સ્વપ્નો જોતી સુતી. જે નિર્ણય પોતે કર્યો હતો તેનાં સ્વપ્ન આવતાં. હંસા તેમાં તલ્લીન થઈને પડી. સુરેખા ઉઠીને નાગભા પાસે ચાલી આવી.

નાગભાની આંખો ચતુર હતી; અંતર પણ એટલુંજ આતુર હતું. આંખ સુરેખાને જોવા આતુર હતી. અંતર રાતની વાત સાંભળવા આતુર હતું. એ આતુરતા તૂટી. સુરેખા નજરે પડતાંજ નાગભાની નજર નટરાજ થઇ ગઇ. સુરેખાનાં નયનો પણ એકીએકી રમવા લાગ્યાં. નાગભા આગળ વધ્યો, સુરેખા ઉતાવળી આવી. નાગભાએ હાથ લાંબા કર્યા. સુરેખા ચીઢાઇ ગઇ. આજુબાજુમાં બધાં ઉંઘતાં હતાં. આ પ્રેમી યુગલ પણ ઉંઘમાં હોય એવું ભાન વગરનું થઇ ગયું. સુરેખા સાવધ થઇ પતિના બાહુપાશમાંથી છુટી અને સામે ઉભી રહી. નાગભાના દાંત ઝીણી વિજળી પ્રમાણે ચમકવા લાગ્યા; પણ આ ચમક સુરેખાને બાળી નાંખનારી નીવડી. સુરેખા ફરી ભાન ભૂલી. નાગભા ફરી બોલ્યો. સુરેખા ફસાણી. આ રમત કદાચ આખો દિવસ લંબાત, પણ બાજુમાંથી ખોંખારાનો અવાજ થયો. આ દિવાનું યુગલ ડાહ્યું થયું અને ઓરડામાં ચાલી ગયું.

નાગભા બોલ્યો:

"કેમ શું થયું ?"

"થયું કાંઇ નથી."

"કાંઇ નથી થયું ?"

"ના. પણ બાજી આપણા હાથમાં આવશે."

"કાંઈ થયું નથી અને બાજી આપણા હાથમાં શી રીતે આવશે?"

"હંસાકુમારી મારી સલાહ લેવાની છે ?"

"શા વિષયમાં ?"

"વિષય એજ કે પોતે લગ્ન કરે પણ કોની સાથે કરે; વીરમદેવ સાથે કે તમારી સાથે ?"

"પછી તેં શું કહ્યું?

"કહ્યું કાંઇ નથી?"

"તે સલાહ નથી આપી?"

"મેં કહ્યું નહિ કે સલાહ આપવાની છું. રાતે વાત કરતાં અમે કાંઇ નિર્ણય પર આવ્યાં નથી. આજે ફરી વાત થશે, ફરી મુદ્દા પર આવશે. હું કહું તેમ હંસાકુમારી કરશે."

"તો બહુ સારૂં. જો એમ નહિ થાય તો બહુજ અનર્થ થશે. વિટંબણાનો પાર નહિ રહે."

"એમાં વિટંબણા શાની?"

"કેમ હંસા મારી સાથે પરણે એમાં વિટંબણા નથી?"

સુરેખા અધરના દરવાજા બંધઉઘાડ કરતી બોલી: "એમાં વિટંબણા જેવું કશું નથી. એક સ્ત્રી વધારે."

"વાહ, એક સ્ત્રી વધારે! એક તું છે, બીજી ખેડુતની બાળકી છે અને ત્રીજી આ. હું તો માણસ છું કે......"

"તમે માણસ નથી."

"માણસ નથી? આ તું શું બોલે છે? શું હું માણસ નથી?" સુરેખાને ઘણું હસવું આવ્યું. મોઢા આડા હાથ દીધા અને બોલી:

"ના, ના, તમે માણસ નથી; મારા દેવ છો. તમને શો વાંધો છે? દેવને તો ઘણી સ્ત્રીઓ હોય."

નાગભા બોલ્યો: "તું મને બનાવે છે."

"મારો એ હક્ક છે. મારો એ દાવ છે. નારી નાથને નહિ બનાવે! પ્રેમથી નહિ ભીંજાવે, આનંદસાગરમાં નહિ તરાવે તો પછી એ નારીજીવનને ધિક્કાર નહિ?"

"પણ અત્યારે ક્યાં નારીજીવનની સફળતા કરવાની હતી? અત્યારે તો માથે આફત ઉભી છે."

"માથે આફત ઉભી છે? કોના માથે આફત ઉભી છે?"

"તમારા માથે?"

"મારા માથે આફત લાવનાર છે કોણ?"

"કોણ શું? તારો ભાઇ."

"મારો ભાઇ? મારો ભાઇ શા માટે આફત લાવે?"

નાગભા બોલ્યો: "જો હંસાનાં લગ્ન તારા ભાઇ સાથે નહિ થાય તો આફત આવે કે નહિ?"

"પણ હંસા મારા ભાઇને મળે તો?"

"મળશે એમ તું માને છે?"

"નહિ મળે એમ તમે માનો છો?"

"હું તો માનું છું કે નહિ મળે."

"હું નથી માનતી."

"તું શું માને છે?"

"હું જે માનું છું તે આજે સાંજના તમોને પ્રત્યક્ષ બતાવીશ. હંસા હા પાડશે."

"શાની? મારી સાથે લગ્ન કરવાની?"

"તમે આમ શું બોલો છો?"

"મને લાગે છે કે હંસા માનવાની નથી."

"નથી માનવાની તો જોજો."

સુરેખાની દ્રઢતાથી નાગભાના મનમાં વિશ્વાસ અને શ્રદ્ધા આવી. થોડી પળ પછી હંસાની દાસી સુરેખા પાસે આવી અને કહેવા લાગી:

"ચાલો, બા બોલાવે છે."

નાગભા બોલ્યો: "કોને બોલાવે છે?"

"તમો બંનેને."

સુરેખા ચમકી. નાગભાની પણ એજ દશા થઇ. બંને સાથે બોલ્યાં:

"શું બંનેને?"

"હા, બંનેને."

"બંનેને શા માટે?"

"શા માટેની ખબર તો એક દાસીને શી હોય?"

આટલું બોલી દાસી ચાલી ગઇ. નાગભા સુરેખા સામું જોઇ રહ્યો. સુરેખા પણ વિચારમાં પડી. નાગભા કહેવા લાગ્યો:

"આ તો આપણને બંનેને બોલાવે છે. ચાલો જઇએ."

"બંનેને શા માટે બોલાવતી હશે?"

"કદાચ બંનેની સાથે વાતચીત કરવાની હશે."

આટલી વાત પછી દંપતિ હંસા પાસે આવ્યાં. નાગભાની આંખો આદરથી ઢળી પડતી હતી. આંખ ઉંચી ન થઇ. તે પોતે જાણે હંસાને જોવા માગતો, ન હોય. હંસા જાણે પરાઈ થઇ ચુકી હોય એવો એના મનમાં દૃઢ નિશ્ચય થયો હતો. અને તેજ કારણથી નાગભાની નજર ઉંચી ન થતી. સુરેખા પણ સાવધાનીથી સામે આવી. હંસા એ યુગલને જોઇ પ્રથમ તો ઇર્ષાળુ થઇ પણ તરતજ ઇર્ષા આદરના રૂપમાં ફરી ગઇ; એટલુંજ નહિ પણ આ જોડું પોતાને દેવાંશી જેવું લાગ્યું. હંસા નાગભાને જોઇજ રહી. હંસા બોલી:

"સરદાર, પધારો."

નાગભાએ નીચી દૃષ્ટિ રાખી જવાબ વાળ્યો: "હા."

હંસા મનમાં ને મનમાં હસવા અને બળવા લાગી. નાગભાના જવાબ પછી તે બોલી:

"સરદાર, મેં તમને નીચી દૃષ્ટિએ વાત કરવા નથી બોલાવ્યા."

નાગભાએ હજી આંખ ઉઘાડી નહિ. હંસાએ ફરી કહ્યું: "સરદાર, લુંટારા પર વિજય મેળવનાર કોણ? આપ જ ને?"

નાગભાના મોઢામાં ઉત્તર ન આવ્યો. નાગભાના બદલે સુરેખા કહેવા લાગી:

"હા, લુંટારાને પકડનાર એજ મારા સ્વામી."

હંસા જરા ફુલાઇ અને બોલી: "તમારા પતિને ધન્ય છે. પણ મારા પિતાની પ્રતિજ્ઞા તમો જાણો છો ને?"

"શી પ્રતિજ્ઞા છે?"

"જેના માટે આ વાત ચોળાય રહી છે તે."

"વાત શી ચોળાઇ છે તે જરા વિસ્તારથી કહો."

"વિસ્તારથી વાત કહેવાની શી જરૂર છે? વાત તમે શું નથી જાણતાં? જાણવા વગર તમે અહીં આવ્યાં છો? આ વાતમાં શી મુંઝવણ છે તે તમે શું જાણતાં નથી?"

નાગભા જરા ઉંચું જોઇને કહેવા લાગ્યો: "મુંઝવણ હું જાણું છું, પણ એમાં મારાથી કશું થનાર નથી, હું લાચાર છું."

હંસા જરા તેજ થઇને બોલી: "તમે લાચાર છો? લાચાર થવાનું કારણ?"

સુરેખા વાતમાં વચ્ચે આવી અને કહેવા લાગી:

"લાચારી એટલાજ માટે કે લુંટારાની સામે પોતે થયા; તે પોતાના સ્વાર્થ માટે નથી થયા."

"પછી?"

"બીજાના માટે."

હંસા ગરજી; સુરેખા સામે સિંહણ સમાન થઇ અને વિકાળ સ્વરથી બોલી: "બેન, તમે પણ સ્ત્રી છો. સ્ત્રીની મર્યાદા જાણો છો? કહો મારા સ્થાને તમે હો તો શું કરો?"

સુરેખાના મોઢામાંથી જીભ જાણે ખેંચાઇ ગઇ. શું બોલવું તેનું તેને ભાન ન રહ્યું. એ તો સમજતી હતી કે 'હું હંસાને સમજાવી લઇશ, બનાવી કાઢીશ; પણ અહીં હંસાનો ચ્હેરો એવો તો ઉગ્ર હતો કે સુરેખા કાંઇ ન કરી શકી. એટલામાં બહારથી દાસી આવી અને બોલી: "બા, એક ખેડુતકન્યા સરદારને મળવા માગે છે."

હંસાએ તરતજ આંખો તાણી અને કહ્યું: "જા અને કહે કે અત્યારે મળવાનો સમય નહિ મળે."

આ વાતથી નાગભા અને સુરેખા બહુજ વિસ્મય થયાં. નાગભા તો ખેડુતની કન્યાનું નામ સાંભળતાં સીઝીજ ગયો. પોતે લથડતે શબ્દે કહેવા લાગ્યો:

"બોલાવો એને ?"

"બોલાવું: હું જાણું છું. અત્યારે ન બોલાવું. દાસી જા, કહે કે બપોર પછી આવે. મારી નજર સામે એ ખેડુતકન્યાને હું જોવા માગતી નથી."

"શા માટે જોવા માંગતાં નથી?"

"એ તમારી મનોરમા છે."

નાગભા ચમકી ગયો. મનમાં વિચારવા લાગ્યા: 'આ ભેદ હંસા ક્યાંથી જાણે?' હંસા તરતજ કહેવા લાગી:

"તમે એમ જાણતા હશો કે મને આ વાતની ખબર નથી, પણ તમારી પ્રેમદાએજ આ બધી વાત મને કહી છે. અત્યારે એ અહીં આવી છે, તેનું કારણ એજ કે તમે અહીંઆં છો. તમારી સ્ત્રી સુરેખા એને જોઇ શકે એમ છે; પણ હું મારી એ શોકયને જોઇ શકું એમ નથી. વળી હું તમોને મળવાથી વિમુખ પણ રાખવા માંગતી નથી, પણ મારી હાજરીમાં તો હું એને મળવા નહિજ દઉં. મારી પીઠ પાછળ ભલે આવે. હું થોડીવાર પછી દર્શનાર્થે જનારી છું. મારા જવા પછી એ આવે તો વાંધો નથી."

ઉપરની વાત હંસા એવા તો રૂઆબથી બોલી કે નાગભા અને સુરેખા અંજાઇજ ગયાં. આટલી ઘટના બનવા પછી હંસા કહેવા લાગી:

"મારાં લગ્નની વાતનો ખુલાસો કાલે થશે. આજે તમે ખેડુત-કન્યાને મળી તેની સાથે લગ્ન કરી લ્યો; પછી બધાં સારાં વાનાં થશે."

હંસાએ વધારે વાત ન કરી. પોતે પોતાના ઓરડામાં ગઇ. જતાં જતાં કાંઇક હસી. કાંઇક ક્રોધ કર્યો અને કાંઇક નિશ્વાસ પણ નાખતી ગઇ. હંસાની આવી વિચિત્ર પ્રકૃતિથી નાગભા અને સુરેખા તો દંગજ થઇ ગયાં. તેઓ પણ ત્યાંથી પોતાના ઓરડામાં આવ્યાં. નાગભા એક વીર હતો, પણ વાગ્બળની વીરતા એને કાયર કરતી હતી. એવી આંટીઘુંટી નાગભાથી ન ઉકેલાઇ. ઓરડામાં આવી તે સુરેખાને કહેવા લાગ્યો:

"સુરેખા, હવે?"

સુરેખાએ પ્રત્યુત્તર આપતાં કહ્યું: "એ ખેડુતકન્યા અહીં ક્યાંથી આવી હશે?"

"હું પણ એજ વિચાર કરૂં છું"

"આવી તો ભલે આવી. હું એ મારી બેનનાં દર્શન કરી કૃતાર્થ થઇશ. જોઉં તો ખરી એ કેવી છે."

"અરે પણ એના આવવાથી બાજી બધી બગડશે તો?"

"બાજી શા માટે બગડે?"

"કેમ નહિ બગડે?"

"તમે આવા અશ્રદ્ધાળુ કેમ થયા છો? ઇશ્વર બધાં સારાં વાનાં કરશે."

નાગભા તુચ્છકારથી બોલ્યો:

"ઇશ્વર તો સારાંવાનાં કરે છે, પણ માણસ સારાંવાનાં કરવા દે છે ક્યાં? માણસ તરતજ વચ્ચે આવી વાતને છિન્નભિન્ન કરી નાખે છે."

"તમે એમ માનો છો; પણ હું નથી માનતી."

"નથી માનતી તો માનવું પડશે."

"માનવું પડે ત્યારની વાત ત્યારે, પણ અત્યારે તો મને અતિ આનંદ થાય છે, કે જેના ઉપર આપ પ્રાણ પાથરો છો એનાં મુખારવિંદ પર હું મરી જઇશ."

"તું એના મુખારવિંદ પર મરજે અને હું મારા વિચાર કરતો કરતો..."

સુરેખાએ વાક્ય તોડયું અને બોલી: "વિચાર કરતો કરતો વિજય મેળવીશ."

"વિજય અને પરાજય એ સગાભાઈ છે. બંને સાથેજ હોય છે. પણ કાંતો વિજય, કાંતો પરાજય–"

"મારા પતિ માટે પરાજય હોયજ નહિ."

"હું કાંઈ પરમેશ્વર નથી. પરમેશ્વરનો પરાજય ન હોય."

"મારા મનથી તો તમો પરમેશ્વર જ છો. અને પરમેશ્વરનો પરાજય નથી એમ તો આપ કબુલ કરી ચુકયા છો."

નાગબા અને સુરેખા આખરે વાદથી થાકયાં. સમય થયો. જમ્યાં, ખેડુતકન્યાની માર્ગ પ્રતીક્ષા કરતાં બેઠાં; એટલામાં દાસીએ ખબર આપી કે, 'ખેડુતકન્યા આવે છે.' નાગબાના મનમાં આ સમયે ઘણીજ ગુંચવણ હતી. સુરેખાની પણ એજ દશા હતી. માત્ર કુશળ એક હંસાજ હતી. હંસા કાંઈ અનોખાજ રંગ જમવાતી હતી, જુદીજ ઘટના તરફ જતી હતી અને આ દંપતી આ ઘટનાથી કેવળ મુંઝવણમાં હતાં.

---

## પ્રકરણ ૩૩ મું.

—:૦:૦:—

### સુરેખા સમજી ગઈ.

—:૦:—

ખેડુતકન્યાને જોઈ નાગબાનાં મનમાં હર્ષ વધ્યો, આંખો રમવા લાગી, મોં મલકયું, અંગમાં ચેતન રેડાયું, ઉત્સાહમાં ઉમેરો થયો.

સુરેખા પણ ખેડુતકન્યાને ધારી ધારીને જોવા લાગી. જોતાં જોતાં લીન થઇ ગઇ. મનમાં તર્ક, શંકા, વિચાર, નિશ્ચય; આ બધા ભાવો ફરવા લાગ્યા. સુરેખાનું મન ઘટમાળ થઈ ગયું. અનેક ભાવો આવવા લાગ્યા, ફરતાજ રહ્યા.

ખેડુતકન્યા પોતાની ભૂમિકા સંભાળથી ભજવતી હતી. આંખોમાં એજ નિડરતા, એજ વીરતા, એજ ગર્વ, એજ તેજ સાથે આવીને ઉભી રહી. નાગભા તો પ્રથમ નજરે જ પરવશ થઇ ગયો. અંતરમાં કાંઇ કાંઇ થવા લાગ્યું. રોજ કરતાં આજે ખેડુતકન્યા કાંઇ અજબ રંગમાં હોય એમ નાગભાને લાગ્યું. ખેડુતકન્યા સુરેખાને જોતી હતી, મનમાં તરંગો ઘડતી હતી: 'સુરેખાની પાસે આ વેશ ભજવવો મુશ્કેલ છે.''

નાગભા બોલ્યો: "તું અત્યારે ક્યાંથી!"

"કેમ અત્યારે આવવામાં કાંઇ વાંધો છે?"

નાગભાને ઉત્તર આપતાં વાર થઇ. ખેડુતકન્યા બોલી: "વાંધો હશે તેનું કારણ ઠકરાણાં સાથે છે. એ સાથે હોય તો મારી સાથે મોકળી રીતે વાતચીત ન થાય. કેમ એમજ ને?"

નાગભા હસ્યો. સુરેખા પોતાનું કાર્ય કરી રહી હતી. એને હંસાના અવાજનું ભાન થયું.

ખેડુતકન્યાનો અવાજ હંસાકુમારીના અવાજને મળતો લાગ્યો. નાગભાએ ખેડુતકન્યાનો હાથ પકડયો. બાળા ખસી, પાછી હટી. નાગભાએ હાથને જરા વધારે બળથી પકડયો, ખેડુતકન્યા બોલી:

"મારો હાથ છોડો."

"શા માટે છોડું?"

"તમે મારો હાથ શા માટે પકડો છો?"

"એ હાથ પર મારો અધિકાર છે."

ખેડુતકન્યા કડક થઇને કહેવા લાગી: "હાથ પર અધિકાર છે? કોણે કહ્યું કે, હાથ પર અધિકાર છે?"

"તારી આંખોને પુછી જો, એ કહેશે. હૃદયને પ્રશ્ન કર; એ ઉત્તર આપશે."

"આંખો ઉત્તર આપે?"

"હા."

"આંખો ને જીભ ક્યાં છે?"

"આંખોને જીભ એવી છે કે જેની જોડી નથી. જીભને ન બોલવાનું હોય તે આંખ બોલાવે છે, હૃદયનાં તાળાં આંખ ખોલે છે."

"એ ભલે ખરી વાત હોય, હું માનતી નથી."

"તો શું તું મને ચાહતી નથી?"

"હું!! તમને ચાહું? હું મારી સામે જ મારી પ્રતિસ્પાધનીને જોઉં છું. મારી સપોવડ ઉભી છે અને હું તમને ચાહું? પ્રભુ! પ્રભુ કરો! પ્રભુ! પ્રભુ!"

"તું આ શું બોલે છે? તું આ રાજકન્યાને તારી પ્રતિસ્પર્ધિની ગણે છે?"

"કેમ શોક્ય એ સમોવડ નથી? પ્રતિસ્પર્ધિની નથી?"

સુરેખા હવે આગળ આવી ખેડુતકન્યાને કહેવા લાગી: "શું હું તારી શોક્ય?"

"હા, હા."

"મારી શોક્ય! તું મારી શોક્ય ક્યારે થઈ? ક્યારે મારા નાથે તારી સાથે લગ્ન કર્યાં?

"એ પુછ તારા પતિને!"

"મારા પતિને હું શું પુછું? તુંજ ઉત્તર આપ ને!"

"મારી અને તારા પતિની જીભ એકજ છે, આત્મા એકજ છે. એ જે બોલશે તે મારા આત્માનોજ અવાજ કરશે."

"એટલે શું તારો આત્મા એના અધિકારમાં છે ?"

"એ મારા આત્માનો આધાર છે."

"હમણાં તો તેંજ કહ્યું કે હું તમોને ચાહતી નથી, મારા પર તમારો અધિકાર નથી અને પળમાં પાછી આવી વાત કરે છે? આ શું?"

હંસા ફસી ગઇ. બોલવા ગઇ પણ બોલતાં બોલતાં ધવાઈ ગઇ. સુરેખા બોલી :

"પળ પળમાં વાત પલટાવનારને મારા સ્વામી ચાહે નહિ."

હંસા જરા ધીમી થઇ અને નાગભા સામું જોવા લાગી. નાગભાનાં મર્મસ્થાનમાં ઘા થયો હોય એવી દશા એની થઇ ગઇ. સુરેખાના શબ્દોથી પોતાને દુઃખ થયું. તે સુરેખા સામું જોઇ કહેવા લાગ્યોઃ

"સુરેખા, તું એને ઓળખતી નથી. તું જાણતી નથી કે એ કોણ છે?"

"હું નથી જાણતી તે થોડાજ વખતમાં જાણી લઇશ. નથી ઓળખતી તો ઓળખી લઇશ. પણ તમે આને ઓળખતા નથી, જાણતા નથી એ અજાયબી કહેવાય!"

હંસાનાં પાણી મરી ગયાં, ભેદ ખુલ્લો થઇ ગયો કે શું એની એને ચિંતા થઇ. નાગભા કહેવા લાગ્યો:

"હું એને બરાબર ઓળખું છું, બરાબર જાણું છું; એ વીરનારી છે."

"વીરનારી!" આટલું બોલી સુરેખાએ હસવાનું છૂટું મુકયું.

નાગભા તો સુરેખાના સામુંજ જોઇ રહ્યો. બીજી બાજુ હંસા મનમાં ને મનમાં મુઝાવા લાગી. પોતાનો વેશ ખુલ્લો થવાની અણી પર હતો. આથી તે મનમાં બીતી હતી. સુરેખા ખેડુતકન્યાને ઓળખી તો ગઇ; પણ બરાબેર ખાત્રી ન થઇ. બાજી હાથમાં લેવા નાગભાને કહેવા લાગી:

"એ ગમે તે હોય, વીરનારી હોય કે વીરાંગના હોય, મારે કશી ચિંતા નથી. પણ તમે એ તો પુછો કે એ શા માટે આવી છે?"

નાગભાની દૃષ્ટિ ખેડુતકન્યા તરફ ફરી. આંખોએ પ્રશ્ન કર્યો કે, 'તું શા માટે આવી છે?'

ખેડુતકન્યાનાં ઓષ્ટદ્વાર ન ખુલ્યાં. નાગભા બોલ્યો:

"તું શા માટે આવી છે?"

"તમારી કળા જોવા."

"મારી કળા જોવા? એનો અર્થ?"

"એનો અર્થ બીજો શો હોય? તમે રાજકુંવરીને લેવા આવ્યા છો ને?"

"હા."

"એને લઇ જવા પહેલાં તમારે તમારૂં વચન પાળવું પડશે."

"મારૂં વચન? મારૂં વચન કયું?"

"કેમ યાદ નથી?"

"ના, મને યાદ નથી. હું નથી જાણતો કે તું શી વાત કરે છે?"

"હું એ વાત કરૂં છું કે વીરમદેવ સાથે મારે લડવું છે. એના હાથ જોવા છે. જો મને એ જીતે તો હંસાકુમારીને મેળવી શકે?"

સુરેખા વિચાર કરવા લાગી: 'ખેડુતકન્યાનો આવો સંકલ્પ શા માટે હોય? આવો દુરાગ્રહ કરવાનું કારણ? અવશ્ય આ ખેડુતકન્યા નથી, પણ રાજકુંવરી છે. મારા સ્વામી વીરનર છે, પણ માણસની પરીક્ષા બરાબર કરી શકતા નથી. પરીક્ષા કયાંથી કરી શકે? હંસાકુમારીએ વેશજ એવો લીધો છે કે સારા સારા માણસો ભૂલાવો ખાઇ જાય.' આવા વિચાર આવ્યા એવાજ ગયા. તે પછી તરતજ તે ખેડુતકન્યાને કહેવા લાગી:

"આપને આમ કરવાનું કારણ?"

"કારણ! કારણ બીજું કશું નથી; મને તમારા પતિએ વચન આપ્યું છે."

"મારા પતિ તમારા કોણ છે?"

"એ તમારા પતિ જાણે."

"એતો જાણે છે, પણ તમે શું કહો છો ?"

હંસા ગભરાઈ. ગભરાટમાં બોલી: "હું કંઈ નથી જાણતી. હું તો માત્ર એટલુંજ જાણું છું કે એણે મને વચન આપ્યું છે. પાળે કે ન પાળે એ એની મરજીની વાત છે."

"વારૂ, વચન આપ્યું છે તો તે પાળશે; પણ તમોએ એવું વચન શા માટે લીધું ?"

"મારી મરજીની વાત છે."

"મરજીની વાત ! આવી મરજીની વાત ? પર પુરૂષ સાથે પટાબાજી રમવી તે મરજીનો અર્થ શો ? તમારે આમ કરવાનું કારણ શું ?"

"કારણ એજ કે હું વીરમદેવનું પાણી માપવા માગું છું."

"ઠીક છે. પણ પાણી માપીને પછી શું કરશો ?"

હંસાના શરીર પર સ્વેદ થવા લાગ્યો. તે જરા અકળામણથી બોલી:

"મને વધારે વાત કરતાં નથી આવડતી. હું તો જે બોલું છું તેજ કરૂં છું."

સુરેખા હવે બરાબર સમજી ગઈ. હંસાનું ગભરાવું, વાત વાતમાં પકડાવું, આ બધાં ચિત્રવિચિત્ર દશ્યોથી સુરેખા સમજી ગઈ, પૂરી સમજી ગઈ. સમજ્યા પછી ઉત્તર આપતાં બોલી:

"તમોને વાત કરતાં નથી આવડતી, તો પહેલાં વાત કરતાં શીખો. વાત કરતાં નથી આવડતી તો તલ્વાર ફેરવતાં ક્યાંથી આવડશે ?"

"તલ્વાર ફેરવતાં આવડે છે કે નહિ તે તમારા......"

"વળી મારા ! મારાને તમારા બંનેના કહો. એ આપણા બંનેના છે."

"મારા તો થાય ત્યારે ખરા, હમણાં તો તમારાજ છે."

નાગબા આ બધી વાત સાંભળતો હતો, ભેદ ઉકેલવા મથતો હતો,

પણ વિશ્વાસપૂર્વક વાત મનમાં ન બેસતી. હંસાના છેલ્લા શબ્દો સાંભળતાં તે કહેવા લાગ્યો:

"નહિ. બાળા, પ્રથમ હું તારોજ, પછી સુરેખાનો. સુરેખા, સુરેખા નથી; તારી દાસી છે, તું એના પર સત્તાધિકારિણી છે."

"એ તો થઇશ ત્યારે."

અત્યારેજ થઇશ. અત્યારેજ સત્તાધિકારીણી છે." આટલું બોલી પોતે સુરેખાને કહેવા લાગ્યો: "સુરેખા, આવ તું આ મારી મનો-દેવીનાં ચરણોમાં શીશ નમાવ."

સુરેખા આગળ વધી, હંસાના પગમાં નમી પડી. હંસાએ સુરેખાના હાથ પકડયા ને ઉભી કરી અને કહેવા લાગી: "બેન, તારો ચુડલો અમર રહો."

સુરેખા હસી અને પ્રતિધ્વનિ કર્યો: "મારી પણ તમોને એજ આશીષ છે."

નાગભાએ વચમાં ટહુકો કર્યો: "તથાસ્તુ."

હંસા ખીજાણી અને કહેવા લાગી:

"અસ્તુ અને મસ્તુ મને નથી જોઇતું. હું તો જે માટે આવી છું તે મને જોઇએ છે."

સુરેખાએ હંસાનો હાથ પકડયો, પોતાની પાસે ખેંચી અને કહ્યું:

"તમોને શું જોઇએ?"

"વીરમદેવ સાથે લડવાનું."

"પણ લડવાનું કાંઇ કારણ?"

"કારણ જાણવુંજ છે?"

"હા, અત્યાર સુધી કારણ જાણવા માટે તો આ વાતચીત થઇ છે."

"સાંભળો ત્યારે; વીરમદેવ કાયર છે."

સુરેખા ગાજી, આંખ તાણી ને બોલી:—

"શું મારો ભાઇ કાયર?"

"કાયર નહિ તો શું વીરનર?"

નાગભા કુદ્યો અને બોલ્યો: "બસ વધારે ન બોલતી."

"ન બોલું? શા માટે? જો વીરનર હોત તો લુંટારાને પકડવા શા માટે ન આવ્યા? બીજાને મૃત્યુના મુખમાં મૂકી પોતે રાજકન્યાને મેળવવા માગે છે. પણ યાદ કરજો, રાજકન્યા એમ મળવાની નથી. છેવટે રાજકન્યા આપઘાત કરશે પણ વીરમદેવને નહીં મળે, તે નહિજ મળે."

આટલું બોલી હંસા ત્યાંથી ચાલી ગઇ. નાગભા વિચારમાં લીન થઇ ગયો. સુરેખાને હવે જરા પણ શંકા ન રહી કે ખેડુતકન્યા એજ હંસાકુંમારી છે."

બીજે દિવસે દરબાર ભરાયો. આજે દરબારમાં હંસાનાં લગનની વાત નીકળવાની હતી. લગ્ન નક્કી થવાનાં હતાં. વીરમદેવ તરફથી આવેલા અતિથિને ઉત્તર આપવાનો હતો. એ ઉત્તર આપવા નિમિત્તેજ આજનો દરબાર હતો. દરબારમાં આજે વિવિધ પ્રકારની શોભા દેખાતી હતી. સૈનિકો અને સરદારો, રાજના અમલદારો, અને બીજા કાર્ય કરનારાઓ પ્રફુલ્લિત હતા. દરબારની દોઢી ઉપર શરણાઇના મધુર સાદ સંભળાતા હતા, વચવચમાં ચોઘડીઆંની દાંડી નિત્ય પ્રમાણે ગડગડતી હતી. દરબાર હેગડાઠઠ ભરાઇ હતી. રાજકુંવરી પણ દરબારમાં આવવાની હતી. હજી મહારાજા આવ્યા ન હતા. મહારાજાના આગમન માટે બધા આતુર હતા, અને ભેર, ભુંગળ ને નોબત વગાડનારા આથી આવેશમાં આવી પોતાના હાથને રમાડતા હતા; એટલામાં છડીદારે નેકી પોકારી.

મહારાજા દરબારમાં પધાર્યા. દરબાર ઉઠયો અને બેઠો. મહારાજા આસન પર આવ્યા, નાગભા સાથે હતો. રાજકન્યા દાસીવર્ગ સાથે હતી. દાસીવર્ગમાં સુરેખા પણ હતી. સુરેખા અને રાજકુંવરી વચ્ચે વાતચીત

થતી ન હતી. જ્યારથી ખેડુતકન્યા રૂપે હંસા નાગભા પાસેથી નીકળી ત્યારથી વાત બંધ હતી. સુરેખા રાજકુંવરીની સામે બેઠી. આંખો સાથે આંખો મળતી, હંસા આંખો ન બતાવી શકતી. આંખો ઢળી પડતી; નીચાણમાં પાણી ઢળે તેમ.

દરબારનો રીતરીવાજ થયા પછી મહારાજાએ કહ્યું:

"સરદારો, મહારાજા વીરમદેવ સાથે રાજકન્યાનો ધાર્મિક સંબંધ બંધાય તેમાં તમારી અનુમતિ છે?"

સરદારોને વાંધો શો હોય? બધાએ હકાર કર્યો. તરતજ મહારાજા બોલ્યા:

"લાવો સરદાર, શ્રીફળ!"

શ્રીફળની આપલે થાય તે પહેલાં હંસાકુમારી દરબારીઓ સાંભળે એવા અવાજથી બોલી:

"સરદારો, આ સંબંધ મને માન્ય નથી; અને જો માન્ય હોય તો એક શરતે."

નાગભા ઉઠ્યો અને હંસાના પ્રશ્નનો ઉત્તર આપતાં કહેવા લાગ્યો:
"તમને આ સંબંધ કઇ રીતે માન્ય છે?"

"એજ રીતે કે પેલી ખેડુતકન્યા જે કાલે તમને મળી તે રાજા વીરમદેવ સાથે અખાડામાં ઉતરે. જો વીરમદેવ તે ખેડુતબાળાને મ્હાત કરે તો મને આ સંબંધ માન્ય છે."

"પણ એમ કરવાનું કારણ?"

"કારણ?" હંસા આવેશથી બોલવા લાગી: "કારણ એજ કે વીરમદેવ કાયર છે."

નાગભા બોલ્યો: "કાયર હોય તો તમે પોતે કસોટી કરો."

"મેં કસોટી કરી છે. શું આ કસોટી જેવીતેવી છે? લુંટારાને પકડો છો આપ અને લગ્ન કરવા નીકળે છે વીરમદેવ! હું આનાથી

બીજી કઇ કસોટી કરી બતાવું? વીરમદેવ એક વીરનારીનાં જેટલું તો શું; પણ એક ખેડુતની બાળકી જેટલું પાણી ધરાવતા નથી "

સુરેખાના નખની આગ મસ્તક સુધી ગઇ. પોતાના ભાઇ માટે આવા શબ્દો, અને તે પણ આમ દરબારની વચમાં બોલાતા હોવાથી સુરેખા વિફરેલી વાઘણ જેવી થઇ ગઇ. છતાં ધીરજ રાખીને યુક્તિ કરવા માટે આગળ આવી. સમગ્ર સરદારોની દૃષ્ટિ તેના તરફ વળે એવી રીતે મધુર અવાજથી તે બોલવા લાગી:

"વીરનરો, આ સ્થળે રાજકન્યાએ જે વાત કરી છે, તે મારા ભાઇ માટે ઘણી જ અસહ્ય છે; છતાં એ વાત મનમાં નહિ લેતાં હું રાજકુંવરીની વાત સ્વીકારૂં છું. પણ તે સાથે એમ પણ જણાવું છું કે જ્યારે ખેડુતકન્યા મારા ભાઇ સાથે લડવા આવે ત્યારે રાજકુંવરીએ એ લડાઇ જોવા ત્યાં હાજર રહેવું."

હંસા થથરી અને બોલી: "મારે હાજર રહેવાની કાંઇ જરૂર નથી."

"નહિ! તમારે હાજર રહેવુંજ પડશે. તમે આવો અને જુઓ અને મનમાં દૃઢતા પૂર્વક નક્કી કરો કે મારો ભાઇ કેવો છે? કાયર કે વીરનર?"

---

## પ્રકરણ ૩૪ મું.

—:o:—

### નવો દાવ

---

સુરેખાની વાત સાંભળતાં હંસા મુંઝાઇ ગઇ. જે શરત સુરેખાએ રજુ કરી તે શરત કબુલ કરવા હંસા તૈયાર નહતી. તૈયાર ક્યાંથી હોય? પોતેજ ખેડુતની કન્યા હતી. બાજી પ્રકાશમાં આવવાનો સમય આવ્યો. રમત પુરી કરવાની નોબત વાગી.

હંસાને જવાબ જડતો નહતો. સુરેખા ઉભી ઉભી હંસાની આકૃતિ જોતી હતી. હંસાના દેખાવ પરથી તે સમજી ચુકી હતી કે હું વિજય પામી છું, એટલે વિજયના ગર્વમાં તે પુછવા લાગી:

"કેમ બેન, અબોલ છો ?"

હંસાએ આંખ ઉંચી કરી સુરેખા સામું જોયું. સુરેખાની આંખનું અભિમાન વધ્યું. એ અભિમાન હંસાથી જોવાયું નહિ. તરતજ તે બોલી:

"તમારી એવી મરજી છે કે હું ત્યાં હાજર રહું?"

"હા, મારી એ મરજી છે. હું તમોને બતાવવા માગું છું કે મારો ભાઇ વીર છે, કાયર નથી."

સુરેખાના શબ્દો તીખા હતા, પણ હંસાને તો ખબરજ હતી કે વીરમદેવ વીર નથી, કાયર છે. પણ કાયરતું કાયરપણું નક્કી કરવા જતાં જે મુંઝવણ હતી તે એજ હતી કે પોતાને ત્યાં હાજર રહેવું કેવી રીતે ? પોતેજ ખેડુતકન્યા હતી; પછી હંસા અને ખેડુતકન્યાનાં બે દૃશ્યો એકજ વખતે કેમ રજુ કરી શકાય ?

સુરેખાએ એવી વાત કરી હતી કે જેનો બચાવજ ન હતો. છતાં હંસા બચાવ કરવા તરફડીઆં મારતી બોલી:

"મારા બદલે તમે હો તો શું ખોટું છે ?"

"મારા ભાઇની પરીક્ષા હું નહિ લઇ શકું."

"કાં નહિ લઇ શકો ?"

"કોઇ પણ મારી વાત પર વિશ્વાસ લાવશે નહિ અને મારો ભાઇ કાયર હશે તો હું તેને કાયર નહિ કહું."

"ન કહેવાનું કારણ ?"

"કારણ એજ કે બેન તો ભાઇના ઘરની ભિખારણ છે. ભિખારણ ભાઇને વગોવે ?"

સુરેખાના શબ્દોથી હંસાના શરીરમાં બળ આવ્યું. તરતજ પોતે કહેવા લાગી:

"શું તમે ભાઇના ઘરની ભિખારણ છો?"

"એ પ્રશ્નનો જવાબ મારા શબ્દોમાંજ આવી ગયો છે."

"ત્યારે તમારા સ્વામી જે આજકાલ તાગડધિન્ના કરે છે તે તમારી ભિખ પર હશે. તમે ભિખ માગીને તમારા સ્વામીને એશઆરામ કરાવો છો?"

નાગભાનું શરીર ક્રોધથી ધ્રુજી ગયું. તે લાલ આંખો કરી બોલ્યો: "રાજકન્યા! બસ કરો!"

"શા માટે બસ કરૂં? શું તમારી સ્ત્રીના શબ્દો સાંભળતાં શરમ આવે છે? જો શરમ આવતી હોય તો તેને બોલતી અટકાવો. મને શા માટે ધમકી આપો છો?"

નાગભા વધારે ગુસ્સે થયો, તરતજ તલ્વારની મુઠ પકડી, ખેંચી બહાર કાઢી. સરદારો ચમકયા, તૈયાર થયા અને પળ બે પળમાં તો મામલો બગડી ગયો. હંસા આ દેખાવ જોઇને ખડખડાટ હસવા લાગી. હસતાં હસતાં તે બોલી: "વીરનર, હજી તમારી વીરતા રહી છે?"

નાગભાએ તલ્વારને નાગી કરી નાખી. નાગી તલ્વાર તેજથી ચમકવા લાગી. તલ્વારને ચમકાવતાં નાગભાએ જવાબ આપ્યો:

"વીરતા? મારી વીરતા જોવી છે? બતાવું?"

હંસાએ તરતજ મેણું માર્યું: "સ્ત્રીની ભિખ પર આનંદ કરનાર વીરતા શી બતાવવાના હતા?"

નાગભા ભભુકયો. હંસા ઝુકી ગઇ; નાથની તલ્વાર પર ગર્દન ધરવા. સુરેખા દોડી, તલ્વાર પકડી, નાગભાને અટકાવ્યો અને કહેવા લાગી:

"સ્વામી, એ સ્ત્રી છે."

સુરેખાએ આજુબાજુ નજર કરી તો નાગભા પર અનેક તલ્વારો તાકી રહી હતી. મહારાજા ભગવતસિંહ પણ વિકાળ થયા હતા. રાજ-

કચેરી રણનું મેદાન થયું હતું. નાગભાની તલ્વાર સુરેખાના હાથમાં ગઇ. હંસાને સુરેખાએ ઉભી કરી. પછવાડેથી ગર્જના થઇ:

"સરદાર, જીવવું હોય તો ચાલ્યા જાવ."

એ અવાજ ભગવતસિંહનો હતો.

નાગભાએ સામો પડકાર કર્યો: "નહિ તો?"

"નહિ તો પ્રાણ નહિ બચે."

"પ્રાણ કોણ લેશે?"

"મારી તલ્વાર."

નાગભાને તરતજ દોડીને તલ્વાર પડાવી લેવાની ઇચ્છા થઇ, પણ કોણ જાણે કેમ એ અટકી ગયો, મુગો તો નજ રહ્યો. તે બોલ્યો:

"રાજન, મરવું અને મારવું એ તો મારી રમત છે. જીવ જીવમાં નથી, હાથમાં છે. હું તો વીરતા પર બલિદાન આપી ચુકયો છું; પછી મરવાનો ભય મને કયાંથી હોય?"

સુરેખા તરતજ આગળ વધી અને બોલી: "મહારાજ, આ વાતમાં અપરાધી કોણ છે એ આપને જોવાની જરૂર છે. પણ એમ કરવાની યે જરૂર શી છે? હું શરત કરવા માગું છું તે રાજકુંવરી કબુલ કર્યા રાખે છે? જો કબુલ રાખશે તો આ તકરારનો અંત આવી જશે."

હંસાએ તરતજ કહ્યું: "વારૂ, હું ત્યાં હાજર રહીશ."

સુરેખાને આ વાતથી આઘાત થયો. એક આંચકો લાગ્યો. હંસા શું બોલે છે તે પણ તેનાથી સમજી ન શકાયું. શું પોતાની પરીક્ષા પાણીમાં ગઇ? શું હંસાને પારખવામાં પોતે ભુલ કરી? હંસા શું ખેડુત-કન્યા નથી? આ પ્રશ્નો સુરેખાના મસ્તકમાં આવવા લાગ્યા. તેથી તે આતુરતાથી બોલી:

"શું તમે હાજર રહેશો?"

"હા, હું હાજર રહીશ."

"ખરું કહો છો?"

"હા હું ખરૂં કહું છું."

"ફરશો, તો નહિ?"

"પ્રશ્નોની પરંપરા શા માટે કરો છો? હું આવીશ, તમારા ભાઇની વીરતા જોઇશ. અને જો એ વીરનર હશે તો હું વીરમદેવ સાથે લગ્ન કરીશ; એટલુંજ નહિ પણ એ ખેડુતકન્યાને પણ વીરમદેવ સાથે લગ્ન કરવા ફરજ પાડીશ."

આ વાક્યથી નાગભાનાં રૂવેરૂવાં ઉભાં થઇ ગયાં. હંસાના સામું તે ક્રૂરતાથી જોવા લાગ્યો અને કહ્યું:

"નહિ, એ ખેડુતકન્યાનાં લગ્ન વીરમદેવ સાથે નહિ થાય!"

"નહિ થાય? શા માટે નહિ થાય?"

"બસ, મેં કહ્યું એજ ખરૂં છે. નહિ થાય તે નહિજ થાય."

"એમ કેમ બને? તમારૂં કહેવું કોણ માને તેમ છે? તમે કોણ? સ્ત્રીની ભિખ પર સરદારી ભોગવનાર! મારાં લગ્ન જો વીરમદેવ સાથે થાય, તો તે ખેડુતકન્યા બીચારી કોણ?"

નાગભાએ હવે વાતનું રૂપ ફેરવ્યું:

"તમારે મારી સરદારી જોવી છે? હું મારૂં બળ બતાવું?" એમ કહી તે તલ્વાર લઇ કુદ્યો. નાગભા બોલ્યો: "રાજકુંવરી, જો તમે મારી વાત નહીં માનો તો હું તલ્વારથી તમોને વીરમદેવ સાથે પરણાવીશ."

રાજકુંવરી એટલીજ વીરતાથી સામે થઇ કહેવા લાગી: 'હવે તો મને એક પણ વાત માન્ય નથી. તમે તમારી વીરતા બતાવો. સત્તા હોય તો લ્યો, મારો હાથ પકડો, હરણ કરો અને પછી જુઓ મજા."

હંસાના આ શબ્દોથી નાગભા જરા વિચાર કરવા થોભ્યો. એજ સમયે મહારાજાએ આજ્ઞા કરી: "સરદારો, પકડો આ ઉધ્ધતને! એના હાથમાં બેડીઓ નાંખો!"

સુરેખાની છાતી ચીરાઇ ગઇ. હંસાથી આ ન જોવાયું. તે બાપની પાસે આવી કરૂણ અવાજથી કહેવા લાગી:

"બાપુ, એ આપણા અતિથિ છે."

"અતિથિ અતિથિધર્મ ભૂલ્યો છે."

"એ ધર્મ ભૂલે તેથી શું? આપણે આપણો ધર્મ ભૂલવો?"

મહારાજ જરા શાન્ત થયા. વીરમદેવ યાદ આવ્યો. લડાઇ થાય તો પરિણામ શું આવે તે પણ નજર સામે તરવર્યું. અને તરતજ નાગભા ને છુટો કરવામાં આવ્યો. નાગભા કાંઇપણ બોલ્યા વગર ચાલ્યો. ભગવંતસિંહે કહ્યું: "સરદાર, બેસો."

"નહીં, હવે તો હું મારી વીરતા બતાવીશ. રાજકુંવરીને રણસંગ્રામ માં મેળવીશ."

સુરેખાએ જોયું કે પોતાની બધી બાજી માટીમાં મળી ગઇ. હંસાને તાકી પણ બરાબર ફાવી નહીં. એ વાત કાંઇ ઠીક થાય ત્યાં તો બીજીજ વાત આવીને ઉભી રહી. હંસાને હવે નિરાંત વળી, પણ ભગવતસિંહ આ બનાવથી શોકાતુર થયા. હંસા જાણતી હતી કે હવે રંગ જામશે. ભગવતસિંહ જાણતા હતા કે મહા અનર્થ થશે.

નાગભા ઉતાવળમાં ને ઉતાવળમાં રાજકચેરીની બહાર નીકળ્યો. સુરેખા પણ નીકળી. કચેરીમાં સ્તબ્ધતા વ્યાપી. ભગવતસિંહ પોતાની કન્યા સામું જોઇને કહેવા લાગ્યા:

"દીકરી, તું શું કરવા માગે છે?"

હંસા બોલી: "બાપુ, આ સરદારને પાણી કરી નાખવા તે મારા મનથી રમત છે, માટે તમારે ચિન્તા કરવી નહી."

આટલી બાત પછી કચેરી ઉઠી. સૌ સૌને સ્થાને ગયાં. હંસા પણ પોતાના સ્થાને ગઇ.

પોતાના સ્થાને જવા પછી હંસા સંકલ્પવિકલ્પમાં પડી. હવે શું કરવું? એજ પ્રશ્ન એના મનમાં હતો. ઘણી વાર સુધી તે વિચારમાં તલ્લીન રહી, પણ કંઈ સુઝ પડી નહીં,

નાગભા રોષથી ભરેલો હતો. એના મનમાં તો રાજના બધા પાયાને ઉખેડી નાખવાની ઇચ્છા હતી. કોઈ પણ રીતે હંસાને મેળવીને વીરમદેવ સાથે પરણાવવી, એજ એની મનોભાવના હતી.

સુરેખા તો મતિમંદની માફક મૂઢ થઇ ગઇ. એની ચાલાકી કાંઇ કામ ન આવી. સુરેખા કુશળ હતી એ કહેવાની કાંઇ આવશ્યકતા નથી. પણ આ સમયે તો એની કુશળતાજ એને મુંઝવતી. જેમ પ્રથમ હંસા મુંઝવણમાં હતી, તેમ હમણાં સુરેખા હતી. મનમાં વિચાર કરતી હતી કે 'હું એક વખત રાજકુંવરીને મળું.' પણ મળવું કેવી રીતે? વાત એવી તકરારી હતી કે વગર તેડયે મળવા જવું એ પણ મુશ્કેલ હતું. કદાચ હિમ્મત કરીને મળવા જાય પણ, નાગભા રજા આપે એમ ક્યાં હતું? છતા સુરેખાએ નાગભા પાસે રજા માગવાનો નિશ્ચય કર્યો. લગભગ બે કલાક પછી એવો સમય આવ્યો કે પોતે નાગભા પાસે રજા માગવાને તૈયાર થઇ અને નાગભા પાસે આવી.

"સ્વામી, હું રાજકુંવરીને મળવા જાઉં?"

"નહિ, હવે મળવા જવાની કશી જરૂર નથી. રાજકુંવરી હવે મળવાને યોગ્ય રહી નથી. હવે તો જે કાંઈ કરવાનું હોય તે તલ્વારથી કરવાનું છે."

"તલ્વાર કરતાં બુદ્ધિથી કામ લ્યો તો વધારે સારૂં."

"શું તું મને બુદ્ધિથી કામ લેવાનું કહે છે.? શિખામણ આપે છે? હા; આપ શિખામણ આપ કારણ કે હું તારા ભાઇની ભિખ પર સરદારી કરૂં છું; કેમ એમજ ને?"

સુરેખા અવાક્ થઇ ગઇ. નાગભાની પ્રકૃતિમાં ફેર જણાયાથી વધારે વાત ન કરતાં સુરેખા નાગભાથી અલગ થઇ ગઇ.

હંસાને વિચાર કરતાં કરતાં એક વાત સુઝી એટલે તુરતજ દાસીને બોલાવી અને કહ્યું;

"તું જા નાગભાને બોલાવી લાવ, અને કહેજે કે તમને ખેડુત-કન્યા બોલાવે છે. હાં...જો જે; સુરેખા આ વાત સાંભળે નહીં. એ ન હોય ત્યારેજ તું જજે અને આ સંદેશ કહેજે."

દાસીએ ડોકું હલાવ્યું અને ત્યાંથી પલાયન થઇ નાગભાને મળવા ગઇ. આ તરફ હંસાએ વેશબદલો કરી લીધો.

હંસાની દાસી બરાબર અનુકુળ સમયે નાગભા પાસે પહોંચી અને ખેડુતકન્યાના સમાચાર આપ્યા. નાગભા વિચિત્ર પ્રકૃતિથી દાસી સાથે ચાલ્યો. ખેડુતકન્યા અને નાગભા એકાંતમાં મળ્યાં. આ વખતે ત્યાં કોઇ ન હતું. હંસાએ પ્રથમથીજ આ ગોઠવણ કરી રાખી હતી. એકાંતમાં મળતાં ખેડુતકન્યા બોલી:

"આજે દરબારમાં શું થયું?"

"લડાઇનું નક્કી."

"લડાઇનું નક્કી? આ તમે શું બોલો છો? તમે લગ્નનું નાળિયેળ આપવા આવ્યા છો કે લડાઈ કરવા?"

નાગભા બોલ્યો: "બાળા, વીરપુરૂષનાં લગ્ન સંગ્રામમાંજ થાય છે. આ લગ્ન પણ એમજ છે.

"પણ એમ હોય શા માટે?"

"રાજકુંવરીના મનમાં અભિમાન છે."

"પણ શું અભિમાન છે? રાજકચેરીમાં વાત શી થઇ એ તો કહો. અચાનક આ લડાઇની નોબત કયાંથી વાગી?"

નાગભા કહેવા લાગ્યો: "જો સાંભળ, કચેરીમાં રાજકુંવરીએ હઠ પકડી કે મારે વીરમદેવની વીરતા જોવી છે.

"એ વાત એની બરાબર છે."

"હા, પણ પોતે લડવા નથી માગતી. એ તો એમ કહે છે કે ખેડુતકન્યા લડે. ખેડુતકન્યાને જીતવા જેટલી પણ વીરતા વીરમદેવમાં નથી. છતાં એ વાત માન્ય કરવામાં આવી. મારી સુરેખાએ કહ્યું કે ઠીક છે. મારો ભાઈ ખેડુતકન્યા સાથે લડે; પણ એ લડાઇ જોવા રાજકુંવરીએ હાજર રહેવું. આમ વાત થતાં વિવાદ વધ્યો અને છેવટે લડાઇનો સમય આવ્યો.

"ત્યારે શું તમે લડાઇ કરશો?"

"અવશ્ય."

"એનાથી લાભ શો?"

"રાજકુંવરી મળે એ."

"પણ એમ કરવા જતાં બીચારા નિર્દોષ સીપાઇઓ કપાઇ જશે, અને તમે એમ રાજકુંવરી માટે અસંખ્ય વીરોનું બલિદાન લેશો."

"બલિદાન વગર તલ્વાર તૃપ્ત થતી નથી."

"તલ્વાર દુશ્મનના રૂધિરથી તૃપ્ત થાય છે, નહિ કે પોતાના બંધુઓના લોહીથી. મને તો આ કાર્ય ઠીક નથી લાગતું."

"ઠીક તો મને પણ નથી લાગતું, પણ બીજો ઉપાય શો?"

"ઉપાય કહો તો હું બતાવું. લડાઇ કરવાની વાત પણ ન આવે અને કુંવરી પણ શરણ થાય."

"એવો ઉપાય શો છે?"

"જુઓ, સાંભળો."

"તમે હંસાનું હરણ કરો!"

"હું હંસાનું હરણ કરૂં? મારી વીરતાને માટીમાં મેળવું? ગાંડી, હંસાને તો હવે તલ્વારથી મેળવવી છે."

"તમે હંસાનું હરણ કરવામાં લાંછન માનો છો?"

"કેમ છુપાવેશમાં એક સ્ત્રીને ઉપાડી જવી તેનું નામ શું કીર્તિ છે? એ શું બહાદુરી છે? એ શું શૂરવીરનું કામ છે?"

"અર્જુનને તમે કેવા ગણો છો? ભીષ્મ પિતા માટે તમારૂં શું માનવું છે?"

નાગભાએ એક ધીમો શ્વાસ લીધો અને ઉત્તર આપ્યો:

"અર્જુન બાણાવળી હતો અને ભીષ્મની તો હજી જગમાં જોડ નથી. એ બન્ને અજોડ વીર હતા."

"વીર હતા માટેજ એમણે વીરતાને લાંછન લગાડયું?"

"એટલે? તારા બોલવાનો અર્થ શો છે?"

"કેમ, અર્થ સમજાવવાની જરૂર છે? તમે ભણ્યા નથી? મહાભારત નથી જોયું? એ બેઉ વીરનરે વીરતાને લજવી છે?"

"કેવી રીતે?"

"અર્જુને સુભદ્રાનું હરણ કર્યું હતું; અને ભીષ્મે અંબાનું. એ સ્ત્રીહરણ કરવાવાળાને તમે વીર કહો છો, હું નથી કહેતી, કારણ કે તમે સ્ત્રીહરણ કરવાને લાંછન માનો છો. જો તમોને એમ લાગતું હોય કે સ્ત્રીહરણ એ એક કળા છે, વીરતાની નિશાની છે, તો તમે પણ હંસાકુંવરીનું હરણ કરો."

"તું આવું નમાલું કામ કરવાનું મને કહે છે!"

"આ કામ નમાલું છે? સરદાર! તમે ભૂલો છો! તમે ગર્વમાં ગળી ગયા છો, હંસાનું હરણ કરવું એ નાના બાળકના ખેલ નથી. એતો માથા સાટે માલ છે. હજી લડાઇમાં ઝઝુમવું સહેલ છે, પણ આ કામ ઘણું કઠણ છે."

"તું મને પાણી ચઢાવે છે?"

"પાણી નથી ચઢાવતી, પણ પાણી બતાવવાનો રસ્તો બતાવું છું. મને ભય છે કે કદાચ તમારૂં પાણી ઉતરી જાય.

નાગભાએ ખોંખારો ખાધો, તલ્વારની મુઠ પકડી, વીરતાનાં ચિન્હો દેખાડયાં. ખેડુત કન્યા બોલી:

"તલ્વાર મને શા માટે દેખાડો છો? મેં તમારી તલ્વાર જોઇ છે, મને અનુભવ છે, પણ તમારી તલ્વારનું પાણી ઉતરી ન જાય એ ધ્યાન રાખજો."

"ખેડુતબાળા, હું નાગભા છું."

"નાગભા સરદાર, સામે હંસાકુંવરી છે. તમે મારી વીરતા જોઇ છે, હંસાની વીરતા તમોને....." હંસા વધારે ન બોલી. વધારે બોલતાં એમ થયું કે નાગભાનું અપમાન થાય છે. નાગભા આ વાત ન સમજ્યો. એતો એજ માની બેઠો કે હવે તો હંસાનું હરણ કર્યેજ છુટકો. થોડીક બીજી વાતો થઇ અને નાગભા સુરેખા પાસે આવ્યો. સુરેખાના મનમાં સેંકડો સ્વપ્નાં તરવરતાં હતાં. એના વિચાર પાર વગરના હતા. વિચારની પરંપરામાં પોતે પડી હતી. નાગભા સુરેખાની નજીક આવ્યો, સુરેખાને ખબર ન પડી. એ તો પોતાના તરંગોમાંજ તલ્લીન હતી. નાગભાએ જરા તલ્વાર ખડખડાવી. સુરેખા ચમકી, નાગભા સામું જોયું. સુરેખાએ પુછ્યું :

"હવે શું કરવું છે ?

"હંસાનું હરણ."

"હંસાનું હરણ? આ તમે શું કહો છો ?"

"નકામી લડાઇ કરવા કરતાં હંસાને હરણ કરીને લઇ જવી તે શું ખોટું છે ? નકામી તલ્વાર ફેરવી કોઇના પ્રાણ લેવા અને વાતમાં માલ જુઓ તો કંઇ નહિ."

સુરેખાને સમજ ન પડી કે નાગભા શું બોલે છે. જે નિરંતર તલ્વાર તોળીને વાત કરતો, મરવું મારવું એજ સિધ્ધાંત માનતો; એના મોઢામાં દયાના શબ્દો કોણે આવીને મુકયા ? એક રણઘેલો વીર આમ ભાનસાન કેમ ભૂલી ગયો ? સુરેખા આ વાતનો ખુલાસો મેળવવા બોલી:

"આજે કંઇ તમારા દિલમાં દયા ઉછળવા લાગી છે?"

"હા, માત્ર એક સ્ત્રી માટે આપણે લડવું એ મને રૂચતું નથી."

"આ કોણ નાગભા બોલે છે?"

"તને કોણ લાગે છે?"

"કોઇ સ્મશાનનું પ્રેત હોય. એમ મને લાગે છે. શું તમારી દ્રષ્ટિમાં સ્ત્રીની કાંઈ કિમ્મતજ નથી? એક સ્ત્રી માટે લડવાનું ન હોય?"

"મારૂં કહેવું શું ભૂલભરેલું છે?"

"હું નહિ કહું. સંસારનાં નાનાં નાનાં બાળકો પણ કહેશે. તમને જરા પણ વિચાર નથી આવતો ? રાજા રાવણનું રાજ રોળાણું, સ્ત્રી માટે, દુર્યોધનનો નાશ થયો, સ્ત્રી માટે. કૌરવકુળનું સત્યાનાશ નીકળી ગયું, એક સ્ત્રી માટે. અને અનેક રજપુતોએ કેસરીયાં કર્યાં, સંગ્રામમાં મસ્તક ચઢાવ્યાં એ કોના માટે? સ્ત્રી માટે. અને એ સ્ત્રી માટે કોઇના પ્રાણ કોણ લે એમ શીખવ્યું કોણે ? આ યુક્તિ તમોને કોણે કહી ? કોણે બતાવી?"

"ગમે તેણે બતાવી. પણ ઇતિહાસમાં સ્ત્રીહરણનું મહત્વ કાંઇ જેવું તેવું નથી. શ્રી કૃષ્ણે રૂકમણીનું હરણ કર્યું, સત્યભામાનું હરણ કર્યું. એ બધું શું બતાવે છે કે જેવો સમય તેવી વાત."

સુરેખા તો આ ઉત્તરથી ઢીંગ થઇ ગઇ. પોતાને ખબર ન હતી કે સામેથી ઉત્તર આવો મળશે. પણ હવે શું કરવું? પોતે જે વાત કરતી તે નાગબા તરફથી તૂટી જતી; છેવટે સુરેખાએ કહ્યું:

"વારૂ, એ બધું તો ઠીક, પણ હંસાને ઉપાડી જવી કેવી રીતે?"

"મારા કરતાં એ વાત તું વધારે જાણે."

"હું વધારે જાણું?"

"હા."

"હું ક્યાંથી જાણું?"

"તું સ્ત્રી છે. સ્ત્રીને ભોળવવી તે સ્ત્રી વધારે જાણે. એમાં પુરૂષનું કામ નથી. પુરૂષ તો પરાક્રમ કરી જાણે; સ્ત્રીને ભોળવી ન જાણે. સ્ત્રીને ભોળવવા જતાં પોતેજ ભોળવાઇ જાય. માટે આ બીડું તું ઉઠાવ. હંસાને મળ. કોઇ પણ રીતે એ આપણા હાથમાં આવી જાય એવી યુક્તિ ચલાવ."

"યુક્તિ હું કરૂં? અને તમે શું કરશો?"

"હું શું કરું?"

"તમે સાડી પહેરો." સુરેખાએ મશ્કરીમાં કહ્યું અને હસવા લાગી.

નાગબા તો રાતોપીળો થઇ ગયો. તરતજ ક્રોધમાં આવી કહેવા લાગ્યો:

"તું શું મને સાડી પહેરનારો સમજે છે?"

"નહિ."

"તો પછી જીભ કેમ વધારે ચાલે છે? એને મોઢામાં નથી રહેવા દેવી! હવે જો બોલીશ તો જીભનો લોચો બહાર આવીને પડશે."

"વારૂ, નહિ બોલું. હા, પણ નહિ બોલું તો તમારૂં કામ થવાનું નથી. જો બોલીશ તો મારી જીભ તમે ખેંચી કાઢશો; હવે મારે કરવું શું?"

"તો શું તારૂં કામ જો હું સ્ત્રી બનું તો જ થવાનું?"

"હા."

"એ કેવી રીતે."

"અમે સ્ત્રી જાતિ. અમારી યુક્ત પણ સ્ત્રીની બુદ્ધિ પ્રમાણેની. સ્ત્રીની બુદ્ધિ પાનીમાં હોય, પછી એની યુકિત સારી હોય ક્યાંથી?"

"પણ તારી યુક્તિ છે શી?"

"હું યુક્તિ કહું અને તમે મારી જીભ ખેંચી લ્યો તો? તો હું શું કરૂં? મુંગી મુંગી ક્યાં જાઉં? મારો ભવ કેમ પુરો થાય?"

"હું તારી જીભ નહિ ખેંચું."

"મને તમારા બોલવા પર વિશ્વાસ કેમ આવે?"

"શું મારા બોલવા પર વિશ્વાસ નથી આવતો?"

"ક્યાંથી આવે? તમે પળે પળે જીભ બદલો છો. હમણાં કહો છો કે તારી જીભ ખેંચી લઇશ, હમણાં કહો છો કે નહિ ખેંચી લઉં. મારે તમારી આ બે વાતમાં ખરૂં માનવું શું? એકવચની માણસનો ભરોસો

રાખી શકાય, ઘડી ઘડી વાચા બદલે એના વળી ભરોસા કેવા?"

એ વાતથી નાગભાના શરીરમાં એક જાતનો વેગ આવ્યો; પણ કરે શું? કાંઈ ન બોલી શક્યો. સુરેખા કહેવા લાગી:

"કહો મને આજ્ઞા છે? બોલું?"

"બોલ પણ મર્યાદામાં રહીને."

"મર્યાદા મૂકીને કામ કરવાનું છે, પછી બોલવામાં તે મર્યાદા ક્યાંથી સચવાય? જો હંસાકુંવરીનું હરણ જ કરવું હોય તો મર્યાદા બર્યાદાની વાત જવા દો અને હું કહું તેમ કરો."

"એટલે કે મોહન મટી મોહિની બનું?"

"ભગવાનથી તો તમે વધારે નથી. પોતાનું કામ પાર પાડવા ભગવાને મોહીનીનું રૂપ લીધું હતું. ત્યારે તમે તો માણસ છો. મોહીની બનતાં ઇશ્વરને શરમ ન લાગી, તો તમારા જેવા માણસને શરમ લાગે છે?"

"મારે સ્ત્રી બનવું પડશે?"

"જો મારી સહાયતા જોઇતી હોય તો બનવું પડશે. અને તમે તમારી શક્તિથીજ હંસાને હરી લાવવા માંગતા હો તો બનવાની કશી જરૂર નથી."

"હું હંસાને કેવી રીતે હરી જાઉં?"

"નહિ હરી શકો?"

"ના."

"તો પછી બનો સ્ત્રી"

"પછી શું કરું?"

"પછી તાણો ઘુંઘટો."

"અને પછી લઉં છાજીયાં, કેમ એમ જ ને?"

"ના ના, પછી ચાલો મારી સાથે."
"પણ પુરૂષ વેશમાં ચાલું તો નહિ ચલાય?"
સુરેખાએ જરા વિચાર કરી લીધો.

## પ્રકરણ ૩૫ મું

—:o:—

### યુક્તિપ્રયુક્તિ

હંસાનું દિલ ધડકતું હતું. પોતે જે રમત શરૂ કરી હતી તેને પાર પાડવામાં ઘણીજ મુશ્કેલી નડતી હતી; એમ હંસાનું માનવું હતું. મુશ્કેલીમાંજ મઝા છે એમ પણ એ જાણતી હતી. મહારાજા ભગવતસિંહ પ્રથમ તો ક્રોધે ભરાયા, પણ પછી શાંત થયા. એના મનમાં એક વાત વધારે ઘુંટાતી હતી. પોતાની ઇચ્છા હતી કે હંસા વીરમદેવને વરે. વીરમદેવનું રાજ મોટું હતું. મોટા રાજમાં કન્યા જાય એ કોને ન ગમે? પણ હંસા એ મહારાજા કરતાં મોટા પરાક્રમીને ચાહતી હતી. નાગભાનાં પરાક્રમ તેની આંખમાં આવીને અંજન બની ગયાં હતાં. નાગભા ઉપર તે મરતી હતી. જીવતી હતી પણ તે નાગભાની જપમાળા જપવાને.

ભગવતસિંહે કાંઇ પણ ચેષ્ટા ન કરી. નાગભાને પણ કાંઇક કરવા જેવું ન હતું. જે કરવાનું હતું તેની ગોઠવણ થઇ ગઇ હતી. હવે તો રાતની વાતની હતી. રાતના પોતાનું કામ પૂરૂં કરી પોતે જવાનો હતો.

ભગવતસિંહ આ વાત થયા પછી ચૂપ રહ્યા, પણ હંસા ચૂપ ન રહી. એણે બાપને કહેવડાવ્યું કે 'હું આપને મળવા આવું છું.' કહેણ ગયું. ભગવતસિંહે સામો હકાર કહેવડાવ્યો. હંસા બપને મળવા માટે આવી. હંસાના આવવાથી ભગવતસિંહની આંખમાં વિજ ચમકી.

મગજમાં મેઘ ગર્જ્યો. આંખો વાટે જરાતરા આવીને થંભી ગયો. હંસાની આંખમાં પણ ઝળઝળીયાં ભરાઇ ગયાં. બાપે દીકરીને પાસે બોલાવી. ગાલપર મીઠાશથી હાથ ફેરવ્યો. મસ્તકે મૂકયો અને બોલ્યોઃ

"દિકરી તું શું કરવા માગે છે?"

"આપની મરજી પ્રમાણે."

"મારી મરજી પ્રમાણે તું વર્તવાની છે?"

"બાપુ આપની મરજી એજ મારી મરજી છે. પણ એમાં જે ધર્માધર્મનો વિચાર કરવાનો છે તે થાય તો સારૂં."

"શું હું અધર્મ કરૂં છું?"

"નહી, એ મારાથી નહી કહેવાય. પણ બાપુ, આપના શબ્દો સામું જુઓ. આપે જે દુહાઇ ફેરવી હતી તે શી હતી?"

"શું હતી?"

"જે લુંટારાને હરાવે, મારે, કે પકડી લાવે તેની સાથે મને પરણાવવી. કહો આપ બોલ્યા તે પ્રમાણે કરો છો?"

"પણ લુંટારાને હરાવનાર માને છે કયાં?"

"માનતો નથી તો મનાવો."

"હું કેવી રીતે મનાવું?"

"યુક્તિથી."

"દિકરી યુક્તિ કરવામાં કશો સાર નથી. મારૂં માન. વીરમદેવની રાજધાની જેવતેવી નથી. ત્યાં સુખના સાધનો અપાર છે."

"પિતાજી એ ઇન્દ્રભુવન તો નથી ને! એની પાસે કુબેરનો ભંડારતો નથી ને! અને હોય તો પણ શું? મારો નિશ્ચય ફરે તેમ નથી."

"દુઃખીજ થવું છે?"

"કોણ કહે છે?"

"તારા શબ્દો."

"મારા શબ્દોમાં દુ:ખ છે? મનમાનતા સ્વામીને વરતાં કદિ દુ:ખ નો સંચાર સાંભળ્યો છે? અરે દુ:ખનો દાવાનળ હોય તો તે સુખનો સુશોભિત બગીચો થઇ જાય છે."

"તું કરી શકશે?"

"કરી શકીશ, પણ યુક્તિથી."

"તો કર"

"વારૂ, તો હવે આપ જે થાય તે અવલોકયા કરો."

"તું શું કરશે?"

"કાર્યની સફળતા."

"કેવી રીતે?"

"યુક્તિથી."

"શી યુક્ત કરીશ?"

"આપને મેં મારા મનની વાત હજી નથી કહી. અત્યાર સુધી છુપાવી છે. આજે તે હું કહું છું. નાગભાને હું વરી ચુકી છુ"

"એ તો હું જાણું છું."

"આપ આ વાત લુંટારાને હરાવ્યા ત્યારથી જાણો ા. હું તેને આગળથી ચાહું છું."

"આગળથી ચાહે છે?"

"હા, હુંજ નથી ચાહતી, નાગભા પણ મને ચાહે છે.'

"આ તું શું કહે છે? ચાહે છે તો પછી લગ્ન કરવાને આનાકાની કેમ કરે છે?"

હંસા એ કહ્યું: ' એમાં ભેદ છે. એ મને હંસા તરીકે ઓળખતા નથી."

"ત્યારે?"

"ખેડુતકન્યા તરીકે ઓળખે છે. ખેડુતકન્યાને એ ચાહે છે. એમને ખબર નથી કે ખેડુતકન્યા તે હુંજ છું."

ભગવતસિંહ તો હંસાના મોઢા સામુંજ જોઇ રહ્યા. હંસા શી વાત કરે છે? શું બોલે છે? તે બધા શબ્દો જાણે કોઇ જાદુથી બોલતી હોય એમ ભગવતસિંહને લાગ્યું. ભગવતસિંહ કહેવા લાગ્યો:

"તું ક્યારે એને ખેડુતકન્યા તરીકે મળી?"

"ગુરૂજીના આશ્રમમાં."

"ઠીક."

"હવે આપ શી આજ્ઞા કરો છો?"

"તું ખુલ્લી થા અને તકરાર પૂરી કર."

"એમ નહિ."

"કેમ એમ નહિ?"

"એમ કરવાથી આપણા રાજ્યપર આફત આવશે. વીરમદેવ તરતજ ચઢાઇ કરશે અને નકામી લડાઇ થશે. મને એ ઠીક લાગતું નથી."

"તો પછી તું શું કરવા માગે છે?"

"યુક્તિ."

"પણ શું કરશે?"

"આજે હું મંદિરે દર્શન કરવા જવાની છું."

"દર્શન કરવા જવાની છું તેમાં યુક્તિ શી થઇ? દર્શન કરવા જવાથી લાભ શો? દર્શન તો રોજ કરવા જાય છે."

"પણ આજનાં દર્શનમાં ફેર છે."

"ફેર શો છે?"

"મેં ગોઠવણ કરી રાખી છે. આજે મારૂં હરણ થશે."

ભગવતસિંહ ન સમજ્યા. હંસાએ યુક્તિની વાત સવિસ્તર કહી નહિ, એટલે મહારાજા જરા મુંઝાવા લાગ્યા: હંસા બોલી:

"આપ વિમાસણ શા માટે કરો છો? મારું હરણ નાગભોજ કરશે. તે મને વીરમદેવની રાજધાનીમાં લઇ જશે. હું વીરમદેવની રાજધાનીમાં ગઇ એટલે મને બધી રીતે વિજયી થઇજ સમજજો."

ભગવતસિંહ કંઇક સમજ્યા અને કંઇક ન સમજ્યા, છતાં દીકરીની આ કુશળતા તેને ગમી. અને રાતના એ ગમે તે કરે તેની રજા આપી. હંસા હવે પોતાના ઓરડામા ગઇ, જરા વિશ્રાંતિ લીધી અને પોતાની એક વિશ્વાસુ દાસીને બોલાવી. હંસાએ દાસીને કહ્યું:

"બેન, આજે રાજકુંવરીનો વેશ તારે ભજવવાનો છે."

દાસી બોલી: "ભજવીશ."

"કેવી રીતે ભજવીશ?"

"તમારા કરતાં સારી રીતે."

"સારી રીતે?"

"હા."

"શું? શું?"

"તમે જે કહો તે."

"બે પોશાક જોઇએ."

"કેવા?"

"એક ખેડુતકન્યાનો અને બીજો રાજકન્યાનો. આવા બે પોશાક."

દાસી જરા વિચારમાં પડી. નિરાશાની રેખા ચમકી અને સમાઇ ગઇ. હંસાએ દાસીનો દેખાવ જોયો, નિરાશાનાં ચિન્હો પણ જોયાં અને બોલી:

"કેમ, શું કહે છે?"

"તૈયાર નથી. કરાવવા પડશે."

"તૈયાર કરાવ, પણ રાત પહેલાં મળે."

"મળશે."

"કોઈને જાણ ન થવી જોઈએ."

"તમે ને હું અને બીજો સીવનારો, બસ ત્રીજા કોઈને ખબર નહિ પડે."

તરતજ આ કામ હાથમાં લેવાયું. દાસી હોશિયાર હતી. રાત પહેલાં આ કામ થઈ ગયું. પોશાક તૈયાર થઈ ગયા. હંસા હરખાણી. હંસા પાસે પોશાક આવ્યા, જોયા અને શાંતિથી હંસાનો શ્વાસ નીચે બેઠો. દાસી બોલી:

"હવે શું કરશું?"

"તું રાજકુંવરી અને હું ખેડુતકન્યા."

"કોઈ ઓળખશે તો?"

"એજ વાંધો છે તો. આટલીજ કળા તારે બતાવવાની છે. કોઈ ન ઓળખે તેમ તું તૈયાર થા. એ રીતે કામ પાર ઉતાર."

દાસી જરા વિચાર કરીને કહેવા લાગી:

"ગભરાશો નહિ, બાજીને હું જવા નહિ દઉં."

"પણ યાદ રાખજે કે બાજી જતાં મારા પ્રાણ સાથે જશે."

"એટલું બધું?"

"એટલું બધું કાંઈ નથી. પણ આપણે જે દાવ રમીએ તે દેખાઈ આવે તો હાંસી થાય ને? હાંસી કરતાં મોત સારૂં!"

"હું હાંસી થવા નહિ દઉં."

"બસ મારે એટલીજ જરૂર છે"

"હા, પણ મારે કરવાનું શું?"

"તારૂં નાગભા સરદાર હરણ કરશે."

"પછી?"

"પછી તું એની સાથે રથમાં જજે."

"રથમાં જવાનું કે ઘોડા પર?"

"ઘોડા પર હોય તો પણ શું? આજે એ લોક હંસાનું હરણ કરવાના છે. જે રીતે થાય તે રીતે થવા દે જે."

"પણ પછી શું કરવાનું?"

"પછી તો આપણા સરદારો આવી જશે."

"એટલે?"

"એટલે તું રાજકુંવરીમાંથી લાગ જોઇ ખેડુતબાળા થઇ જજે. અને હું ખેડુતકન્યા માંથી રાજકન્યા થઇ જઇશ. હું પોકાર કરીને કહીશ કે: 'સરદાર, હંસાને સંભાળજો. હું જાઉં છું!' તકરારમાં કોઇને ખબર નહિ પડે કે શબ્દો કોના છે. આપણે આપણું કામ બરાબર પાર ઉતારીશું. હું જઇશ નાગભા સાથે. તું આવજે રાજમાં."

"તમે જવાનાં છો તો પછી મને રાજકુંવરી શા માટે બનાવો છો?"

"ખેડુતકન્યા હું નથી એનો સુરેખાને વિશ્વાસ આપવા."

દાસીએ વધારે વાત ન કરી. અને હંસાના સમજાવવા પ્રમાણે કાર્ય કરવા તત્પર થઇ. રાત પડી. આકાશમાં અંધારું થયું. જગત સુતું, અને દાસી અને હંસા દર્શન કરવા ચાલ્યાં. સાથે બે ચાર સાથીદારો લીધા. બીજા સરદારોને ગુપ્ત દરવાજા પર જવાને કહ્યું અને હંસા દાસીની સાથે મંદિરમાંથી આવવા નીકળી.

મંદિરમાં સુરેખા અને નાગભા ક્યારનાં હંસાકુંવરીની વાટ જોતાં હતાં. નાગભાએ સ્ત્રીનો પોશાક પહેર્યો હતો. મોઢું સાડીમાં છુપાવ્યું હતું. નાગભા મુઝાતો હતો. મંદિરનો મહારાજ આ નવી નારીને જોઇ જરા અચરત પામ્યો, પણ હંસાના કહેવા પ્રમાણે સુરેખાએ હાથ જરા પોલો કર્યો. મહારાજ ત્યાંથી પોબારા ગણી ગયો. સુરેખા બોલી:

"હવે મોઢું ઉઘાડો."

નાગભાએ મોઢું ખોલી કહ્યું: "અરે રે! હું તો મુંઝાઇ ગયો."

"બસ આટલીજ વારમાં મુંઝાઇ ગયા. ધન્ય છે અમારી સ્ત્રી જાતિને કે આખો ભવ આ પોશાકમાં ગાળવા છતાં મુંઝાતી નથી."

"પણ હું થોડોજ સ્ત્રી છું."

સુરેખા બોલી: "મંદિરના મહારાજને પુછી જુઓ."

એટલામાં તો મંદિરનો મહારાજ સુરેખા તરફજ આવતો જણાયો. નાગભા ગભરાયો અને ગભરાઇને મોઢા પર ઓઢી ગયો. મહારાજે પુછ્યું:

"બેન, આ કોણ છે?"

"મારા સ્વામીનાં સગાં."

"સ્વામીનાં સગાં એટલે?" સુરેખા મુંઝાઇ પણ તરતજ બોલી:

"સ્વામીનાં સગાં એટલે નણંદ. એ મારાં નણંદ છે. હમણાંજ પરણ્યાં છે. સાસરેથી આણું પણ આવ્યું છે, એટલે શરમાય છે. તમેઆઘા જાવ."

મહારાજ ગયો. નાગભાએ ઘુંઘટ ખોલ્યો. સુરેખા હસવા લાગી. હસતાં હસતાં ટહુકો કર્યો:

"કાં મારાં નાનાં નણંદી!"

"પણ મારે આમને આમ રહેવું ક્યાં સુધી?"

"તપસ્યા પૂરી થાય ત્યાં સુધી. સાળાને પરણાવવો છે, કાંઇ રમત નથી."

એટલામાં સામેથી કોઇનાં પગલાં સંભળાયાં. હંસા ખેડુતકન્યાના વેશમાં હાજર થઇ. દાસીએ મોઢા પર પટ ખેંચ્યો હતો. સુરેખાને અત્યારે પણ શંકા થઇ કે રાજકુંવરીએ છેડો શા માટે કાઢ્યો છે? આથી પોતે પુછવા લાગી: "રાજકુંવરી, લાજ કોની કાઢી?"

દાસી ચૂપ રહી. ખેડુતકન્યા કહેવા લાગી:

"તમારા ભાઇની. એ તમારા ભાઇને હવે મોઢું બતાવવા નથી માગતી."

નાગભા બોલ્યો: "મારે મોઢું જોવું પણ નથી."

"આ જ ટેક પર રહેજો."

"રહીશ, રહીશ, ને જરૂર રહીશ."

ખેડુતકન્યા જરા મલકી, આગળ વધી અને કહેવા લાગી:

"તમો અમારી પાછળ આવો, જુઓ સામે બારણું છે, ખુલ્લું છે, બહાર જંગલનો રસ્તો છે."

"એતો મને ખબર છે. બહાર રથ પણ રાખ્યો છે."

"વારૂ, વારૂ, ચાલો રાજકુંવરીને નાખો રથમાં."

આગળ ખેડુતકન્યા, પાછળ હંસાના વેશમાં દાસી, એની પાછળ સુરેખા અને નાગભા, બધાં દ્વાર પાસે આવ્યાં. દ્વાર પાસે આવતાં નાગભાએ દાસીને પકડી, ઉપાડી. ખેડુતકન્યાએ બૂમરાણ કર્યું. સરદારો દોડી આવ્યા અને તલ્વારો ચમકી. નાગભાએ દાસીને હાથમાંથી નીચે મૂકી અને લડવામાં રહ્યો. આ અંધાધુંધીમાં હંસા પોતાનું કામ કરીને રથ પાસે ઉભી રહી. દાસી છટકી ગઈ. સરદારો પણ ભાગ્યા. સુરેખા અને નાગભા રથ પાસે આવ્યાં, રાજકન્યાને જોઇ ખુશખુશ થયાં. રાજકન્યાને રથમાં લીધી. હાંકનારે રથ હાંક્યો.

હંસાને હરી નાગભા મુછો મરડતો આગળ ચાલતાં બોલ્યોઃ

"રાજકુંવરી, મારી યુક્તિ જોઈ? ચાલો હવે તમારાં લગ્ન વીરમદેવ સાથે થાય છે કે નહિ?"

---

## પ્રકરણ ૩૬ મું.

—:o:—

## મન્દિરમાં.

—:o:—

વીરહાક વગાડનાર નાગભા હંસાને હરી આગળ વધ્યો. રાજકુંવરીને કેદ કરી પોતે બહુજ આનંદમાં હતો. વીરમદેવને જે વચન પોતે આપ્યું હતું તે વચનની પુર્ણાહૂતિ કરવા પોતે જતો હતો. હંસાના

મનમાં અવનવા વિચારો આવતા હતા. અત્યાર સુધી તો પોતે બરાબર રમત રમતી આવતી હતી, પણ હવે શું થાય તેજ જોવાનું હતું.

હંસા પોતે પોતાનાના હાથેજ હરાઇ હતી. એ યુક્તિ પોતાનીજ હતી. પોતેજ આમ કરવા નાગભાને તૈયાર કર્યો હતો. હંસા પકડાઇ અને કેદ થઇને ચાલી, પણ ખેડુતકન્યા છટકી ગઇ. સુરેખાના મનમાં આ એકજ વ્યાધિ હતી. ખેડુતકન્યા ક્યાં ગઇ? એ જો સાથે હોત તો આ સમયે બધો નિવેડો આવી જાત. પણ ખેડુતકન્યા તો ગઇ, સુરેખાને મુંઝવણમાં મુકીને.

સુરેખા પણ થાપમાં આવી ગઇ હતી. હંસાએ સુરેખાને પણ થાપ આપી હતી. સુરેખાના મનમાં શંકાનો પાર ન હતો. શંકામાં ને શંકામાં તે નાગભા તરફ જોવા લાગી. નાગભા ઘોડા પર હતો. સુરેખા રથમાં હતી, હંસાની બાજુમાં.

સુરેખાએ નાગભા તરફ જોયું, એ હંસાએ જોયું. પોતે સમજી ગઈ કે સુરેખા નાગભાને કાંઇ વાત કરવા ઇચ્છે છે; એટલે પોતે અજાણી થઇ આજુબાજુ નજર દોડાવવા લાગી. નજર દૂર હતી, કાન તો પાસે જ હતા. સુરેખા શી વાત કરે છે એ જાણવા પોતે જેવી તેવી આતુર ન હતી. સુરેખા નાગભાને પુછવા લાગી:

"ખેડુતકન્યા ક્યાં ગઇ?"

નાગભાને ખેડુતકન્યાનું વિસ્મરણ થયું હતું. સુરેખાના શબ્દો સાથે ખેડુતકન્યા પણ સ્મરણમાં આવી. અત્યાર સુધી નાગભાના હૃદયમાં વિજયના વિચારો હતા. સાળાનો લગનમંડપ શોભાવવાનાં તેને સ્વપ્નાં આવતાં હતાં. પણ સુરેખાના શબ્દોથી એ સ્વપ્નાં રવાના થઈ ગયાં. નાગભાએ ઉત્તર આપ્યો:

"ક્યાં ગઇ તે મને ખબર નથી. એતો 'હું જાઉં છું,' કહીને ક્યાં ગઇ તે મને સમજ પડી નથી."

"તમારે એને શોધી લાવવી જોઇશે."

"એ તો એની મેળે આવશે, આપણને શી ગરજ છે?"

"શી ગરજ છે? શી ગરજ એટલે? કેમ ભૂલી ગયા? એ ખેડુત-કન્યા સાથે તમારા વિવાહ થવાનાછે."

નાગભાએ કહ્યું: "મારો વિવાહ તો થવાનો હશે ત્યારે થશે, તારા ભાઈનો વિવાહ તો થાય! પછી મારા વિવાહની વાત. હમણાં તો પરણે એને ગા, હું કયાં કુંવારો છું? કુંવારો તારો ભાઈ છે. એનું તો કર, પછી હું."

હંસાના કાનમાં આ વાત બરાબર આવતી હતી. એના અંતરમાં એક વાકય રમવા લાગ્યું.

'એતો આવશે એની મેળે,' એ ખરૂં હતું. ખેડુતકન્યા તો એની મેળે જ આવતી હતી. હંસા પણ મનમાંને મનમાં બોલવા લાગી: 'ખરૂં છે. મેળે જ આવું છું, ગુરૂજીના આશ્રમમાં મારી મેળે જ આવી હતી. મારી ઈચ્છાથી જ અંતર આપ્યું હતું. મંદિરમાં પણ મારી મેળેજ આવી હતી. લુંટારા સામે પણ એમજ હતું. અને ત્યાર પછી જયારે જયારે આવી છું ત્યારે ત્યારે મારી મેળે જ આવી છું. હમણાં પણ મારી મેળેજ, મારી ઈચ્છાથીજ, આ ખેલી રહી છું. મારા સ્વામી, હવે વાત બહુજ પાસે છે. જેટલી પાસે છે તેટલીજ રસભરી છે. પણ હું જાહેર થઈશ, ત્યારે તમારી સ્થિતિ કેવી થશે, એનો વિચાર આવતાં હું કંપું છું. હું એમ પણ જાણું છું કે આ હું ન કરવાનું કરી રહી છું. પણ શું કરૂં? એમ કર્યા વગર મને છુટકો નથી. હું વીરમદેવના હાથ હેઠા કરવા માગું છું. તમે એના હાથ મજબુત કરી રહ્યા છો. ઠીક છે, ઈશ્વર મને અપરાધની ક્ષમા આપશે.'

નાગભાને બેદરકાર જોઈ, સુરેખાના અંતરમાં જરા દુ:ખ થયું. તે કહેવા લાગી:

"નાથ, એ ખેડુતકન્યા જેવી તેવી નથી. એ તમોને આવીને મળે તેના કરતાં તમેજ એને મળો! તમેજ એને શોધી લાવો! લગ્ન કરો. મારી સાથે રાખો. હું એને મારી મોટી બેન ગણી માન આપું. તમારી અને એ ખેડુતકન્યાની સેવા કરૂં."

નાગભાએ આ વાત પર લક્ષ ન આપ્યું અને પોતે પોતાની અસલ સ્થિતિમાંજ કહેવા લાગ્યો :

"તને આજે રસ્તામાંજ સેવા કરવાના વિચાર આવ્યા છે શું? ધરે તો ચાલ. એક કામ તો પૂરું કર. સેવા કરવાની ક્યાં ભાગી જાય છે?"

હંસા મનમાં ને મનમાં હસી. રથ આગળ વધતોજ જતો હતો. નાગભા પણ એવીજ રીતે અશ્વને નચાવતો નચાવતો ચાલ્યો આવતો હતો. હંસા હજી સુધી અબોલ હતી. સુરેખાનો આત્મા હંસા તરફ ઢળ્યો; જેમ ઢળતી જમીનમાં પાણી ઢળે. સુરેખા હંસાને પુછવા લાગી:

"બેન, તમે મારાં શું થશો?"

હંસા ગર્વિષ્ઠ મુખાકૃતિ કરી કહેવા લાગી : "તમે શું ધારો છો?"

"મારે ધારવાનું છે તે હું ધારીને બેઠી છું."

"પછી મને પુછો છો કેમ?"

"કેમ ન પુછું? હવે તો તમે મારાં......"

"હા, હા, હું તમારી......"

બન્નેમાંથી કોઇ શબ્દ પૂરા ન કરી શક્યું. સુરેખા કહેવા ગઇ, 'તમે મારાં ભાભી' પણ મોઢામાં શબ્દો આવ્યા. 'મારાંમોટાબેન!' એજ દશા હંસાની થઇ. એટલે ઉત્તર અધવચમાંજ આવીને અટકી ગયો. હંસા ન સમજી કે આમ કેમ થયું? સુરેખાને સમજ ન પડી કે આમ થવામાં ભેદ શો છે? સુરેખાએ વાતનો રંગ બદલ્યો અને બોલી:

"તમો મારી શું થવા રાજી છો?"

"તમો શું કરવા રાજી છો?"

"તમે જે થવા ઇચ્છા રાખતાં હો તે."

"મારી ઇચ્છા મારી પાસે નથી."

"તમારી પાસે નથી?"

"ના."

"ત્યારે કોની પાસે છે."

"મારું હરણ કરાવનાર પાસે."

"તમારું હરણ કોણે કરાવ્યું ?"

"કેમ આટલી વારમાં ભૂલી ગયાં? તમારામાં શી શક્તિ હતી કે તમે મારો હાથ પકડી શકો? આ તો પેલી ખેડુતની છોકરીનાં કામ છે. આવી, ગઇ અને મને ફસાવી ગઇ. એ ન હોત તો હું તમોને બધાંને પૂરી પડત."

"પૂરાં પડવામાં વાર શી હતી? કાં સામે ન થયાં?"

"સામે થાઉં? કોની સામે થાઉં?"

"કોની સામે થાઉં એટલે? સામે થવું હોય તો આ રહ્યા મારા સ્વામી. હજી પણ સામે થાવ. હજી કાંઇ વિલંબ થયો નથી. કહો, વાત કરું? ઇચ્છા છે? ઉતરો નીચે અને કરો યુદ્ધ."

હંસા જરા ગંભીરાઇથી બોલી: "અને તમે શું કરશો?"

"હું ઉભી ઉભી જોઇશ."

"ના, રંગ છે તમને. હું તમારા સ્વામી સાથે યુદ્ધ કરું અને તમે જોયા કરશો? ધારો કે મારા હાથનો ઘા એના શરીર પર પડયો તો? તો તમે શું કરશો? ઉભાં ઉભાં રાસડા લેશો? વાહરે બેન, વાહ!"

સુરેખાની આંખમાંથી તણખા ઝરવા લાગ્યા. તે ઉગ્ર થઇને બોલી:

"હંસાકુંવરી, તમો બધું એક સાથે બોલી ગયાં. બોલી નથી ગયાં, વિજળી વરસાવી ગયાં છો. એમાં તમારો દોષ નથી. મારાજ બોલવાનો દોષ છે."

"દોષ કરવા પછી ક્રોધે ભરાવું એનું નામ કાંઇ ડહાપણ નથી."

"વાતને તોડી નાખી મશ્કરી કરવી એ કાંઇ સમજુપણું નથી. એમાં કળા છે, પણ વિવેક નથી. વિવેક વગરની કળા ધિક્કારવા જેવી ગણાય છે."

"ત્યારે તમો બન્નેએ જે કળા બતાવી તે કેવી છે? વિવેકથી ભરેલી અને આદર્શ રૂપ છે ! મારૂં હરણ કરવા બદલ મારે શું કરવું ? વખાણ કે ધિક્કાર?"

સુરેખા સપડાઇ ગઇ. જવાબ દેવા ગઇ. જવાબ દીધો, પણ જવાબ પોતાનાંજ જડબાંને આવીને નડયો. સુરેખા ન બોલી અને નીચું જોઇ ગઇ. હંસા સમજી ગઇ અને સુરેખાને ધીરજથી કહેવા લાગી:

"બેન, એમાં તમારો દોષ નથી. વાણીવિલાસ એવોજ હોય છે. વાણીવિલાસમાં એક બીજાને મ્હાત કરવાની ચતુરાઇ હોય છે. વધારે ચતુરાઇવાળો ફાવે છે."

સુરેખાએ પુછ્યું: "અને ન ફાવે તો ?"

"ન ફાવે તે કાંઇ મૂર્ખ નથી. ચતુરાઇ કેળવવાની એટલી જરૂર ખરી."

સુરેખાને હંસાએ શીશામાં ઉતારી દીધી. હંસાએ સુરેખાને મેણું માર્યું કે સુરેખા તમારે હજી વિવેક કેળવવાની જરૂર છે. પોતાના મોંઢેથી મૂર્ખ ન કહી, પણ ભાવમાં એ અર્થ અવશ્ય હતો. સુરેખા એ સમજી ખરી, પણ મોન રહી, હંસા પણ મોન હતી, પણ મનમાં ભવિષ્યની દોરી ગુંથતી હતી, જેમ વાર્તા લખનાર વાર્તાની દોરી ગુંથે તેમ.

આગળ જતાં શું કરવું? વીરમદેવ સાથે લગ્ન કરવાનો સમય આવશે. એ સમય આવે ત્યારે શું કરવું? એના વિચાર હંસાને પળે પળે આવતા હતા. સુરેખાના મનમાં ચટપટી થતી હતી. પોતે હંસાને પુછવાનું કરતી હતી કે, 'હવે તમારી શી ઇચ્છા છે?' અને હંસાને એમ પુછ્યું પણ ખરૂં.

"હવે તમારી શી ઇચ્છા છે?"

"શાની ઇચ્છા?"

"તમારાં લગ્નની."

"મારાં લગ્ન માટે મેં પ્રથમ કહ્યું તે હમણાં પણ કહું છું."

આ વખતે નાગભા બરાબર રથની પાસેજ હતો. એણે આ વાતચીત સાંભળી, અને વધારે શી વાતચીત થાય છે એ જાણવા રથની બરાબર અડોઅડ આવ્યો. સુરેખાએ કહ્યુ:

"તમે પ્રથમ શું કહ્યું હતું?"

"એજ કે વીરમદેવ ખેડુતકન્યા સાથે અખાડામાં ઉતરે."

"પણ હવે ખેડુતકન્યા છે ક્યાં?"

હંસાએ કહ્યું: "નથી તો શું થયું? એ બરાબર સમય પર આવશે."

નાગભાએ આ શબ્દો સાંભળ્યા અને ચમક્યો. પોતે વાતમાં વચ્ચે પડ્યો અને કહેવા લાગ્યો: "એ હવે આવવાની નથી."

"કોણ કહે છે કે આવવાની નથી?"

"હું કહું છું."

"તમે કહો છો તે હું કેમ માનું?"

"ન માનો તો વખત આવે જોજો."

"જોવાનું તમારે છે. મને તો વિશ્વાસ છે કે, ખેડુતકન્યા આવ્યા વગર રહેવાની નથી. એણે મને વચન આપીનેજ પકડાવી છે. ખેડુત-કન્યાનું વચન મોટામોટા વીરનરને વીસરાવે એવું છે. એ જે બોલે છે તે કરી બતાવે છે. એ આવશે અને વીરમદેવ સાથે લડશે, અને જો વીરમદેવ વિજય મેળવશે તોજ તમારા મનોરથ પૂરા થશે."

નાગભા ચિંતામાં પડ્યો. આ વાત વળી નવીનજ, નવીજ શંકાઓથી ભરેલી, નવોજ ધડાકો કરતી નીકળી. નાગભા વિચાર કરતાં કરતાં બોલ્યો:

"હું ખેડુતકન્યાને નગરમાં પ્રવેશ કરવા જ નહિ દઉં તો?"

હંસાને મનમાંને મનમાં હસવું આવ્યું. નાગભા કોની સાથે વાત કરતો હતો? કોને પકડીને લઇ જતો હતો? ખેડુતકન્યા હમણાં ક્યાં હતી?

એ બધી વાતનો ઉત્તર આપવાની કાંઇ જરૂર છે ? એ તો આપ મેળે સમજાય તેમ છે.

હંસાએ કહ્યું:

"તમારી રોકી એ રહેવાની નથી."

"કેમ રોકી રહેવાની નથી?"

"એ તમારી પાસે કાંઇ માગે છે?"

"મારી પાસે માગે છે? મારી પાસે શું માગે છે?"

"કેમ નથી યાદ આવતું? ક્યાંથી યાદ આવે? પુરૂષ હૃદય શૂન્ય હોય છે. એ હમણાં કાંઇ બોલે છે અને હમણાં ફરી જાય છે, તમારી પણ તેવીજ દશા છે."

નાગભાને એ એકેએક વેણ આરપાર થતું હતું. હંસા બોલી:

"હૃદય લેતી વખતે આવો ઇકરાર કર્યો હતો શું?"

નાગભા ન બોલ્યો. હંસાએ પોતાનું બોલવું ચાલુ રાખ્યું:

"એ ખેડુતકન્યા વીરતાવાળી છે, તેટલીજ ચાલાક છે. તમો તમારા સામું જુઓ. બીજી કરીને બેઠા છો, છતાં એના મનમાં તો તમારી મૂર્તિ અચળતાથી સ્થપાણી છે. એ બિચારીએ તમારી બધી વાત મને કહી છે. હું પણ તમારી સાથે લગ્ન કરૂં તો એના મનમાં શોક થાય તેવું નથી. એનું હૃદય સાગર સમાન છે, પણ તમે તો જુદીજ રીનભાત બતાવો છો. શું આટલા માટે તમે એના હૃદય પર વિજય મેળવ્યો હતો? શું એ નગરમાં આવે એ જોવા પણ તમે રાજી નથી?"

"મારા કાર્યમાં વિઘ્ન નાખવા આવે તો હું રાજી નથી. એ આવી બીજી ગમે તે માગણી કરે, એની દરેક માગણી પર હું મારા પ્રાણ હાજર કરીશ."

હંસા ગદ્દગદિત થતાં બોલી:

"એ તો બિચારી પોતેજ પ્રાણ પાથરે છે, પછી તમારા પ્રાણને શું કરશે? તમારા પ્રાણથીજ એના પ્રાણમાં પ્રાણ છે. તમારી

જરા પણ અવળી આંખ થતાં એ જીવી શકે તેમ નથી."

આ વિવાદ થતો હતો, ત્યાં રથના હાંકનારે કહ્યું: "અહીંયાથી બે માર્ગ ફંટાય છે; કયા માર્ગે આપણે જઈશું?"

સુરેખાએ રથમાંથી માથું જરા બહાર કાઢ્યું અને રથ હાંકનાર સાથે વાત કરવા લાગી:

"આ માર્ગ ક્યાં જશે?"

"જમણા હાથનો નગર ભણી, ડાબા હાથનો ડુંગર ઉપર; માતાજીના મંદિર ભણી."

સુરેખાએ માતાનું નામ સાંભળ્યું અને મનમાં દર્શન કરવાની અભિલાષા થઈ. આથી પોતે હંસાને પુછવા લાગી:

"રાજકુંવરી, મંદિરમાં જઈશું?"

"જેવી તમારી ઈચ્છા."

"હા, હા, ચાલો. તમો દર્શન કરી ઈચ્છિત વર માગો."

"ઠીક છે, હું તો મારો ઓરડો માંગીશ."

સુરેખા વળી વિચારમૂઢ થઈ. રથ ડુંગર ઉપર લેવરાવવામાં આવ્યો. હંસાએ કહ્યું:

"બેન, વિચાર શો કરો છો? લીધેલી વસ્તુ આપવા આટલી બધી અનાકાની? મેં કેમ ન વાંચી લીધો?"

સુરેખા જવાબ શોધવા લાગી અને રથના બળદ રસ્તો ચઢવા લાગ્યા. ધીરે ધીરે રથ ડુંગર પર આવ્યો. માતાના મંદિરમાં ફરી બધાંએ પ્રવેશ કર્યો. સુરેખાના મનમાં ભૂતકાળ ભરાણો. હંસાના મનમાં પણ એજ ચિત્રો જીવંત થવા લાગ્યાં. નાગભા અહીંયાંજ સુરેખાનો શિકાર થયો હતો, વીરહાકની વાર્તાનું મુખ્ય સ્થળ માતાજીનું મંદિર ન કહેવાય?

એ મુખ્ય સ્થળે વાર્તાનાં મુખ્ય પાત્રો આવીને ઉતર્યાં, વીસામો લીધો. નાગભા અને સુરેખા મંદિરમાં દર્શન કરવા ગયાં. હંસા ન ગઈ.

હસા એકલી ભાગી જાય એવો ભય પ્રથમ નાગભાને થયો, પણ હંસાએ ખુલાસો કર્યો કે, 'મારે ભાગવું હોત તો હું પ્રથમજ આવત નહિ.' નાગભા આ વાત પર ભરોસો મૂકી મંદિરમાં ગયો. એટલામાં સામેથી બે વ્યક્તિ આવતી હંસાની નજરે પડી. હંસાએ એ બેઉને ઓળખ્યાં. તરતજ ઉઠી આગળ આવી, આવનારને પગે પડી. આવનારમાં એક તો ગુરૂદેવ હતા અને બીજી સ્ત્રી હતી, વૃદ્ધા હતી. કોણ હતી એ જાણો છો, વાંચક? એ હતી નાગભાની માતા. ગુરૂજીએ હંસાને કહ્યું:

"બેટા, અહીંયાં ક્યાંથી?"
"મારૂં હરણ થયું છે,"
"કોણે કર્યું?"
"નાગસિંહ સરદારે."
"આ તું શું કહે છે?"
"દેવ, વાતનો ભેદ ન ખોલતાં, વાત ઘણીજ રસ પર આવી છે."
"નાગભા ક્યાં છે?"

"દર્શન કરવા ગયા છે. આપ મારી સાથે ચાલો. હવે જે કાંઇ કરવું હોય તે આપના હાથે કરો, હું બધી વાત આપને કરીશ."

ગુરૂજી બધી વાત તો ન પામ્યા, પણ વાતનો સાર પામી ગયા. એટલે હંસાને આશ્વાસન આપ્યું. હંસા નાગભાની માતાને નમી. એટલામાં તો નાગભા અને સુરેખા ત્યાં આવી લાગ્યાં. ગુરૂજીને જોતાં નાગભાની છાતી ગજગજ ઉછળી. માતાને જોતાં હર્ષથી આંસુ ભરાઇ આવ્યાં. તે પોતાની માતાના ચરણમાં પડયો, ઉઠીને છાતીમાં દબાઇ ગયો. મા બોલી:

"બેટા, પહેલાં ગુરૂજીને નમન હોય."

ગુરૂજીએ નાગભાની માતાને કહ્યું: "માતા, તમો ગુરૂના પણ ગુરૂ છો. બાળકનાં પ્રથમ વંદન માતાનાંજ ચરણમાં હોવાં જોઇએ, માતા એજ ઉધ્ધાર છે. તમારાં ચરણમાં યુગયુગના તપનું ફળ ઇશ્વરે મુકયું છે."

હંસા પણ નાગભાની માતાને પગે લાગતાં બોલી:

"એ તપનું ફળ હોય તો મને અવશ્ય ફળજો."

સુરેખાએ જ્યારે જાણ્યું કે આ વૃધ્ધ સ્ત્રી નાગભાની માતા છે, પોતાની સાસુ છે; ત્યારે એ પણ ચરણુમાં ઝુકી ગઇ, જેમ પવનથી કોમળ વેલી ઝુકી જાય. થોડી વાર સામસામા ખબરઅંતર થયા. નાગભાએ સુરેખા સાથેનાં લગ્નની વાત કરી. ગુરૂજીએ પુછ્યું:

"નાગભા, રાજકુંવરીને ક્યાં લઇ જાય છે?"

"મહારાજા વીરમદેવ સાથે પરણાવવા."

ગુરૂજી તો આ વાત સાંભળી બહુજ ચકિત થયા, પણ હંસાની આંખે સમજાવ્યું કે 'વાત ભેદમાં રાખજો;' એટલે ગુરૂજીએ હસીને એ વાત ટાળી નાખી.

---

## પ્રકરણ ૩૭ મું.

### અધિકાર કોનો?

—:o:—

હંસા, નાગભા અને સુરેખા મહાદેવીનાં મંદિરમાં આવ્યાં. આવતાં સાથે જ ગુરૂજી તથા નાગભાની માતાની મુલાકાત થઇ. આ મેળાપ અણધાર્યો હતો. માત્ર રસ્તે જતાં જતાં દર્શનની અભિલાષા થઇ. દર્શનમાં દર્શન બીજાં થયાં. નાગભાને માતા મળી, ગંગા મળી, શાંતિ મળી, સ્વર્ગ મળ્યું, ત્રિલોકની સત્તા મળી.

વાચક, આ અતિશયોક્તિ નથી. માતાની એજ મહત્તા છે. માતા એજ સંસારની સત્તા છે. માતાની મમતામાં ત્રિલોકથી પણ વધારે સત્તા છે. માતાની મમતા વિના ત્રિલોકની સંપત્તિ નકામી, રાજ

નકામું. સર્વ કંઇ નકામું; માતાની મમતા એજ રાજ, તાજ અને કુબેરનો ભંડાર. જેણે માતાની મમતાને ગુમાવી, તેણે રાજ ગુમાવ્યું, તાજ ગુમાવ્યું, કુબેરનો ધનભંડાર પણ ગુમાવ્યો.

પણ નાગભાને તો એ ધનભંડાર મળ્યો, અને નાગભા માતાની મમતામાં ગાંડોઘેલો થયો. હંસા પણ ગુરૂજીનાં દર્શન થતાં ખુશી થઇ. સુરેખા આ નવી વ્યકિતઓથી શરમાણી, પણ તરતજ સૌની સાથે મળી ગઇ.

હંસાએ વાત થતાં થતાં પોતાનો ભેદ અટકાવવા ગુરૂજીને સંજ્ઞા કરી અને ફાવી. ગુરૂજી પણ નાગભા શું કરે છે એ જોવા પુછવા લાગ્યા:

"નાગભા, આ કુંવરીને તું વીરમદેવ સાથે પરણાવવા માગે છે?"

"હા, પ્રભુ."

"વાહ, પણ તને આ કામ કરવાની કેમ જરૂર પડી ?"

"જરૂર ! જરૂર શી હોય? હું વીરમદેવના રાજમાં છું. એ મારો રાજા છે. રાજાને સહાય કરવી એ મારો ધર્મ છે."

હંસા નજરથી હસતી હતી. સુરેખા પણ આ વાત સાંભળી અવનવા વિચાર કરતી હતી. ગુરૂજી મલકતા મલકતા વાતો કરતા હતા. નાગભા એવીજ રીતે ઉત્તર આપતો હતો. ગુરૂજીએ નાગભાને કહ્યું:

"ભાઇ, રાજકુંવરીને પરણાવવી એ. શું સહાય છે?"

"કેમ, નહીં?"

"તે તું જાણે. એક સ્ત્રીને મેળવવા પૂરતી પણ વીરમદેવમાં તાકાત નથી કે એ તારી સહાય સ્વીકારે? તારી સહાયથી રાજકુંવરીને મેળવે ? વીરમદેવને પણ ધન્ય છે!"

"એ રાજા છે. એને શું ?"

"કેમ, રાજાને વીરતા બતાવવાની જરૂર નથી?"

"પણ આમાં વીરતા બતાવવા જેવું છે કયાં?"

"કેમ ?"

"તું કેવાં કામ કરે છે ?"

"વીરતાનાં."

"અને તેં આ કામ કેવું કર્યું છે ? જે કામમાં વીરતા નથી તે કામ કરતાં તને શરમ નથી લાગતી ?"

"દેવ, આપ મારા પર ક્રોધે શું કામ ભરાવ છો ? રાજકુંવરી એમ મારા હાથમાં નથી આવી. એને માટે તો મારે ન કરવાનું કરવું પડ્યું છે."

"ધન્ય છે તને અને તારી વીરતાને! એજ ખરો વીર છે કે જે ન કરવાનું કરે છે! એજ ખરો પરાક્રમી છે, જે ન કરવાનું કરી અભિમાન ધરે છે!"

નાગભા તો થંડોગાર થઇ ગયો. ગુરૂજીએ બોલવાનું ચાલુજ રાખ્યું: "તું મારી પાસે સર્વ કળા શીખ્યો છે, તે શું આટલા માટે? નાગભા, નાગભા તને ધન્ય છે!"

નાગભાને આ વાક્પ્રહાર વીંધી નાખતો હતો, પણ કરે શું ? હંસા આ સર્વ સાંભળતી હતી. જ્યારે ગુરૂજી બોલતા બંધ થયા ત્યારે પોતે બોલવાનું શરૂ કર્યું. ગુરૂજીને તે કહેવા લાગી:

"દેવ, આપ એ તો પુછો કે તમે શું કર્યું છે? કેમ ઉપાડી લાવ્યા તે પરાક્રમ જાણવા જેવું છે."

ગુરૂજીની આંખ નાગભાથી મળી. નાગભાની અને ગુરૂજીની આંખો વાત કરવા લાગી. ગુરૂજીની આંખો પુછતી હતી: 'શું થયું?' નાગભાની આંખો ગભરાઇ ને કહેતી હતી: 'મહાત્માજી, માફ કરો.' આંખોમાં સમજાવવાની શકિત છે, સંભળાવવાની નહિ. સંભળાવવાની શકિત જીભમાં; સાંભળવાની કાનમાં. જ્યારે આંખોથી સંતોષ ન મળ્યો ત્યારે ગુરૂજીએ પુછ્યું:

"નાગભા, તું રાજકુંવરીને કેવી રીતે લાવ્યો છે ?"

"હરણ કરીને."

"હરણ કરવાનું કારણ?"

"કાર્યની જોખમદારી."

"ઠીક છે. તારી તલ્વારમાં પાણી ન હતું? તલ્વારનું પાણી બતાવવું હતું ને? વીરહાક વગાડવી હતી ને? આમ બાળાને હરણ કરી લાવતાં શરમાયો નહીં?"

હંસાએ તરતજ બળતાંમાં ઘી હોમ્યું: "શરમાય શાના? ઉલટું અભિમાન કરવા જેવું એમણે કર્યું છે. મારૂં હરણ કર્યું તે પણ સાંભળવા જેવું છે. કહો વીરનર, મારૂં હરણ કરતી વખતે તમે પોશાક કેવો પહેર્યો હતો?"

નાગભાનાં અંગેઅંગ તૂટવા લાગ્યાં. હંસાનું હરણ કર્યું હતું, પણ સ્ત્રીવેશ ધારણ કરીને. સ્ત્રીનો પોશાક પહેરીને નાગભાએ પળવાર પુરૂષપણું તજ્યું હતું; અને હંસાને કબજે કરી આવ્યો હતો. આ નાગભાની વીરતા હતી, વીરહાક હતી, બહાદુરી હતી, કળા હતી. અને તે કળાની કમાઇ ગુરૂજીને બતાવવા હંસા કહેતી હતી, વીરતાની વાતો સંભળાવવા આમંત્રણ કરતી હતી. નાગભાના મનમાં મરવા જેટલો શોક હતો. પણ શું કરે? કોને કહે? મૂર્ખાઇ થઇ તે થઇ. એ મૂર્ખાઇ કરાવનાર કોણ? સુરેખા. સુરેખાએજ એ સલાહ આપી હતી. સુરેખાની સલાહથીજ નાગભા સ્ત્રી બન્યો હતો. એથી એની દષ્ટિ સુરેખા તરફ ગઇ, જાણે વજ્રબાણ. સુરેખા નાગભાની આવી નજર જોતાં કંપવા લાગી. આ દૃશ્ય જોતાં તેને આનંદ થવાને બદલે દુઃખ થવા લાગ્યું. સુરેખા તરફ નાગભાનો ગુસ્સો ઉતરતો હતો. આથી પોતે વાતને વાળવા માટે બોલી:

"નાગસિંહ, એ બિચારીના સામું શું જુઓ છો? ગુરૂદેવને ઉત્તર આપો. કહો, તમે કેવા વેશમાં મને લાવ્યા છો?"

નાગભા બોલવા જતો હતો. શબ્દો હોઠ સુધી આવતા હતા. પણ હોઠ બંધ રહેતા. એટલે શબ્દોને બહાર જવા માર્ગ ન મળતો. પોતે

નીચું જોઇ રહ્યો, જાણે ભૂમિ ખોતરતો હોય. હંસા આ દ્રશ્યથી હસી અને કહેવા લાગી: "નાગસિંહ, ભૂમિ ખોતરવાનું કામ તમારૂં નથી; સ્ત્રીનું છે. હા પણ તમારામાં એ ગુણ છે ખરો."

નાગભાએ તરતજ તલ્વાર પર હાથ નાખ્યો. હંસાએ જોયું કે નાગભા તલ્વાર કાઢે છે. કાંઇ પણ વિચાર કર્યા વગર પોતે મસ્તક નમાવ્યું અને બોલી:

"લ્યો, મસ્તક તૈયાર છે. વાર ન કરો."

નાગભાનો હાથ થંભી ગયો, ન ચાલ્યો. હંસા મસ્તક ધરી રહી. ગુરૂજી આ પ્રકાર જોઇ રહ્યા, જરા ચીડાયા અને બોલ્યા:

"નાગભા, તને મારી પાસે વાત કરતાં કાંઈ વિચાર આવે છે?"

"હા, હું આ વાત આપની પાસે નહીં કરૂં."

"કાં નહીં કરે?"

"એ વાત કરવા જેવી નથી."

"અને કામ કરવા જેવું હતું? જે કામની વાત તારાથી થતી નથી; વાત કરતાં વિચાર થાય છે, એ કામ કરતાં તને વિચાર ન થયો? કામ તો કર્યું, હવે વાત કરવામાં શો વાંધો છે?"

અત્યાર સુધી સુરેખા ચુપ હતી, એ આગળ આવી અને ગુરૂજીને નમી અતિ મર્યાદાથી બોલી:

"આપને એ વાત સાંભળવીજ છે?"

"હા, એ વાત મારે સાંભળવી છે."

"સાંભળવાથી લાભ શો મળશે?"

"લાભ કે અલાભની વાત નથી. નાગભા પર મારો અચળ અધિકાર છે. એનાં દરેક કાર્ય સાથે મને લાગેવળગે છે. એનાં કાર્ય મારે જાણવાં જોઇએ."

"ન જાણવા જેવાં હોય તે પણ?"

"હા, પહેલાં તો માણસે ન કરવાનાં કાર્ય કરવાંજ ન જોઇએ, અને થઇ જાય તો તેને છુપાવવાની અગત્ય નથી. કામનો સ્વીકાર કરી લેવો એજ ખરૂં મનુષ્યત્વ છે."

સુરેખાએ ઉત્તર આપતાં કહ્યું: "કાર્ય કરવાની એ ક્યાં ના પાડે છે? સ્વીકારે છે; પછી હવે પુછવાનું શું રહે છે?"

"એ જે સ્વીકારે છે તે; પણ સ્વીકારે છે શું?"

"કાર્ય."

"પણ કયું કાર્ય?"

"એ સ્વીકારે છે તે."

"બાળા આનું નામ વાત નથી, ગપ છે. વાત વધારવાના આળા છે. હું એમ કહું છું કે એવું કયું કાર્ય એણે કર્યું છે કે જે એ સ્વીકારે છે પણ પ્રકટ કરી શકતો નથી?"

હંસાએ જોયું કે સુરેખા નકામી વાત વધારી કંટાળો આપી રહી છે; ત્યારે પોતે બોલી:

"એમણે કાર્ય એ કર્યું છે કે મારૂં હરણ કરતી વખતે સ્ત્રીનો વેશ લીધો છે. શું આ કાર્ય ધન્યવાદને પાત્ર નથી!"

ગુરૂજી જરા ક્રોધે ભરાયા. નાગભા તો જાણે શબવત્જ હતો. ગુરૂજી બોલ્યા:

"નાગભા, તારાં પરાક્રમને ધન્ય છે, સ્ત્રીકળા શીખ્યો એ પ્રમાણ!" આ શબ્દો સુરેખાથી સહન ન થયાં અને તે કહેવા લાગી:

"દેવ, આમાં મારા પતિનો વાંક નથી, વાંક મારો છે. મેંજ એમને સ્ત્રીવેશ લેવા કહ્યું હતું. મેંજ એવી શિખામણ આપી હતી. મારી ચઢાવણીથીજ એમણે એમ કર્યું હતું."

હંસા બોલી: "તારી શિખામણ એવીજ હોયને? તું સ્ત્રી છે. સ્ત્રીની બુદ્ધિ ક્યાં હોય છે? પાનીમાં. તું પ્રેમદા છે; પ્રેમદાબુદ્ધિ જેવી શિખામણ આપી પતિ પાસે ઠીક પરાક્રમ કરાવ્યું છે!"

"રાજકુંવરી, વધારે બોલવામાં સાર નથી. સ્ત્રીને નિંદવાથી લાભ શો? તું પોતે પણ સ્ત્રી છે. તારી માતા, મારી માતા, પ્રત્યક્ષ ગુરૂદેવની માતા, એ કોણ હતી? સ્ત્રી. સ્ત્રીની બુધ્ધિ પાનીમાં કહેનાર ડાહ્યા નથી, પણ સ્વાર્થી છે, મૂર્ખા છે."

"તુંજ ડાહી છે ને? એટલા માટે પતિને સ્ત્રી બનાવ્યા ને?" સુરેખા ગરજી ઉઠી:

"હંસા, સ્ત્રી બનાવ્યા તેથી શું થયું? પુછ, ગુરૂદેવને પુછ. દાનવોનાં દળને હણવા પરમેશ્વરને પણ સ્ત્રી બનવું પડયું હતું. સમુદ્રમંથન કરતાં નીકળેલું અમૃત દેવગણને દેવા પ્રભુ પોતે મોહિની રૂપ થયા હતા, એ પણ બતાવે છે કે સ્ત્રીનું મહત્વ ઓછું નથી. જો પરમેશ્વર સ્ત્રી બન્યા હોય તો પછી મારા પતિ સ્ત્રી બને એમાં નિંદા કરવા જેવું શું છે? એમાં તો સામે મહત્તા રહી છે. જે કાર્ય ઇશ્વરે કર્યું, તે કામ મારા સ્વામીએ કર્યું. જો એ કામ શરમાવા જેવું હતું તો પછી પરમેશ્વરે શા માટે કર્યું? જો શરમાવુંજ હોય તો પહેલાં પરમેશ્વરને, પછી મારા પતિને!"

હંસાની જીભ જીભ ન રહી, નિર્જીવ ચામડું થઇ ગઇ. શું બોલવું એજ ન સમજાયું. ગુરૂદેવ પણ સુરેખાના આ પ્રસ્તાવથી પ્રસન્ન થયા અને બોલ્યા:

"બાળા, તારો કરેલો બચાવ ઠીક છે. વિવાદ કરવો હોય તો ઘણો થાય એમ છે. પણ તેં આપેલું પ્રમાણ કાઢી નાખવા જેવું નથી."

આટલું બોલી ગુરૂજી નાગભાને પુછવા લાગ્યા: "વારૂ, નાગુ, પણ આમ કરવાનું કારણ?"

નાગભા હવે જરા હોશિયાર થયો. સુરેખાની સહાય એને કિંમતી થઇ પડી. પહેલાં સુરેખાને તે ગુસ્સાથી જોતો હતો; પણ પોતાનો બચાવ થતાં બધી વાત ભૂલી તે ગુરૂજીને ઉત્તર આપતાં બોલ્યો:

"મારે આમ શા માટે કરવું પડ્યું તે પહેલાંજ મેં આપને નિવેદન કર્યું છે. હું વીરમદેવના દરબારમાં છું, એનું લુણ ખાધું છે. મારાથી લુણહરામી કેમ થવાય?"

"લુણહરામી ન થવું પડે એટલા માટે સ્ત્રીનું હરણ કરવું?"

"ના, એમ નથી."

"ત્યારે?"

"રાજકુંવરીના પિતા તરફથી એક શરત થઇ હતી."

"તે શી?"

"જે લુંટારાને પકડી લાવે તેની સાથે હંસાકુંવરીનાં લગ્ન થાય."

"પછી?"

"મેં લુંટારાને પકડ્યો."

"એ લુંટારો કોણ હતો?"

આ પ્રશ્ને નાગભાને એક અગ્નિ વરસાવતા બાણનું ભાન કરાવ્યું. પ્રશ્ન ન હતો; બાણ હતું. આથી નાગભાનું અંતર વીંધાઇ ગયું; બળી ગયું. લુંટારો કોણ હતો? પોતાનો માજાયો ભાઈ! મા પાસેજ હતી. વાતમાં નહોતી ભળી. વાત રસથી સાંભળતી હતી. જ્યારે આ પ્રશ્ન આવ્યો ત્યારે એનાં ગાત્રો પણ તેજ થયાં, શરીરમાં ઝીણા ઝીણા ઝટકા થતા હોય તેમ થવા લાગ્યું. નાગભાએ અચકાતાં અચકાતાં કહ્યું:

"લુંટારો મારો ભાઇ જાલીમસિંહ હતો."

પુત્રનું નામ માતાના કાન પર પડતાંજ ધ્રાક પડી ગઇ. 'પુત્ર પકડાયો,' એ ધ્વનિ અંતરમાં ઉઠ્યો, અને પાછો પડ્યો. પોતે આતુરતાથી બોલી: "તેં જાલુભાને પકડ્યો, નાગુ?"

"હા માડી." બોલતાં બોલતાં નાગભાનું હૈયું ભરાઇ આવ્યું. મા અને દીકરો બન્ને રડ્યાં. મા રડતાં રડતાં બોલી:

"સ્ત્રી માટે ભાઇને પકડ્યો?"

"સ્ત્રી માટે નહિ, મા, મારા ધર્મને માટે પકડ્યો. મારા ધર્મે મને આમ કરવાને પ્રેરણા કરી. હું લાચાર હતો."

આ વાત માત્ર વિનોદ માટેજ ગુરૂજીએ કાઢી હતી. વિનોદની વાતમાં વાંધો આવ્યો. આનંદે કરૂણ રૂપ લીધું. બધાંનાં મોઢા પરનું તેજ નિસ્તેજ થઇ ગયું. વાત અટકી ગઇ. થોડીવાર પછી નાગભા બોલ્યો:

"માતા, હું ભાઇને છોડાવીશ."

"તે કયાં છે?"

"વીરમદેવના રાજમાં. આ તરફ રાજકુંવરીનાં વીરમદેવ સાથે લગ્ન થયાં ને આ તરફ ભઇ છુટયો. હા, પણ ભાભીના શા સમાચાર છે? હું ભાભીને આ પ્રસંગ બતાવવા માંગું છું કે જુઓ લુંટારાના આવા હાલ થાય છે."

માતાએ મમતા અને ખેદ સાથે કહ્યું: "ભાઇ, તારા હાલ કાંઇ સારા નથી."

"એમ કેમ?"

"તું નોકરીમાં છે. નોકરી અને કેદખાનું સરખાં."

"હું નોકર નથી, વીરમદેવનો બનેવી છું."

"ભલે હો, પણ એથી તારી મહત્તા વધતી નથી. અને જાલીમ-સિંહ કેદમાં હોય તેથી તું ફુલાતો હોય તો એ તારી નાદાની નથી ?"

નાગભાએ શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા અને કહ્યું:

"બાળક ગમે તેવો ડાહ્યો હોય છતાં માતા પાસે તો તે મૂર્ખોજ. માતા પાસે મૂર્ખાઈ કરવી એજ એનું ડહાપણ. તું મને મૂર્ખ કહેતી હોય તો ભલે મૂર્ખાઇમાંજ મારૂં ડહાપણ છે. તારા તરફથી મળેલું મૂર્ખાનું પદક મારા માટે ડહાપણનું પદક છે."

હંસા આ વાત સાંભળતી હતી. એ મનમાં વિમાસવા લાગી કે આ વાત અવળી થાય છે, ખરી વાત મારી જાય છે; એટલે તે બોલી:

"ગુરૂદેવ, વાતમાં ને વાતમાં મારી વાત તો ઉડીજ ગઇ."

"તારી વાત શી હતી?"

"એજ કે, મારા પર અધિકાર કોનો ?"

નાગભા બોલ્યો : "વીરમદેવનો."

હંસાએ ગુરૂજીના તરફ માર્મિક ભાવથી જોયું અને પુછ્યું:

"દેવ, આપ શું કહો છો? શું આ વાત ખરી છે? પરાક્રમ નાગસિંહજી કરે અને એનો પુરસ્કાર વીરમદેવ મેળવે? એ શું ન્યાય છે?"

ગુરૂજી બોલે એ પહેલાં તો નાગભા ભભુકી ઉઠયો :

"હા, હા, બનવા જોગ છે. પરાક્રમ મેં કર્યું છે તેથી શું ? મેં પરાક્રમ એના માટેજ કર્યું છે. હું તને વીરમદેવ સાથેજ પરણાવીશ. એવી મારી દ્રઢ..."

વાક્ય પૂરૂં થાય તે પહેલાં એ વાક્ય ગુરૂજીએ તોડી નાખ્યું અને કહ્યું: "ભાઇ ગર્વ ન કર, જે થવાનું હશે તે થઇ રહેશે. હમણાં શું છે? હજી રાજમાં જવા પછી બધી વાત છે ને? રાજમાં જાવ અને જે ઠીક લાગે તે કરો."

હંસાએ ગુરૂજીએ વિનતિના રૂપમાં કહ્યું:" પ્રભુ, આપને પધારવું પડશે. આપને મારી વ્હાર કરવી પડશે. આપેજ આ વાતનો નિવેડો લાવવાનો છે."

નાગભા બોલ્યો: "નિવેડો બીજો કશો નહિ આવે."

નાગભાની માતા ઘણી ઉતાવળી થતી હતી, પણ એ સમજી ગઇ હતી કે આ બાજીમાં બનાવટ છે; એટલે કાંઇ પણ બોલતી ન હતી. નાગભાના શબ્દોનો પ્રતિધ્વનિ કરતાં હંસાએ જણાવ્યું:

"હું આ વાત સ્વીકારવા તૈયાર છું, પણ તમને યાદ છે ને?"

"શું ?"

"પેલી ખેડુતકન્યા સાથે વીરમદેવને અખાડામાં ઉતરવાનું. જો એ અખાડામાં આવે અને ખેડુતકન્યાને હરાવે તો મને વાંધો નથી. હું વીરમદેવને વરીશ."

ગુરૂજી આ શબ્દો સાંભળતાં ઘણાજ ચકિત થયા. હંસા શું બોલે છે? એક સ્ત્રી લગ્ન માટે વચનથી બંધાયા પછી, હૃદયની આપલે કર્યા પછી આવા શબ્દો ઉચ્ચારે એથી પોતાને ઘણુંજ દુઃખ લાગ્યું. આથી પોતે બોલ્યા:

"હંસા, આ અનર્થ થાય છે."

હંસા થથરી અને ગુરૂજીને નમીને પુછવા લાગી: "કેમ?"

"તારા શબ્દોમાં ધર્મનો દ્રોહ છે"

"ધર્મનો દ્રોહ ?"

"હા, ધાર કે વીરમદેવ ખેડુતકન્યાને જીતે તો ? તો પછી તારા પર અધિકાર કોનો ?"

સુરેખાને આ વાતથી ફરી ચટપટી લાગી. ખેડુતકન્યા હંસાજ હોય એવો ફરીથી ભ્રમ થયો. પણ ખેડુતકન્યા તો હંસાને પકડાવી તે વખતે સાથેજ હતી. એથી પોતાને મુંઝવણ થવા લાગી કે ખેડુતકન્યા કોણ છે? એ શા માટે વીરમદેવ સાથે યુધ્ધની માગણી કરે છે? અને એના હારવા જીતવા તરફ હંસા આટલો બધો આધાર શા માટે રાખે છે ? સુરેખા સમજી, પણ સમજ્યું ફોક. સુરેખાની સમજમાં એ વાત ન ઉતરી કે પોતે શું સમજી. એ વાત સમજી શકાય એવી ન હતી. મુંઝવણમાં તે શું સમજાય ?

વીરમદેવ સાથેના અખાડાની વાત થતાં ગુરૂજીએ જે શબ્દો કહ્યા તે શબ્દોથી તો નાગભા પણ વિમાસણમાં પડ્યો, અને તેણે પુછ્યું:

"ગુરૂદેવ, આપ આમ કેમ બોલો છો ? એમાં ધર્મદ્રોહ શાનો?"

ગુરૂજી સમજ્યા કે ભેદ ખુલ્યો પણ વાતને પલટો ખવરાવી પોતે કહેવા લાગ્યા:

"ભાઇ, જાલીમસિંહને તેં પકડ્યો છે. થયેલી શરત પ્રમાણે હંસા-કુમારીનાં લગ્ન તારી સાથેજ થવાં જોઇએ. હંસાના પણ એજ મનોરથ છે. છતાંયે વીરમદેવને વરવાની વાત એના માટે ઘટિત નથી. એજ વાત નિશ્ચિત છે કે હંસા પર ખરો અધિકાર તારો છે."

"હું મારો અધિકાર ઉઠાવી લઉં છું, એ અધિકાર વીરમદેવને આપું છું."

"ગાંડા, તું અધિકાર નથી આપતો; તારી સ્ત્રી આપે છે. પછી પસ્તાઈશ."

"એમાં પસ્તાવાનું શું છે? હું મારો બોલ ફેરવવાનો નથી."

"તું તો શું, મહીના મહાતાતને પણ બોલ ફેરવવો પડયો છે. સમય આવવા દે, તુંજ કહેશે કે હંસા પર ખરો અધિકાર તારો છે."

---

## પ્રકરણ ૩૮ મું.

—:o:—

## ગુરૂજીની સમજાવટ

—:o:—

નાગભા પોતાના ભોળપણમાંજ બોલતો હતો; પોતાની સ્ત્રી વીરમદેવને આપવા તકરાર કરતો હતો.

નાગભાના સવાલ જવાબથી સુરેખા પાછી વિચારમૂઢ થઇ. સમજી અને ન સમજી છતાં ખેડુતકન્યાનું ધ્યાન પોતે ભૂલી નહિ.

આ વાતનું પરિણામ રસ્તામાં તો કંઇ ન આવ્યું અને બધાં મંદિરમાંથી વીરમદેવના રાજ તરફ જવાને તૈયાર થયાં.

મંદિરના સમાગમથી સુરેખા અને ગુરૂજી વચ્ચે કાંઇક પરિચય થયો હતો. સુરેખા મનથી તો ગુરૂજીને જાણતી હતી, પણ પ્રત્યક્ષ અનુભવ થતાં બહુ આનંદ થયો.

રસ્તામાં કાંઇ વિઘ્ન આવ્યું નહિ અને બધાં રાજધાનીમાં આવ્યાં. વીરમદેવને ખબર થઇ કે હંસાકુંવરી આવી છે. એ સમાચાર મળતાં પોતે ફુલાયો અને મગરૂરીમાં મૂછે તાવ દેવા લાગ્યો.

હંસાને દરબારી મહેલમાં ઉતારો આપવામાં આવ્યો અને ગુરૂજીને પણ હંસાની સાથેજ રહેવાનું થયું. નાગભા, એની માતા અને સુરેખા

પોતાને મહેલે ગયાં. પણ મહેલે જતી વેળા હંસાએ નાગભાની માતાને સૂચના કરી કે 'જો જો ભેદ ખુલ્લો ન થાય. જો ભેદ ખુલ્લો થશે તો પરિણામ વિપરીત આવશે.'

નાગભાની માએ હંસાને આશ્વાસન આપ્યું. બીજે દિવસે વીરમદેવ નાગભાને મળ્યો અને પુછ્યું: "હવે લગ્નની શી વાર છે ?"

"કશી વાર નથી. તમો કહો ત્યારે આ કામ આપણે ઉકેલી લઇએ."

વીરમદેવે કહ્યું: "ગુરૂદેવ આવ્યા છે તો એમનાજ હાથે આ કાર્ય થાય એમ હું ઇચ્છું છું. એ જેવી સલાહ આપે તે રીતે આપણે વર્તીએ."

"મને કાંઇ વાંધો નથી. પણ એક વાત હુ તમારી પાસે માગી લઉં છું."

"તે શી ?"

"મારા ભાઇને હવે છુટો કરવો જોઇએ."

"એ પણ થઇ જશે."

થોડી બીજી ત્રીજી વાત થઇ અને વીરમદેવ ત્યાંથી છુટો પડયો. છુટો પડી તરતજ પોતાના વિશ્વાસુ સેવકગણને મળ્યો અને વાત પુછી કે "જાલીમસિંહને મુકત કરવા માટે તમારી શી સલાહ છે ?"

સેવકગણમાંથી એક જણે ઉત્તર આપ્યો: "શું આપ એને છોડવાના વિચાર પર આવ્યા છો ?"

"કેમ, એમાં કાંઇ વાંધો છે ?"

"હા. એક તો જાલીમસિંહ પોતે અને બીજો એનો ભાઇ નાગસિંહ. આપને નથી લાગતું કે એ બન્ને આપના શત્રુ છે ?'

વીરમદેવ વિચારમાં પડી ગયો. સરદારોએ વીરમદેવને વધારે ભડકાવવાની બાજી રચી. એક સરદાર બોલ્યો:

"નાગભાએ દરબારમાં તમારૂં કેવું અપમાન કર્યું છે ?"

વીરમદેવને આગલા દિવસની યાદ થઈ. નાગભા તરફ કાંઈક અભાવ હતો અને હમણાંની વાતચીતથી એ અભાવ અનાદરમાં ફેરવાઇ ગયો.

આ ઘટના બનતી હતી જ્યારે ગુરૂદેવ અને હંસા જુદીજ વાત કરતાં હતાં. ગુરૂજીએ પુછ્યું:

"હંસા, આ તું શું કરી રહી છે?"

"મેં કાંઇ કર્યું નથી."

"ત્યારે ?"

"જે કાંઈ થયું છે તે અનાયાસે થયું છે. થોડો દોષ મારો છે. થોડો દોષ મારા પિતાનો છે, થોડો દોષ સંયોગોનો છે."

"પણ થયું કેવી રીતે?"

"આ વાત આપના જાણવામાં આવી છે કે લુંટારાને પકડનારો મારો સ્વામી થાય?"

"હા, પછી ?"

"બાજી અહીં સુધી આવી છે. હવે પાર ઉતારવાનું કામ આપનું છે. જો વીરમદેવ મારી સામે અખાડામાં ઉતરે તો હું એને બરાબર તલ્વારનું પાણી બતાવું."

હંસા બોલતી બોલતી ઉશ્કેરાઇ ગઇ. ગુરૂજીએ તેને શાંત પાડી કહ્યું: "હંસા, અખાડાની વાત અત્યારે કરવી નકામી છે."

"એમ કેમ?"

"આ રાજ વીરમદેવનું છે. નાગભા વીરમદેવના પક્ષમાં છે. જો તું પ્રગટ થઇને કહેશે કે હુંજ ખેડુતકન્યા છું, તો નાગભા પર આફત આવશે. તારી અખાડાની માગણી કોઇ નહિ સ્વીકારે અને પરિણામ મેં કહ્યું તે આવશે."

"આપનું પણ એ નહિ માને?"

"કાંઇ કહેવાય નહીં."

"ત્યારે હવે હું શું કરૂં ?"

"તે હું શું કહી શકું? પણ તું ધારે છે એમ કરવા જતાં તો કાંઇ વળવાનું નથી."

ગુરૂદેવના શબ્દો સાંભળતાં હંસા હારી ગઇ.

ગુરૂજી હંસાનો ચહેરો જોતા હતા. ચહેરો જોતા અને સાથે ઉંડાણુથી વિચાર પણ કરતા. થોડીવાર વિચાર કરી ગુરૂજીએ પ્રશ્ન કર્યો:

"સુરેખાનાં લગ્ન કયારે થયાં?

"એ હું જાણુતી નથી."

"નાગભાને શું તારૂં ભાનજ નથી? તારી યાદજ નથી? તારા તરફ પ્રેમ પણ નથી?"

"મારા તરફ કશું નથી, પણ ખેડુતકન્યા તરફ બધું છે."

"તને તે ક્યાં મળ્યો?"

"હું લુંટારાને પકડવામાં સાથે હતી."

"સાથે હતી છતાં તને ઓળખ્યા નહિ?"

"ના, હું એજ ખેડુતકન્યાના પોશાકમાં હતી. મને જાલીમસિંહે કેદ કરી હતી. મારા પતિએ મને છોડાવી, જાલીમસિંહને કેદ કર્યાં. અને એજ સમયમાં જંગલમાં મને બધી વાત કરી હતી. ખેડુતકન્યા સાથે લગ્ન કરવા તે રાજી છે, તૈયાર છે. સુરેખા પણ રાજી છે. મારા રાજમાં ખેડુતકન્યાના વેશમાં મેં સુરેખાને તાવી છે. સુરેખાનું હૃદય ખેડુતકન્યા ઉપર કેવું છે એ મેં બરાબર જોઇ લીધું છે."

ગુરૂજીએ આ વાત સાંભળી અને કાંઇક આશાભર્યાં નયનથી બોલ્યા: "ઠીક, આ વાતની વીરમદેવને ખબર છે કે નહિ?"

"એ હું જાણુતી નથી. પણ આ વાતમાં એ કાંઈ વિઘ્ન નાખે એમ મને લાગતું નથી."

"છતાં આ વાતનો ખરો ભેદ જાણુવા માટે નાગભાને મળવું જોઇએ. હું એને મળીને પછી બધી ગોઠવણુ કરીશ."

"આપણે ફાવીશું તો ખરાં ને?"

"મને લાગે છે કે ફાવીશું ખરાં, પણ સંજોગ બધા અટપટા છે."

આ વાત ચાલતી હતી, ત્યાં નાગભા આવ્યો અને ગુરૂજીને નમીને બોલ્યો:

"દેવ, હવે લગ્ન માટે આપનું શું ધારવું છે?"

"કોનાં? તારાં લગ્ન?"

"મારાં નહિ, મારાં તો લગ્ન થયાં. વારે વારે મારાં લગ્ન હોય? આ તો વીરમદેવની વાત કરૂં છું."

"વીરમદેવની વાત પછી; તું તારી કર ને. તારાં લગ્ન થયાં તો ભલે થયાં, એકવાર ફરીથી."

"ફરીથી? ફરીથી લગ્ન થાય?"

"કેમ? એક વારમાંજ કંટાળી ગયો? જ્યારે એક વારજ લગ્ન કરવાનાં હતાં, તો જેની સાથે કરવાં જોઇએ, તેની સાથે લગ્ન કેમ ન કર્યાં?"

નાગભા ચમક્યો. ખેડુતકન્યાની તો તેને યાદ જ ન હતી. એટલે ગુરૂજીના શબ્દો જરા ખુંચ્યા પણ ખરા અને તે ઉત્તર આપતાં બોલ્યો:

"મારાં લગ્ન કોની સાથે કરવાનાં હતાં?"

"એ તું જાણે? તેં કોઇને વચન આપ્યું હશે!"

હંસા આ વાત સાંભળતી હતી. નાગભા શો ઉત્તર આપે તે જાણવા માટે કાન અને હૃદય બંને આતુર હતાં. નાગભા કહેવા લાગ્યો:

"મને યાદ નથી આવતું. આપ જાણતા હો તો બતાવો." ગુરૂજીએ નાગભા તરફ એક કડક નજર કરી અને કહ્યું:

"નાગુ, મારો આશ્રમ યાદ આવે છે? અખાડો યાદ આવે છે? પેલી ખેડુતકન્યા સાંભરે છે?"

ખેડુતકન્યાનું નામ સાંભળતાં નાગભાનાં રૂવેંરૂવાં નાચવા લાગ્યાં, તરતજ બે હાથ જોડી ગુરૂજીને કહેવા લાગ્યો:

"દેવ, ક્ષમા કરો. હું લગ્ન કરવા તૈયાર છું."

"કહે, ક્યારે લગ્ન કરે છે?"

"આપ આજ્ઞા આપો ત્યારે."

"વીરમદેવની પહેલાં તારાં લગ્ન થવાં જોઈએ."

"એ કેમ બને? દેવ, એ ખેડુતકન્યા છે. એને ક્યાં શોધવા જવું?"

"એ તો મારા આશ્રમમાં જ છે; હમણાં કહે તો હમણાં બોલાવું."

"શું તે આપના આશ્રમમાં છે?"

"હા, અને તારાં વર્તનની આંસુ સાથે ફરિયાદ કરે છે."

"પણ એ ફરિયાદ કરે એવું કશું મેં કર્યું નથી."

"કશું કર્યું નથી? તું લગ્ન કરી રંગરાગ કરે, આનંદ ઉડાવે અને પાછો કહે છે કે મેં ફરિયાદ કરવા જેવું કશું કર્યું નથી. વાહરે વાહ!" નાગભા ન બોલ્યો.

ગુરુજીએ પ્રશ્ન કર્યો:

"તારી માતા જીવે છે?"

"એ કેવો પ્રશ્ન કરો છો, પ્રભુ?"

"મારા પ્રશ્નની વાત પછી, તું ઉત્તર આપ."

"જીવે તો છે."

"શા માટે જીવે છે, જાણે છે?"

"શા માટે?"

"તારાં લગ્નનો ઉત્સવ જોવા, એ મંગળ સમય જોઈ આંખો તૃપ્ત કરવા; અને એ પહેલાં તો તું તારાં લગ્ન કરીને બેઠો છે. નાગભા, તું વીર છે, તેટલોજ નાદાન છે."

"માટે અપરાધની ક્ષમાને યોગ્ય છું."

"ક્ષમા એક રીતે મળે."

"કઈ રીતે?"

"લગ્ન કરે તો."

"મારી ક્યાં ના છે? આપ ખેડુતકન્યાને બોલાવો અને લગ્નની તૈયારી કરો. હું પણ તૈયાર છું."

"વારૂ, જા, આ વાત તારી માતાને કર અને પાછો મને ત્વરાથી આવી સમાચાર આપ."

નાગભા મસ્તક નમાવી વિદાય થયો. ગુરૂજીએ હંસાને કહ્યું: "કેમ, બેન, હવે તો રાજી ને?"

"આમ તો મને પણ આવડતું હતું."

"તો પછી?"

"પછીની વાત ઘણીજ વિપરીત છે. વળી સુરેખા પણ આ વાતમાં વિઘ્ન રૂપ થશે."

"સુરેખા તો રાજી છે ને?"

"રાજી છે, પણ એ મારો ભેદ જાણવા માગે છે; હું ભેદ છુપાવવા માગું છું."

ગુરૂજીની મુખાકૃતિ ગંભીર થઈ. ગુરૂજી ફરીથી તર્કવિતર્ક કરવા લાગ્યા, કાંઈક માર્ગ મળ્યો અને બોલ્યા:

"દીકરી, એક વાત મને સૂઝી છે."

"શી?"

"જેમ સુરેખા વીરમદેવની બેન છે, તેમ, તને પણ પોતાની બેન કહે તો?"

"પણ બેન કહે કેવી રીતે?"

"જો હું મારાથી થાય તે કરી બતાવું છું અને વીરમદેવ તને બેન કહે એવો નીવેડો લાવું છું."

હંસા આ ઉલ્લેખ સાંભળીને મૌન રહી. આખો દિવસ ગયો. બીજે દિવસે ગુરૂદેવે વીરમદેવને મળવા જવાનું નક્કી કર્યું. વીરમદેવના મનમાં લગ્નની ઘણી ઉતાવળ હતી.

પોતાની આતુરતાનો અંત લાવવા વીરમદેવે ગુરુજીને મળવાની ઇચ્છા કરી. મળવા જવાનો વિવેક ભૂલીને પોતે ગુરુજીને મળવા બોલાવ્યા.

ગુરુજી આવ્યા. વીરમદેવે આસન આપ્યું અને આડીઅવળી વાત કરીને પોતાનો પ્રશ્ન રજુ કર્યો :

"દેવ, મારાં લગ્નનું મુહૂર્ત આપો."

"હું જોશી નથી."

"પણ આપ કહો તે દિવસે લગ્ન કરવાં એમ મેં નક્કી કર્યું છે."

"પણ એક વાત મારે તને કહેવાની છે."

"શી ?"

"નાગજીનાં લગ્નની ?

"નાગજીનાં લગ્નની ? નાગજીનાં લગ્ન કોની સાથે ?"

ગુરુજીએ વીરમદેવને ધીરજ દીધી અને કહ્યું:

"હંસાકુમરી પર ખરો અધિકાર કોનો છે ?"

"કોનો છે ?"

"તું જ વિચાર કર, છતાં એ વાત જવા દે. આપણે રાજકુંવરીને સમજાવી લઇશું. પણ નાગજીનાં લગ્ન પેલી ખેડુતકન્યા સાથે થવાનાં છે તેનું કેમ ?"

વીરમદેવને આગળની વાત યાદ આવી. સુરેખાનાં લગ્ન વખતે આ વાત નીકળી હતી, એ પોતે જાણતો હતો; એટલે તરતજ ગુરુજી સાથે સમ્મત થયો અને કહેવા લાગ્યો :

"એ લગ્ન કરી આપવામાં મને કશો વાંધો નથી. મારાં લગ્ન થયા પછી એનાં લગ્ન ભલે થાય."

"નહિ, એમ નહિ થાય."

"કેમ ?"

"ખેડુતકન્યા અને હંસા બેનપણી છે, એટલે હંસાએ એને વચન આપ્યું છે કે ખેડુતકન્યાનાં લગ્ન થયા પહેલાં એ લગ્ન નહિ કરે."

"આ એક નવી વાત નીકળી."

"નવી નથી; જુની છે. વળી ખેડુતકન્યા પણ તારી બેન જ કહેવાય ને ?"

"હા, મારી બેન તો ખરી જ."

"પછી બેનનાં કન્યાદાન પહેલાં તારાં લગ્ન થાય?"

વીરમદેવે લગ્નની અનુમતિ આપી અને નાગભાનાં અને ખેડુત-કન્યાનાં લગ્ન નક્કી થયાં. વીરમદેવ પોતે જ ખેડુતકન્યાને પોતાની બેન ગણી કન્યાદાન દેવાનો હતો.

## પ્રકરણ ૩૯ મું.

### લગ્ન કે મૃત્યુ ?

—:o:—

વીરમદેવને એ તો ખબર જ ન હતી કે તે ખેડુતકન્યા કોણ છે; તેથી પોતે વાંધો ન લીધો.

ગુરૂજી વીરમદેવ પાસેથી વચન લઇને ગયા, જઇને હંસાકુમારીને મળ્યા. હંસા રાજી થઇ. બીજી તરફ નાગભાને બોલાવ્યો. ગુરૂજીએ કહ્યું:

"નાગુ, તારાં લગ્ન નક્કી થયાં છે."

"આપની આજ્ઞા હું મસ્તકે ચઢાવું છું."

"તો હવે તૈયાર થઇ જા."

"એમાં તયાર થવાનું શું છે? ખેડુતકન્યાને લાવો, હસ્તમેળાપ કરાવો કે પત્યું."

ગુરૂજીએ કહ્યું: "ગાંડા, હસ્તમેળાપ કરાવતાં તો કંઇક વીતકો વીતશે."

"દેવ, ખેડુતકન્યા ક્યાં છે ?"

"એ આવી ગઇ છે."

"પણ છે ક્યાં ?"

"તેથી તારે શું કામ છે ?"

"મારે એને મળવું છે."

"હવે મળવાની વાત ખોટી."

"ખોટી કેમ ?"

"હવે એ પીઠીભરી છે. પીઠીભરી કન્યાને મળી ન શકાય, માટે લગ્ન થયા પછી મળજે, સમજ્યો ? હાલ તુરત તું જા; તારી માતાને કહેજે કે, 'ગુરુજીએ બોલાવ્યાં છે.'"

નાગભા પ્રણામ કરી પોતાની માતા પાસે આવ્યો. માતાને ગુરુજીનો સંદેશો કહ્યો. નાગભાની મા તરતજ ઉઠી અને ગુરુજી પાસે આવી. હંસા પણ ત્યાં જ હતી. ત્રણેની ત્રિપુટી થઇ. ગુરુજીએ મંદ હાસ્યથી કહ્યું:

"માતા, નાગભાનાં લગ્ન થાય છે."

મા બોલી: "કોની સાથે ?"

"જેની સાથે તમારો બાળક પ્રથમ પ્રેમથી જોડાયો છે તેની સાથે; આ રાજકુંવરી સાથે, આ ખેડુતકન્યા સાથે."

નાગભાની મા ચમકી, થરથરી અને બોલી: "આ લગ્ન થશે ?"

"ન થવાનું કારણ?"

"કારણ તો દ્રષ્ટિસમીપ છે. રાજકુંવરી વીરમદેવ માટે છે."

"પણ એ વીરમદેવને વરી નથી, વરી છે તમારા બાળક નાગભાને. એકને વરેલી કન્યા બીજાને પરણી શકે ?"

"નહિ, પણ આ લગ્નમાં મહા અનર્થ છુપાયો છે. મને લાગે છે કે આ લગનથી ન થવાનું થશે."

હંસાના મનોભાવ તેજ થતા હતા. ગુરુજી આ વાક્યો સાંભળીને બોલ્યા:

"માતા, ન થવાનું તો હમણાં થઇ રહ્યું છે. આપણે તો જે થવાનું હોય તે કરવાનું છે. કહો, આ બાળા નાગભા સાથે પ્રેમથી જોડાઇ નથી?"

"જોડાઈ છે."

"પછી તમો એને બીજા સાથે પરણાવવા રાજી છો? કોની સાથે એનાં લગ્ન કરવાં જોઇએ, તે તમે શું નથી જાણી શકતાં?"

"જાણી શકું છું."

"પછી અનર્થ થવાથી કે ન થવાથી શા માટે ડરો છો?"

"પણ તેથી......"

હંસા બોલી: "તેથી શું? કહો, તમારી શી ઇચ્છા છે? હું કોણ છું? જાણો છો ને? ખેડુતકન્યા નથી, ક્ષાત્રયાણી છું, એક ટેકીલી છું, વરી તેને જ વરવાની છું. તમારામાં શક્તિ ન હોય તો કાંઇ નહિ, મને મારૂં કાર્ય પાર ઉતારતા આવડે છે."

ગુરૂજીએ હંસા સામું જોયું અને કહ્યું: "બેન, ઉશ્કેરાવાની કશી જરૂર નથી. આજ દિવસ સુધી તેં બધું કરી બતાવ્યું છે, અને હજી પણ કરી બતાવવાનો સમય આવે છે."

ગુરૂજીએ નાગભાની માતાને કહ્યું:

"માતા, તમોને હંસાનો વિચાર નથી આવતો?"

"આવે છે?"

"શું આવે છે?"

"એ બાળા વીરબાળા છે."

"નહિ, માત્ર વીરબાળા જ નથી; એ બાળા એક સહનશીલતાની મૂર્તિ છે. સહન કરવામાં એના જેવી બીજી ભાગ્યેજ હશે."

"એણે શું સહન કર્યું?"

"એ વાત સાંભળવી છે તો સાંભળો. નાગભાનાં લગ્ન સુરેખા સાથે થયાં, નાગભા પોતાના પ્રેમમાં એક પગલું પાછળ હઠયો; છતાં એ વાતનો આ બાળાએ વિચાર પણ કર્યો નથી. વીરમદેવ પાસે અગાધ

ધનસમ્પત્તિ છે, પતિ બીજીને પરણ્યો છે, છતાં એ અગાધ ધન સંપત્તિને આ બાળાએ તજી છે.''

"એમાં જ એનું ગૌરવ છે.''

"એ તો હું પણ કહું છું કે એમાં જ એનું ગૌરવ છે. હવે આપણું ગૌરવ શામાં છે એ આપણે જોવાનું રહ્યું છે.''

નાગભાની માતાએ કહ્યું: "દેવ, આપે તો રાજકુંવરીને મહા સહનશીલ બતાવી, વાત તો ગૌરવની લાવ્યા. આમાં સહનશીલતા મને તો દેખાતી નથી.''

"હજી સહનશીલતા જોવી છે ?''

"બતાવો તો જોવી છે.''

"જુઓ, લગ્ન થયા પછી નાગભા અને સુરેખા સજોડે હંસાને મળવા ગયાં છે. પતિ સાથે એક પ્રતિસ્પર્ધિની સ્ત્રીને જોઇ એવી કઇ સ્ત્રી છે કે જે શાંત રહે, સહન કરે ? એ બધું વિસ્તારથી કહેવાનો સમય નથી. થોડામાં એટલું જ કે હંસાએ એવા સમયમાં પોતાનું પોતાપણું જાળવી રાખ્યું છે, ચતુરાઇથી જાળવ્યું છે.''

"પણ પોતાના રાજમાં પોતે ખુલ્લી થઇ હોત તો?''

હંસા તરતજ ગરજી અને બોલી: "તો મહા વિપત્તિ આવત. મારા પિતાના રાજ ઉપર કદાચ કાળો કેર વર્તત. એટલા માટે જ મેં આ બધી યુક્તિ કરી છે. પ્રથમ તો મને આ વાતની ખબર જ ન હતી. મારા પિતાએ લુંટારાને પકડવાનુ બીડું ફેરવ્યું અને પકડવાના પુરસ્કારમાં મને ધરી, ત્યારે જ હું સમજી, ત્યારે જ મને જરાતરા ખબર પડી; પણ તેમાંથી આ બધી વાતની ગુંચવણ ઉભી થઇ અને એ ગુંચવણ મેં મારા અનેક સુખના ભોગે અત્યાર સુધી નિભાવી રાખી છે.''

"પણ આમાં વિઘ્ન આવ્યું તો?''

"શાનું વિઘ્ન ?''

"લગ્નનું.''

"લગ્ન કોઈ અટકાવી શકે છે, પણ મરણ કોઈ અટકાવી શકે છે ? લગ્ન અટકે તો ભલે અટકે, લગ્નમાં વિઘ્ન આવે તો ભલે આવે, કોઈ મૃત્યુને અટકાવી શકતું નથી. લગ્નમાં વિઘ્ન આવશે; મૃત્યુમાં નહિ. જેમ મને હસતાં હસતાં આવું કાર્ય કરતાં આવડે છે; એવી જ રીતે હસતાં હસતાં મરતાં પણ આવડે છે. બધું કર્યું, કરી બતાવ્યું; હવે આ પણ કરીશ. મારા મરવા પછી......"

"પણ તું મરવાનું નામ શા માટે લીએ છે?"

"લગ્ન અને મૃત્યુમાં વધારે ફેર નથી."

"અત્યારે તત્વજ્ઞાનની કશી જરૂર નથી."

આટલી વાતચીત પછી મૂળ મુદ્દાની વાત નીકળી. સુરેખાને આ વાતની ખબર થઈ છે કે નહિ એ પ્રશ્ન નીકળ્યો. હંસા ધીરી પડી ગઈ, આ વાત નીકળતાં તે બોલી:

"સુરેખા આ વાતમાં કાંઈને કાંઈ અડચણ લાવશે."

નાગબાની માતા બોલી: "એમ શા ઉપરથી કહો છો?"

"આટલાજ ઉપરથી કે ખેડુતકન્યાનાં લગ્ન વખતે તે રાજકુંવરી હંસાને હાજર રાખવાનું જણાવશે, હઠ લેશે અને એની હઠથી જરૂર અડચણ આવશે."

"હા, એ વાત બનવા જોગ છે. એના માટે કાંઈ ગોઠવણ કરવી જોઈએ. જો ગોઠવણ નહિ થાય તો કદાચ...."

હંસા બોલી: "મારૂં મૃત્યુ થશે અને મૃત્યુ મને બહુજ ગમે છે."

આ વાતને આગળ કેમ લંબાવવી, કેવી રીતે હંસાનાં લગ્ન કરવાં એ મુંઝવણમાં સર્વ પડયાં. ત્રિપુટીને એ એક જ વિચાર હતો. હંસાને કશી ચિંતા ન હતી. ચિંતા ન હોવાનું એક કારણ હતું. હંસા મરવા જેટલી ઉદાર થઇ ગઇ હતી. ગુરૂજીની ઇચ્છા જુદી જ હતી. એ તો નાગબા અને હંસાને સાથે જોવા અતિ આતુર હતા; પણ અત્યારે તો

માત્ર અથાગ વિચાર સિવાય બીજું કશું ન હતું. વિચારમાં ને વિચારમાં બધાં નિર્ણય કર્યા વગર છૂટાં પડયાં. નાગભાની માતા પોતાને સ્થાને ગઇ. ગુરૂજી વિચારમાં હતા. હંસા હાથણી માફક મદમાં હતી. એની ચાલમાં ડોલન હતું, મદ હતો. મદ મરવાનો હતો. જે કાંઇ હતું તે મરવાની તૈયારીનું હતું. લોકોમાં લગ્નની તૈયારી થવાની હતી.

હંસા મરવાની તૈયારી કરતી હતી. નાગભાની માતા નાગભા પાસે આવી. એને ઘણો વિચાર હતો કે વાત પ્રગટ કરૂં, પણ કોઇ અદૃશ્ય શકિત એને એમ કરતી અટકાવતી હતી. નાગભા પાસે પોતે વાત ખુલ્લી કરવા જ આવી હતી; પણ વાત ખુલ્લી ન થઇ. વાત ખુલ્લી કરવા જતાં ચારે તરફથી જાણે અવદશાનો અંધકાર ઘેરાતો હોય એમ નાગભાની માતાને લાગ્યું. આથી પોતે વાત કરવાની હતી તે ન કરી શકી અને બીજી વાત ઉપાડી

"ભાઇ, તારા ભાઇનું શું થશે?"

"એને હું છોડાવીશ."

"ક્યારે?"

"વીરમદેવનાં હંસાકુમારી સાથે લગ્ન થશે તેજ ઘડીએ."

"લગ્ન ન થયાં તો?"

"આ તું શું બોલે છે? લગ્ન ન થાય! માતા, જો લગ્ન ન થાય તો હું મારી તલવારનું પાણી બતાવીશ, સમગ્ર સંસારમાં વીરહાક વગાડીશ, લોહીની નદીઓ ચલાવીશ."

"કોના માટે? તારા સાળા માટે? સાળા સાથે સગપણ; ભાઇ સાથે કાંઇ નહિ!"

નાગભાનો ક્રોધ ઝાકળનાં જળ સમાન થઇ ગયો. ભાઇ તરફ કાંઇક લાગણી થઇ. માતા બોલી:

"ભાઇ, ભાઇને છોડાવ."

"આ કાર્યની પૂર્ણાહૂતિ પછી."

"એમ કેમ ?"

"વીરમદેવ અને મારા વચ્ચે આવા અર્થની કાંઇક વાતચીત થઇ છે. આ તરફ લગ્ન થશે, આ તરફ ભાઇને મુક્તિ મળશે."

"તે પહેલાં ?"

"તે પહેલાં હું શું કરું ?"

"ભાઇને છોડાવ."

"કેવી રીતે છોડાવું ?"

"તલ્વારનું પાણી બતાવીને, વીરહાક કરીને. સંસારભરમાં લોહીની નદીઓ ચલાવનાર ભાઇને માટે કાંઇ ન કરા શકે ? વિચારી જો. તું અને જાલીમસિંહ એકજ ઉદરમાં આળોટયા છો. જેવો તું છે, એવો જ એ છે."

"શું હું અને એ બેઉ સરખા ?"

"મારી નજરમાં તો સરખા."

"એ લુંટારો છે."

"લુંટારો છે, પણ મારો તો બાળક."

"એવો બાળક શા કામનો ?"

"ભાઇ, એ તો માતાના હૃદયને પુછવાનું રહ્યું. માતા બાળકના અવગુણ સામું નથી જોતી."

નાગભાને માતાના શબ્દોની કદર થઇ કે નહિ તે એના ચહેરા પરથી સમજી શકાય તેમ ન હતું.

તેજ સાંજના રાજમહેલમાં એક પ્રકારનો ઉત્સવ શરૂ થયો. નાગભાનાં લગ્નની વાત પ્રકટ થઇ અને પવન વેગે આખા રાજમાં પથરાઇ ગઇ. લગ્નની દાંડીઓ પડવા લાગી, વાજીંત્રો વાગવા લાગ્યાં. વીરમદેવના મનમાં પણ ઉત્સાહ હતો.

નાગભાના દિલમાં દિલગીરી હતી. માતાની મમતાએ તેને કાયર કર્યો હતો. ભાઇને છોડાવવાનાં સ્વપ્નાં આવતાં હતાં. એક તરફ લગ્નની વધાઇ હતી, બીજી તરફ ભાઇને છોડાવવાની ચિંતા હતી.

હંસાના વિચારો જુદાજ હતા. એ જાણતી હતી કે, મારાં લગ્ન નિર્વિઘ્ને થાય એ બનવાજોગ નથી; એટલે લગ્ન સાથે પોતે મરવાની પણ તૈયારી કરતી હતી. જોઇએ, હવે શું થાય છે, હંસાનું લગ્ન કે મૃત્યુ?

---

## પ્રકરણ ૪૦ મું.

### લગ્ન.

—:o:—

સુરેખા અચાનક બિમાર પડી ગઇ. બિમારી એવી હતી કે કાળની સામે જ લડાઇ જેવું હતું. એ બનાવ પણ નાગભાના આનંદને લુંટવા પૂરતો હતો. સુરેખાની બિમારી હંસા માટે આશીર્વાદ સમાન હતી. સુરેખા લગ્નમાં હાજર હોય તો ન થવાનું થાય તેમ હતું. ન થવાનું થતું અટકે એટલા માટે જ જાણે સુરેખા બિમાર થઇ ગઈ હતી. હંસા માટે શુકન સારાં હતાં.

રાજમાં હાહાકાર હતો. વીરમદેવને બેનની ચિંતા ઓછી હતી. હંસાની તે માર્ગપ્રતીક્ષા કરતો. હંસાને મેળવવાના તેના મનોરથો હતા.

હંસા ખેડુતના પોશાકમાં સજ્જ હતી. તેનાં લગ્નનો મંડપ અતિ સુંદર રીતે બાંધવામાં આવ્યો હતો. વીરમદેવે તેમાં કચાશ ન હોતી કરી. આ લગ્નમાં ધામધૂમ પૂરી હતી. આખા રાજ્યે લગ્નમાં ભાગ લીધો હતો. નાગભાના મનમાં આનંદ ન હતો; પણ ખેડુતકન્યાનું નામ આનંદને સતેજ કરી દેતું.

સમય આવ્યો. નાગભા વરરાજા બની મંડપમાં આવ્યો. સામે જ અગ્નિકુંડ હતો. હોમહવન થતાં હતાં. હંસા ખેડુતકન્યાના પોશાકમાં જ

લગ્નમંડપમાં આવી હતી. સુરેખા અસાધ્ય હતી. હંસાને કશી હરકત નડે એવું ન હતું. હંસાનાં લગ્ન અતિ આનંદથી પૂરાં થવાનાં હતાં, હંસાનું અંતર ન હતું, અગ્નિકુંડ હતો; લગ્નમંડપમાં બળતા અગ્નિકુંડ જેવો જ. એ જાણતી કે પાછળ પરિણામ વિપરીત છે.

નાગભા એકલો જ હતો. વીરમદેવનું રાજ હતું. સમય આવતાં રાજ સાથે જ લડવાનો વારો હતો, પણ હમણાં તો લગ્ન હતાં;

લગ્નમંડપમાં વરવહુને બેસાડવામાં આવ્યાં. કુળગુરુનું કામ ન હતું; ગુરુજી હતા. એમણે આશીષના શ્લોકો કહ્યાં; સપ્તપદી પૂરી કરી. બંને નરનારીનાં બંધનથી જોડાયાં. વીરમદેવે બંનેનો હસ્તમેળાપ કરાવ્યો. લગ્ન પૂરાં થયાં. નાગભા અને હંસા પોતાના મહેલમાં ગયાં મહેલમાં ચમત્કાર થયો. લગભગ આખી રાત પૂરી થઇ હતી. ધીરેધીરે બધે શાંતિ પથરાતી હતી. મહેલમાં આ દંપતિ હજી વાતચીત કરતાં હતાં, હંસા હજી ખેડુતના પોશાકમાં હતી, એટલામાં રાજદાસીએ કહ્યું:

"બા, તમોને કોઇ સ્ત્રી મળવા આવી છે."

"કોણ છે તે?

"તે હું નથી જાણતી."

"અત્યારે મળવાનું કારણ?"

નાગભા ચમક્યો, વિચારમાં પડયો, દાસીને કહ્યું:

"જા પુછ કે તું કોણ છે અને અત્યારે શામાટે આવી છે?"

દાસી મહેલની બહાર ગઇ. હંસા તો વિચારમાં લીન હતી. એટલામાં દાસીએ આવી ઉત્તર આપ્યો:

"સરદાર, એ બાઇ કહે છે કે મારૂં નામ હંસા છે। હું સરદારને મળવા આવી છું."

"હંસા છું," આ શબ્દો સાંભળતાં હંસા તો સ્તબ્ધ થઇ. હંસા પોતે હતી, પછી બીજી હંસા ક્યાંથી આવી? દાસીએ વધારે ખુલાસો કરતાં કહ્યું:

"એણે એમ પણ કહ્યું છે કે ખેડુતકન્યા મને ફસાવીને ગઇ છે. મારે એનાથી બદલો લેવો છે. નાગભા મારો પતિ છે. મારા પતિ સાથે લગ્ન કરવાનો એને કશો હકક નથી." હંસા હામ હારી ગઇ. નાગભાની આંખમાં તેજ આવ્યું. તે બોલ્યો:

"જા, એ રાજકન્યાને કહે કે અત્યારે તારી સાથે અવાય તેમ નથી."

રાજદાસી પાછળ ફરી. દાસીનો તો માત્ર પોશાકજ હતો. પોશાકમાં તે કોઇ જુદીજ હતી. હંસા લગ્નના આનંદમાં હતી. રાજદાસી તરફ એની દૃષ્ટિ ગઈ ન હતી. નાગભાને તો એ રાજદાસી કોણ છે એ ઓળખવાની પણ આવશ્યકતા ક્યાં હતી? અને રાજદાસીએ પણ રાજદાસીનો વેશ એવો લીધો હતો કે તેણે પોતાનો ચહેરો જ બદલી નાખ્યો હતો. એ ઓળખાતી ન હતી. વાતચીત પૂરી થતાં દાસી જરા દરવાજા પાસે આવી પોતાનો પોશાક ફેરવી નાખ્યો અને સામે આવીને હસવા લાગી, નાગભા આ સ્ત્રીને જોઇને મૂઢજ થઇ ગયો અને આતુરતાથી બોલ્યો:

"કોણ, તું, તું ?"

"હા, હું, હું."

"તું તો બિમાર હતી ને?"

"હું બિમાર હતી, પણ જુદા કારણથી હતી."

"જુદા કારણથી એટલે ?"

"એ વાત પછી. પહેલાં હંસાકુમારીને મળો."

હંસા ન સમજી કે આ શું થાય છે. એ કરગરતા અવાજે બોલી:

"સુરેખા બેન !"

વાંચનાર એ રાજદાસી ન હતી; સુરેખા હતી. તે બિમાર હતી જ નહિ, બિમાર થવા ફક્ત ઢોંગ કર્યો હતો. ઢોંગ કરવાનું કારણ એજ કે લગ્ન નિર્વિઘ્ને થઈ જાય. સુરેખા હંસાને બરાબર ઓળખી ગઈ હતી. અને ઓળખ્યા પછી વીરમદેવ સાથે એનાં લગ્ન થાયજ કેવી રીતે? એટલે પોતે આવી રમત આદરી રહી હતી. હંસા મગરૂર હતી કે હુંજ રમત જાણું છું. સુરખાએ મગરૂરીને માટીમાં મેળવી અને સિધ્ધ કરી બતાવ્યું કે રમત રમતાં સહુને આવડે છે. હંસાનો શબ્દ નીકળતાં તે બોલીઃ

"બેન, આજે મારાં ધન્ય ભાગ્ય છે. તમને જોઇ હું અતિ આનંદ પામી છું; પણ હવે તમે રાજકુંવરીને મળો, એ શું કહે છે તે સાંભળો. તમે એને બનાવી છે, ફસાવી છે. એ ઉત્તર માગવા આવી છે. એને ઉત્તર આપો."

હંસા નીચું જોઇ ગઇ. સુરેખા બોલીઃ "આ લગ્નથી મહા ચિન્તા-કારક સમય આવશે."

નાગભાએ તરતજ કહ્યુંઃ "સમય આવશે, તો મારી તલ્વાર છે."

સુરેખા ઝુકી ગઇ અને બોલીઃ "તમારી તલ્વાર હોય તો લ્યો પહેલી મારા મસ્તકે મૂકો અને મારો, મારો અંત લાવો. પછી તમારી તલ્વારને ચલાવજો."

"શું હું તારા પર તલ્વાર ચલાવું? શું હું કાયર છું?"

"કાયર નથી, વીર છો; માટેજ કહું છું."

"તું શું કહે છે તે મારાથી સમજી શકાતું નથી."

"તમે નથી સમજતા એજ દુર્ભાગ્ય છે. મારી બેનને પુછો. એ બધું સમજે છે. સમજવા છતાં આવું પરિણામ છે!"

"આ પરિણામ શું ઉચિત નથી? એ મને વરી ચૂકી હતી, આની સાથે લગ્ન થયાં તે શું તને ખુંચે છે?"

"મને એકને જ નહિ, એમને પણ ખુંચતાં હશે."

"તું એની વાત કર્યાં કરે છે ? તારી જ વાત કરને ? તને આ લગ્ન ખુંચતાં હશે, પણ સુરેખા, તારે એ વાત ભૂલવાની નથી કે એ ખેડુતકન્યા સાથે લગ્ન કરવાને મેં પ્રથમ જ છૂટ લીધી હતી."

"હા, એ હું જાણું છું."

"પછી ?"

"તમે ખેડુતકન્યા સાથે લગ્ન કરો એમાં મને વાંધો નથી."

"ત્યારે મેં આ કોની સાથે લગ્ન કર્યાં છે કે તું વાંધો લે છે."

"તે લગ્ન કરનારીને પુછો. એ પોતે જે ખુલાસો કરે તે મને માન્ય છે. કહો બેન, તમો કોણ છો ? ખેડુતકન્યા છો કે રાજકુંવરી છો ?"

નાગભા ચમકયો. તે ન સમજ્યો કે આ શા શબ્દો નીકળ્યા. નાગભા તો સુરેખ અને હંસાને ટીકીટીકીને જોવા લાગ્યો. હંસાથી ઉત્તર ન આપી શકાયો.

સુરેખા બોલી: "તમે ઉત્તર નહિજ આપો ?"

ઉત્તર ન મળ્યો. આથી સુરેખા પોતાના સ્વામીને કહેવા લાગી: "સ્વામી, રાજકુંવરી હંસા કોના કબજામાં છે ?"

"મારા."

"એ નાસી જશે તો ? બીજાની થશે તો ?"

"તો હું એના પિતાના રાજ્યને જડમૂળથી ઉખેડી નાખીશ."

"ત્યારે તપાસ તો કરાવો કે હંસા હમણાં કયાં છે ?"

"ગુરૂજીના આશરામાં."

"ત્યાં નહિ હોય તો ?"

"ન હોય એ બનેજ નહિ."

"બનશે. અરે ! બન્યુંજ હશે તો ?"

"આ વાતચીત થતી હતી, ત્યાં બહારથી ખબર આવી કે ગુરૂ-મહારાજ નાગભાને મળવા આવ્યા છે. નાગભા ચિંતામાં ચકચૂર હતો, પણ ચિંતાનું સમાધાન થાય એવું સાધન આવતું હતું. એટલે

પોતાની ચિંતા હર્ષમાં ફેરવાઇ ગઈ. થોડી પળ બાદ ગુરૂજી નાગભાના ઓરડામાં આવ્યા. સુરેખાને જોઇ પોતે પણ ચમકયા. નાગભાએ તરતજ પુછ્યું: "દેવ, હંસાકુંમારી કયાં છે ?"

લગ્ન તો થઇ ગયાં હતાં હવે કશું બાકી ન હતું. વાતને છુપાવવાથી લાભ ન હતો; એટલે ગુરૂજીએ કહ્યું:

"આ તારી સામે ઉભું એ કોણ છે ?"

નાગભા હંસા તરફ ફર્યો. હંસાએ શોક અને આનંદના ચહેરાથી કહ્યું:

"તમે મને અત્યાર સુધી ઓળખી નથી ? લ્યો, જુઓ." એમ કહી હંસાએ ખેડુતનો વેશ કાઢી નાખ્યો, અને પોતાના અસ્સલ સ્વરૂપમાં ઉભી રહી. નાગભા તો અચેતન થઇ ગયો.

અસાધ્ય હોય એવી સ્થિતિમાં તે બોલ્યો: "કોણ ! તું ! તું ? હંસા !"

હંસા બોલી નહિ અને એમજ ઉભી રહી. સુરેખા બોલી:

"નાથ, કહો હવે. તમે શું કરશો ? તલ્વાર ચલાવશો ? અને તલ્વાર ચલાવવી હોય તો લ્યો આ રહ્યું મારૂં મસ્તક. આવતી કાલે આ વાત આખા રાજમાં ફેલાશે. મારો ભાઇ શું કરશે તે કહી શકાતું નથી. પણ એ આબરૂ બેઆબરૂ થશે અને ભાઇની આવી સ્થિતિ જોવા કરતાં પતિના હાથે મરવું તે શું સારૂં નથી ?"

નાગભા ન બોલી શકયો. એ તો હંસાના સામુંજ જોઇ રહ્યો. શું કરવું એના જ એના મગજમાં વિચારો હતા. લગ્નની પ્રથમ રાત્રિ હતી. રાત્રિ પણ પ્રલાપની હતી, આનંદ ઉડી ગયો હતો, ચિંતા બાકી હતી. નાગભાએ હંસાને પુછ્યું:

"તેં આ શું કર્યું ?"

"લુંટારાના પકડનાર સાથે લગ્ન !"

"તેં મને પ્રથમ કેમ ન કહ્યું ?"

"મેં તમને ક્યારે નથી કહ્યું? દરેક વખતે મેં તમારી સાથેજ લગ્ન કરવાની હઠ પકડી છે. તમે મને ન ઓળખી તેમાં મારો શો દોષ ?"

"અને હવે શું થશે તે તું જાણે છે?"

"ડર લાગે છે?"

"નહિ, ડર નથી લાગતો. પણ સામેનો દુશ્મન દુશ્મન નથી, સુરેખાનો ભાઈ છે, મારો રાજા છે, મેં એનું લુણ ખાધું છે."

"બધી વાત ખરી છે. એ જેવો સુરેખાનો ભાઇ છે, તેવોજ મારો પણ ભાઈ છે. ભાઇ થઇને એણેજ મને કન્યાદાન દીધું છે. ભાઇ થઇ શું એ ભાઇનું સગપણ ભૂલી જશે? અને જો ભૂલી જશે તો સુરેખા જેમ રાજી થશે તેમ કરવા હું તૈયાર થઇશ. તમોને દુઃખી નહિ કરૂં, દુઃખી નહિ થવા દઉં. થયું તે તમે જોયું છે, થાય તે પણ જુઓ."

હંસાનાં લગ્ન થઇ ગયાં. નાગભાએ જે નહોતું ધાર્યું તે થઇ ગયું. નાગભાના તો વિચારમાં એ ન હતું કે આ પ્રકરણમાં આવો ભેદ છે. હંસાને પોતે ઓળખી શક્યો ન હતો અને ન ઓળખવાને પરિણામે આવું અણધાર્યું પરિણામ આવ્યું.

પરિણામ આવ્યું, પણ એ પરિણામથી બીજું પરિણામ શું આવશે એ વાતથી સહુ કોઇ મૂંઝાવા લાગ્યાં. નાગભા ઘડી ઘડી હંસા તરફ જોતો. લગનની પ્રથમ રાત્રિ હતી, લા'વા લેવાદેવાનો અવસર હતો. ઉત્સવ હતો, ઉત્સવમાં અચાનક આગ ઉઠી. ઉત્સવ ઉત્સવને ઠેકાણે રહ્યો અને હવે શું કરવું એના તરફ બધાનું લક્ષ્ય ખેંચાયું. ગુરૂજીએ કહ્યું:

"હંસા, વાત આટલી હદે શા માટે લંબાવી?"

"મેં નથી લંબાવી."

"ત્યારે?"

"આપના શિષ્યે સંભાવી છે. મેં તો ઘણી વખત કહ્યું હતું 'મારા પર અધિકાર આપનો છે. આપનેજ હું વરવાની છું,' છતાં એ ન માન્યા."

"ઠીક, પણ મને વખતોવખત સંજ્ઞા કરી અવાક્ રાખવાનું કારણ ? શું તારી એવી ઇચ્છા હતી ?"

"મારી ઇચ્છા શી હતી તે આપ જાણો છો, વળી આ કાર્ય બનવાનું તો હતુંજ, પછી આપે મને મારા માર્ગથી વાળી લીધી હોત તો ? આપે જ ખુલાસો કર્યો હોત તો ? આપ પોતે મને સમજાવવા તત્પર થયા હોત તો ?"

સુરેખા આ વિવાદ સાંભળતી હતી. એ બોલી : "ભૂલ બધાંની છે. મેં પણ ભૂલ કરી છે. મને પ્રથમ મુલાકાતમાં જ શંકા થઇ હતી, પણ મેં મારા પતિને ન કહ્યું કે આ રાજકુંવરી છે. હવે આ ભૂલને સુધારવી કેવી રીતે ?"

"ભૂલ સુધારવાનો કોઇ રસ્તો નથી."

"ત્યારે શું કરવું ?"

"એ વાત તો વીરમદેવના અધિકારની છે."

આખી રાત લગભગ આવાજ વિચારમાં ગઇ.

વીરમદેવને એ ખબર ક્યાંથી હોય કે જેની સાથે પોતે લગ્ન કરવા માગે છે તે તો કોઇ જુદી વ્યક્તિ છે. બીજે દિવસ થયો, ગયો. ત્રીજો આવ્યો ને ગયો; પણ વીરમદેવને આ વાતની ખબર ન પડી તે નજ પડી. કોઇએ આ વાત ફરીથી ઉપાડી નહિ, કોઇએ વીરમદેવને જાણ કરી નહિ. હંસાએ એવું નક્કી કર્યું હતું કે, જ્યારે આ વાત મેં જ વધારી છે, મેં જ સંકટ ઉભું કર્યું છે ત્યારે એનો છેડો પણ હું જ લાવીશ. ઘણી તકરાર પછી આ વાત નિરાકારણ પર આવી હતી.

ચારેક દિવસ જવા પછી વીરમદેવે નાગભાને તેડાવ્યો. એ જાણી તો ગયો હતો, કે વીરમદેવને મળવા જતાં વાતચીત કંઈ નીકળશે. જે પ્રશ્નોત્તર થાય તેનાં ચોકઠાં પણ ગોઠવતો જતો હતો.

વીરમદેવ ખુશીમાં હતો. આંખ મદથી છલકતી હતી. મોઢા પર આનંદનાંજ આવરણો હતાં. નાગભા આવ્યો. વીરમદેવે માનપુર્વક આસન આપ્યું. થોડી વાર રહીને પુછ્યું:

"કેમ લગ્નથી આનંદમાં તો છો ને ?"

"હું." હું કહેતાં કહેતાં અંતર પર કોઈ ટાંચણી ભોંકી દેતું હોય એવો આભાસ નાગભાને થયો. વીરમદેવે ફરી પુછ્યું:

"તમારા મોઢા પર આનંદની રેખા નથી; એમ કેમ?"

"એમાં આનંદ શું હોય! આ લગ્ન કાંઈ આનંદનાં ન હતાં, માત્ર એક ધર્મ હતો તે બજાવ્યો."

"ધર્મ બજાવવામાં તમે આનંદ નથી માનતા? ધર્મ બજાવવો એ શું આનંદની વાત નથી ?"

નાગભાએ કહ્યું: "આનંદની વાત તો છે. પણ ઘણી વખત ધર્મનું કાર્ય કરવા જતાં આનંદ ઉડી જાય છે; જ્યારે માથે ધર્મ સંકટ હોય છે, જ્યારે ધર્મને પૂરો કરવો હોય છે ત્યારે આનંદ કયાંથી થાય?"

"તો શું આ તમો ધર્મસંકટમાં હતા? આ કાર્ય તમે ધર્મ-સંકટનું કર્યું છે?"

"આપને કેમ લાગે છે?"

"મને તો આમાં શંકા જેવું કશું લાગતું નથી"

"આપને ન લાગે; મને તો લાગે છે."

"પણ એનું કારણ શું ?"

કારણ તો ખુલ્લુંજ હતું, પણ નાગભાએ તે છુપાવ્યું અને કહેવા લાગ્યો:

"કારણ એજ કે આમ કરવાથી તમારી બેનને અન્યાય થયો છે. સુરેખાને અન્યાય કરવો એ શું આનંદની વાત છે?"

"એમાં સુરેખાને અન્યાય કરવા જેવું છે શું?"

"કેમ એના પર બીજી સ્ત્રી લાવવી તે અન્યાય નથી?"

"તમે બીજી લાવ્યા છો?"

"ત્યારે આ શું કર્યું છે!"

"તમે આગલી વાતો ભૂલી જાવ છો?"

"એમ કેમ?"

"ખરી રીતે તો સુરેખાએ એ ખેડુતકન્યાને અન્યાય કર્યો કહેવાય. કારણ કે પ્રથમ તમે ખેડુતકન્યાને ચાહતા હતા. ખેડુતકન્યા, સુરેખા પર નથી આવી. સુરેખા ખેડુતકન્યા પર આવી છે. ખરી રીતે તમે તો ઉદારતા બતાવી છે. મને જો આમાં એમ લાગ્યું હોત કે, આમાં સુરેખાને અન્યાય થાય છે; તો હું કદિ તમારાં ફરીથી લગ્ન થવા દેત નહિ. પણ આતો એક ન્યાયની વાત હતી. ખેડુતકન્યાને તમે વચન આપીને બંધાયા હતા. પછી સુરેખાથી લગ્ન કરવા ફરજ પડી. એથી મારા પર બમણી જવાબદારી આવી. જેવી સુરેખા મારી બેન છે, એવી જ એ ખેડુતકન્યા પણ મારી બેન ઠરી. એથી મેં તમારાં લગ્ન કરી આપ્યાં. એમાં સંકટ કે શોક જેવું કશું નથી. સુરેખાને પણ અન્યાય કરવા જેવું નથી."

નાગભા વીરમદેવના બોલવાથી વધારે મુંઝાયો. એ વાત પ્રકટ કરવા માગતો હતો, પણ વાત પ્રકટ કરવાનો સમય આવ્યો નહિ. વાત જુદીજ નીકળી અને એ વાતમાં પણ વીરમદેવ ખેડુતકન્યાને બેનના વિશેષણથી સંબોધવા લાગ્યો.

વાતચીત વધતાં વીરમદેવે કહ્યું:

"તમે તો એ વખત લગ્ન કર્યાં; હવે મારો વારો ક્યારે આવશે? મારા સામું જોશો કે નહિ? કહો, તમે શું કહો છો?"

નાગભા નિરૂત્તર થઇ ગયો.

નાગભાને અવાક્ જોઇ વીરમદેવ બોલ્યો:

"કેમ સરદાર, મારા પ્રશ્નનો ઉત્તર નથી કે?"

"છે."

"શો છે?"

"તમારા પ્રશ્નનો ઉત્તર તલ્વાર છે."

વીરમદેવ ચમકી પડયો. તલ્વારનું નામ સાંભળતાં એનાં રૂંવેરૂંવાં ઉભાં થઈ ગયાં. તે બોલ્યો: "તલ્વાર! મારી સામે તલ્વાર! કોની તાકત છે કે મારી સામે તલ્વાર તાણી શકે? મારી પાસે તમારા જેવા મહારથી છે, સારામાં સારા સુભટો છે, છતાં આપ કહો છો તલ્વાર? શું હંસાના બાપ તરફથી આફત આવે એવું છે?"

"હા, આફત વહોરીને તો હું હંસાને લાવ્યો છું."

"આપણે એ આફતને આવકાર આપીશું."

"આફતને આવકાર આપશો તો લગ્ન અટકશે. આફતમાં લગ્ન ન હોય, આફતમાં તો તલ્વારજ હોય અને એ હું પ્રથમ કહી ચુકયો છું કે તમારાં લગ્ન હંસા સાથે નહિ થાય; તલ્વાર સાથે થશે."

"તમે મને સહાય નહિ કરો? જુઓ, તમે મારા સરદાર છો, સગા છો, બનેવી છો. તમે હંસાને લાવ્યા છો, તમે જ તેને જવા દેશો? તો તમારી આબરૂ બેઆબરૂ નહિ થાય? માટે તલ્વારની સામે તલ્વાર ખેંચો. પ્રથમ તો મારાં લગ્ન થઇ જવા દો, પછી જે થવાનું હોય તે ભલે થાય."

"આપ આ લગ્ન માંડી વાળો તો?"

"માંડી વાળું? માંડી વાળવા માટે મેં આ કાર્ય કર્યું છે? નહિ, આ લગ્ન તો થશેજ. પછી જોઇએ તો પૃથ્વી કાં ઉલટી નથી જતી? આકાશ અને પાતળ એક કાં નથી થતાં? હું એની દરકાર કરતો નથી. લગ્ન તો હું અવશ્ય કરીશ. તમારા જેવા મારા સહાયક છે, પછી મને વાંધો શો છે?"

"વધો ઘણો છે."

"આજે તમે આવી વાત કેમ કરો છો? આવા ડરપોક કેમ છો? વિચાર કરીને પછી મને મળજો."

નાગભા પણ હવે જવાનું જ કરતો હતો, જવાને રાજી હતો. રોકાવાથી કદાચ વાત ખુલ્લી થઇ જવાનો સંભવ હતો, જવું હતું ને જાકારો મળ્યો. તે ઉઠયો. વીરમદેવ બોલ્યો:

"તમે જાવ, હું ગોર અથવા ગુરૂજીને બોલાવી લગનનું મુહૂર્ત જોવરાવું છું, અને પછી જે થાય તે આપણે જોઇ લઇશું."

નાગભા વીરમદેવ પાસેથી નીકળી સીધો હંસા પાસે આવવા નીકળ્યો. હંસા હુલ્લાસમાં ન હતી, વિચારમાં હતી. હજી સુધી પોતાનો ભેદ બહાર પડયો ન હતો, પણ હવે જે સમય જતો હતો તેમાં ભેદ ખુલવાની નોબત વાગતી હતી. સામે જાણે યુદ્ધ મંડાયું હોય, ખાંડાના ખેલ ખેલાતા હોય, 'વીરહાક' વાગતી હોય એવા દેખાવો હંસાને દેખાતા હતા. કોઇ સમે તે નાગભાને ને વીરમદેવને પરસ્પર લડતા જોતી. વીરમદેવ તલ્વાર તોળતો, નાગભા પર પડતો, નાગભા દાવને ભુલાવતો, પોતે તલ્વાર ખેંચતો, અચાનક સુરેખા વચમાં આવતી અને બોલતી કે 'નાથ ક્ષમા કરો, એ મારો ભાઇ છે.' આ દશ્ય દૂર થતું. વીરમદેવ જાણે પોતા પાસે આવતો, લગ્નની માગણી કરતો, હાસ્ય વેરતો, નયનો નચાવતો, હંસાને કહેતો, કે 'હંસા તું મારીજ છે.'

આવાં અનેક સ્વપ્નાં હંસા જાગૃત અવસ્થામાં જોતી અને કોઇ વખત કંપી ઉઠતી; તો કોઇ વખત ક્રોધથી લાલલાલ થઇ જતી.

આજે પોતે જુદી હંસા હતી, પહેલાંની હંસા સિંહણ હતી, હમણાંની હંસા ગરીબ હરિણી જેવી હતી. નાગભા હંસાની નજીક આવ્યો અને બોલ્યો:

"હંસા, આજે તું આમ કેમ દેખાય છે?"

"કેમ દેખાઉં છું"

"બહુજ ગરીબડી?"

"ગરીબડી દેખાઉં તેમાં કાંઇ વાંધો છે ?"

"ના વાંધો કાંઇ નથી."

"તો પછી?."

"પછી એટલુંજ કે આમ ગરીબડી થવાનું કારણ? પહેલાં તું વીફરેલી વાઘણ જેવી લાગતી, આજે કેમ જાણે કોઇની આશ્રિત હોય એવી લાગે છે?"

હંસા નમ્રતાથી બોલી:

"તમારૂં કહેવું યથાર્થ છે. પહેલાં હું વાઘણ હતી, હમણાં આશ્રિત છું. પહેલાં મારા અધિકારમાં હતી, હમણાં બીજાના અધિકારમાં છું."

"એટલે?"

"એટલે હવે મારા પર આપનો અધિકાર છે. હું આપની આશ્રિત છું, આપની વેચાણ છું, પહેલાં મારે મારો બચાવ કરવાનો હતો. જો વાઘણ ન બનું તો બચાવ કેમ થાય? હવે તો બચાવનાર છે, પછી વાઘણ શા માટે બનું? વાઘ જેવા મારા વીર સ્વામી છે; હવે મને શો ભય છે?"

"ભય તો હજી હવે જ આવે છે."

"શાનો ભય આવે છે?"

"વીરમદેવનો."

"વીરમદેવનો ભય?"

"હા. વીરમદેવ તારી સાથે લગ્ન કરવા માગે છે."

હંસાને ભૂતકાળ યાદ આવ્યો. ભૂતકાળમાં નાગબાએ વારંવાર કહ્યું હતું કે, 'હું તને વીરમદેવ સાથેજ પરણાવીશ.'

હંસાને જરા મજાક કરવા મન થયું; એટલે વાતને છેડી અને લંબાવી:

"વીરમદેવ મારી સાથે લગ્ન કરવાનું કહે છે ?"

"હા, તારી સાથે ! તારી સાથે !"

"ઓ હો ! એતો ઘણુંજ આનંદની વાત છે."

નાગભાની આંખો સ્થિર થઇ ગઇ. તે બોલ્યો: "હંસા, તું શું કહે છે? એમાં તને હર્ષ થાય છે ?"

"આનંદની વાત છે, એ કહું છું."

"આ તું શું બોલે છે ?"

"ખરૂં બોલું છું. આપ જ કહોને ? આપ મને અહીં શા માટે લાવ્યા છો ? મને અહીંયાં લાવ્યા ત્યારે આપના મનોભાવ શા હતા ? વીરમદેવ સાથે મારાં લગ્ન કરવાના. હવે તમારા મનોભાવ પ્રમાણે થવાની વાત આવી છે; એ શું આનંદની વાત નથી ?"

"હંસા ! હંસા ! આ મશ્કરીનો સમય નથી."

"મશ્કરી હું કરૂં છું કે તમે ? લાવ્યા છો તો હવે પરણાવો. એમાં શું છે ? એ તો રાજભક્તિ છે. રાજનું લુણ તમે ખાધું છે, તો રાજભક્તિ બતાવો. એમ કરવાથી તમારી અવિચળ નામના થશે. પોતાની પ્રિયતમાને રાજા સાથે પરણાવી રાજભક્તિ બતાવનારા જગતમાં કોઇ થયા નથી, તે આપ થશો."

"બસ ! હંસા, બસ કર ! દાઝાયા ઉપર ડામ ન દે !"



# પ્રકરણ ૪૧ મું.

—:૦:—

## હંસા આપો.

—૦—

નાગભાની મુંઝવણનો પાર ન હતો. સામે હંસા ઉભી હતી, હસતી હતી. ક્યારેક તેની આંખમાં શોક વસતો. ક્યારેક તે વિચારમૂઢ બનતી, ઘડીકમાં પાછી બળવાન બનીને નાગભા સામું જોતી. નાગભાના મોંઢા પર ગંભીરતાનો પડછાયો પડતો હતો. નાગભાએ આવું પરિણામ તો ધાર્યું જ ન હતું. નાગભાએ હંસાને કહ્યું:

"હંસા, હવે શું કરવું?"

"એ હું શું જાણું?"

"ત્યારે જાણતી નથી તો આમ કર્યું શા માટે?"

"મેં કર્યું છે?"

"ત્યારે શું મેં કર્યું?"

"તમે નથી કર્યું તો કોણે કર્યું? રાજભક્ત તમે છો? લુંટારાને પકડનાર તમે છો. વીરહાક વગાડનાર તમે છો. મારો હાથ પકડનાર પણ તમે છો, અને હવે મારો હાથ બીજાના હાથમાં આપનાર પણ..."

"બસ, હંસા!"

હંસા મૂંગી થઇ ગઇ. નાગભા કહેવા લાગ્યો: "હવે વાતને ફેરવવી જોઇએ."

"હું શું ફેરવું?"

"તું નહિ ફેરવે તો સંગ્રામ મંડાશે."

"કોની સાથે?"

"વીરમદેવ સાથે."

"ઠીક છે, એમ જ કરવું જોઇએ, રાજભક્તિની એ જ રીત છે કે રાજા સામે તલ્વાર તોળીને ઉભા રહેવું."

"બીજો ઉપાય નથી."

આ વાતચીત ચાલતી હતી, ત્યાં સુરેખા આવી ચડી. એણે આવતાં આવતાં છેલ્લા શબ્દો સાંભળ્યા હતા અને ચમકી હતી. સુરેખાને પોતાની પાસે આવેલી જોઇ હંસા બોલી:

"આવો, બેન, શા સમાચાર છે ?"

"સમાચાર હજી સુધી તો કાંઇ નથી, પણ હમણાંજ સમાચાર ઘણા મોટા આવશે. મારી નજર સામે હું તલ્વારોનો ચમકાર જોઉં છું."

"શા ઉપરથી કહો છો?"

"આ બનેલા બનાવ ઉપરથી."

"આ બનાવ લડાઇ થાય એવો છે?"

"એક નાનું બાળક પણ વગર વિચારે કહી શકે કે, આ બનાવથી લડાઇ થવી જોઇએ."

હંસા હસી પડી અને દંતપંક્તિ ચમકાવતી બોલી:

"બાળક બોલે તે બને ખરૂં?"

સુરેખા ચૂપ રહી. નાગભા બોલ્યો: "વારૂ, ત્યારે હવે તું શું કરવા માગે છે?"

"મારે જે કરવાનું હશે તે હું કરીશ; પણ જુઓ, તમે કાંઇ ઉતાવળા થશો નહિ, અથવા મારા બોલવાથી કાંઇ અવળા વિચાર પણ લાવશો નહિ. મારાથી બનશે તે હું કરી બતાવીશ."

નાગભાએ પુછ્યું: "તું શું કરી બતાવશે?"

"આ રમત પૂરી કરી બતાવીશ. હું તમને પરણી ચૂકી છું, એ આખું રાજ જાણે છે; પછી પરણેલી સ્ત્રી બીજાને કેમ પરણી શકશે?"

કદાચ જો વીરમદેવ દુરાગ્રહજ કરશે, તો મને મારું તમામ કામ કરતાં આવડે છે."

"એટલે?"

"સ્મશાનયાત્રા."

"શું તું આત્મહત્યા કરશે?"

"નહિ, આત્મહત્યા નહિ કરું, વીરમદેવના હાથે મરીશ. વીરમદેવની વીરતા જોઈશ."

સુરેખા આ શબ્દોથી મહા વ્યથામાં પડી. હંસાને કરગરતી એ કહેવા લાગી:

"બેન, તમે શું મારા ભાઈ સાથે લડશો?"

હંસા આનંદથી બોલી: "આ વાત લડાઈની નથી; ભાઈબેનના હેતની છે. વીરમદેવ મારો ભાઈ છે. તારો મા જાયો ભાઈ છે; મારો મોઢેથી બોલેલો છે, પણ તારા કરતાં એ મને ઓછો વહાલો નથી."

"ત્યારે તમે શું કરશો?"

"વીરમદેવના હાથમાં તલવાર આપીશ, સામે ઉભી રહીશ. મસ્તક એના ચરણમાં મૂકીશ, કહીશ કે 'ભાઈ હું વિવાહિતા સ્ત્રી છું, તમારી બેન છું, મારા તમારાં લગ્ન ન હોય, માટે માનો;' એ માનશે તો ઠીક છે; નહિ તો કહીશ કે 'લ્યો, મારું મસ્તક ઉતારી લ્યો.'

હંસાની એ વાત ન હતી, પણ આકાશના દેવને રૂદન કરાવે એવી કરૂણ કથા હતી. નાગબા અને સુરેખાની આંખો ભરાઈ ગઈ. હંસાએ આ બેઉના સામું જોયું અને ગદ્‌ગદ્ કંઠે બોલી:

"બેન સુરેખા, આ રડવાનો વખત નથી, આનંદ કરવાનો સમય છે. નાથ, આપ જાવ, વીરમદેવને કહો કે લગ્નની બધી તૈયારીઓ કરે. ઈશ્વર બધું સારૂ જ કરશે."

નાગભાની નસેનસ ખેંચાતી હતી. શરીરમાં તોડ થતો હોય, મૃત્યુ પાસે હોય એવી દશા હમણાં નાગભાની હતી. નાગભા ભૂમિ સામું જોઇ રહ્યો હતો. સુરેખા શોકમાં ડુબુંડુબું હતી. એટલામાં વીરમદેવના તરફથી માણસ આવ્યો, નાગભાને ખબર કરાવી કે 'દરબારમાં મહારાજા વીરમદેવ યાદ કરે છે.'

નાગભા વિચારમાં ને વિચારમાં દરબારમાં ગયો. એના મનની સ્થિતિ ડામાડોળ હતી. તે જાણે રણસંગ્રામમાં જતો હોય એવો આભાસ થતો હતો. ઘડીઘડી તેનો હાથ તલ્વાર પર જતો. ઘડીઘડી શરીરનાં રૂવેંરૂવાં ઉભાં થઈ જતાં. ઘડીઘડીમાં આકુળ થતો, અને ન કરવાના વિચારો કરતો.

વીરમદેવનો દરબાર ખીચોખીચ ભરાઇ ગયો હતો. નાગભાના આવવાની બધા વાટ જોતા હતા. વીરમદેવ પણ વિચારનિમગ્ન હતો. મનમાં હંસા હતી. હંસાને મેળવવા તે અતિ ઉતાવળો બન્યો હતો. હંસાની જ એને ઝંખના હતી. આજના દરબારમાં લગ્નને લગતી વાતો નીકળતી હતી. નાગભા ત્યાં આવી ચડ્યો. વીરમદેવની આંખોમાં નવીન તેજ પૂરાયું. તે હસ્યો, નમ્યો અને નાગભાને આદરથી આગળ બોલાવ્યો.

નાગભાના પગ જાણે પૃથ્વી પકડી રાખતી હતી; તે છતાં પોતે આગળ આવીને નિયત કરેલી જગ્યા પર બેઠો. નાગભા બેસે એટલામાં 'વીર નાગસિંહનો જય' એવો બારોટોના મોઢામાંથી જયનાદ નીકળ્યો. સભા ગાજી ઉઠી. નાગભા સમજ્યો: 'પ્રલયકાળ પાસે છે.' વીરમદેવે આનંદથી પુછ્યું;

"વીર, તમારી પ્રકૃતિ આજે કેમ છે?"

"ઠીક નથી."

"કેમ શું થાય છે?"

"થતું કાંઇ નથી, ઘણા દિવસથી બેસી રહ્યો છું એટલે મુંઝવણ થાય છે. હવે તો હાથ જરા હળવા કરવાનો વિચાર છે."

"હમણાં સર્વત્ર શાંતિ છે, કોઈ સ્થળે લડવા કે લડાઈ કરવા જેવું નથી. આજે હું તમારો સત્કાર કરવા માગું છું."

"શાનો સત્કાર?"

"તમારાં પરાક્રમનો."

"મારાં પરાક્રમ? મારાં પરાક્રમ એવાં કયાં છે કે જેના બદલામાં આપ મારો સત્કાર કરવાના છો? રાજન્! પરાક્રમ કરવાનો સમય તો હજુ આવે છે."

"સમય આવે ત્યારે પરાક્રમ કરજો, પણ તમે રાજકુંવરી હંસાને મેળવવામાં થોડું પરાક્રમ કર્યું નથી. તમો ન હોત તો, રાજકુંવરી મને મળત નહિ. એ તમારો ઉપકાર મારાથી ભૂલાય તેમ નથી. કહો, તમારા ઉપકારના બદલામાં હું તમોને શું આપું?"

નાગભા બેઠો ને બેઠો બળી જતો હતો. જીભ નિર્જીવ ચામડાં જેવી થઈ ગઈ હતી. બુદ્ધિ કામ કરતી ન હતી. શરીરનું લોહી ઠંડુંગાર થઈ ગયું હતું.

વીરમદેવ ફરીથી બોલવા લાગ્યો:

"વીરનર! જે ઇચ્છા હોય તે વિના સંકોચે માગો? તમારી માગણીને હું પાછી નહિ વાળું. સાથે એ પણ વચન આપું છું કે હંસાકુમારીનાં લગ્ન હું તમારા હાથે જ કરાવીશ અને એ વખતે તો તમો અરધી રાજગાદી માગશો તો પણ આપીશ."

નાગભા એકી નજરે આખા દરબારમાં આમતેમ જોવા લાગ્યો. તે દરબારને જોતો ન હતો, દરબારનું પાણી માપતો હતો અને જે પળ જાય તેમાં તલ્વાર કાઢવાની તેની ઇચ્છા હતી. પળેપળે તે ઉશ્કેરાતો અને ઉઠીને ઉભો થવા મથતો, પણ મનમાં મુંઝવણનો પાર હતો.

વીરમદેવ આ દશા જોઇને ચેતી તો ગયો, પણ એને એ વાત સ્વપ્નામાં પણ ન સૂઝી કે નાગભા હંસાનો ભરથાર હશે. પોતે જે વાત કરે છે તે હંસાની વાત નથી, પણ નાગભાની સ્ત્રીની વાત છે.

વીરમદેવ ચેત્યો, પણ માત્ર એટલુંજ ચેત્યો કે નાગભા વીફર્યો છે. એના હાથે કાંઇને કાંઇ તોફાન થવાનું છે. આવું સૂઝી આવવા છતાં તેણે કહ્યું:

"કેમ નાગભા! મારો સત્કાર તમને માન્ય નથી?"

નાગભાને કાંઇ વિચાર સૂઝ્યો, તેથી તે ઉઠ્યો અને બોલ્યો:

"હું તમારો સત્કાર માન્ય રાખીશ."

"તો માગી લ્યો. કહો તમે શું માગો છો?"

"આપ આપશો?"

"અવશ્ય આપીશ."

"હું હંસાને માગું છું. હંસાકુંવરી મને આપો."

નાગભાના શબ્દો સાથે આખો દરબાર ખળભળી ઉઠ્યો. એક પ્રકારનો હાહાકાર થઇ રહ્યો. સહુ કોઇ નાગભા તરફ તુચ્છકારથી જોવા લાગ્યા. વીરમદેવ બોલ્યો: "હંસા માગો છો કે મોત માગો છો?"

"બેઉ. બેઉ મને એટલાં જ વ્હાલાં છે! હંસા મારા મૃત્યુને સાટે છે!"

---

## પ્રકરણ ૪૨ મું

—:૦:—

### વીરમદેવનો હઠ.

---

નાગભાને વીરમદેવે માગવાનું કહ્યું. નાગભાએ ન માગવાનું માગ્યું. વીરમદેવના મનમાં જરા પણ વિચાર ન હતો કે નાગભા આવી માગણી

કરશે. નાગભાના મોઢા પર વીરતાની રેખા દેખાતી હતી. આખા દરબારને હણી લેવા જેટલો તે આતુર હતો. નાગભાનાં નેત્રો ન હતાં, પ્રખરતાથી સળગતો કોઈ અગ્નિકુંડ હતો.

વીરમદેવ બોલ્યોઃ

"હંસાને બદલે મૃત્યુ મળશે."

"એ હું સાંભળી ચૂકયો છું. મૃત્યુનો મને ડર નથી, તમારી સામે થવા જેટલું મારા બાહુમાં બળ છે."

"બળ બોલવાનું છે કે, કરી બતાવવાનું?"

"હું મોઢેથી બોલતો નથી; બોલું છું તો કદી ફરતો નથી."

"બોલેલું તો પાળો છો ને?"

"અવશ્ય."

"તો પછી હંસાને મારી સાથે પરણવવાનું તમે કહ્યું નથી? તમે તમારા બોલેલા બોલ ભૂલી જાવ છો?"

નાગભાએ એક નિસાસો નાખ્યો અને કહ્યુંઃ "મેં જે કહ્યું હતું તે મને યાદ છે; પણ રાજકુંવરીને મેળવનાર કોણ છે?"

"તમે!"

"તો પછી મારી મેળવેલી વસ્તુ પર તમારો અધિકાર નથી."

"તમો તો બીજાના રાજ પર વિજય મેળવો તેથી શું એ રાજ પણ તમોને મળે? તમારે વિચારવું જોઇએ. તમો રાજના નોકર છો. નોકરને પોતાના ગજા પ્રમાણે જ વસ્તુ મળે છે. નોકરે વિવેક છોડવાનો નથી. તમે રાજકુંવરીને મેળવી, તે મારા નોકર તરીકે. નોકર થઇ હવે એ ધર્મ તમે ભૂલી જાવ છો."

"હું માત્ર તમારો નોકર જ નથી; બનેવી પણ છું."

"રાજકાજમાં સગપણની વાત કામ લાગતી નથી."

"સગપણ કામ નહિ લાગે, તો તલવાર મારા હાથમાં છે."

"તમારી તલ્વાર તમારૂં મૃત્યુ લાવશે."

"શું તમે મને મારશો?"

"હા. હું પોતે તને મારીશ, જીવતો અને જીવતો બાળીશ."

"બસ કરો; બસ કરો."

નાગભાના શબ્દો હજી પૂરા નથી થયા, ત્યાં તો વીરમદેવની આંખ ફરી, અને ચાર જબરદસ્ત માણસો નાગભાની આસપાસ ફરી વળ્યા. નાગભાને પકડી લેવામાં આવ્યો. નાગભાએ છુટવાનાં ઘણાં ફાંફાં માર્યાં, તલ્વાર મ્યાનમાંથી કાઢવાની ઘણીજ તજવીજ કરી, પણ એ બધું વ્યર્થ ગયું. નાગભા કેદ થયો, દગાથી પકડાયો, તેને વીરમદેવના સામો લાવીને ઉભો રાખવામાં આવ્યો. વીરમદેવ ખડખડાટ હસવા લાગ્યો અને બોલ્યો: "હવે તો આ વેશમાં મારાં લગ્ન તમે જોશો ને? પછી તમારૂં બાહુબળ બતાવજો."

તરતજ વીરમદેવે દરબાર બરખાસ્ત કરવા આજ્ઞા કરી. દરબાર બરખાસ્ત કરવાની છડીનો જ્યાં પોકાર થાય છે, ત્યાં નાગભા બોલ્યો:

"વીરમદેવ! જાણો છો, રાજકુંવરી કોણ છે?"

"મારી મનોરમા છે, મારી હૃદયવલ્લભા છે."

"નહિ, તમે ભૂલો છો."

"મારી ભૂલ હું સુધારી બતાવીશ."

"તમો અંધકારમાં છો."

"જ્યાં સુધી હંસા મને નથી મળી, ત્યાં સુધી અવશ્ય હું અંધકારમાં છું, પણ હવે પ્રકાશ મારી પાસે આવી રહ્યો છે."

"વાંધો એ છે કે જેમાં તમે પ્રકાશ જુઓ છો તે પ્રકાશ નથી; પણ પ્રકટી રહેલો બળીકુંડ છે. જોજો, તમારૂં બળી ન લેવાય."

વીરમદેવે ફરી હાસ્યને છુટ આપી અને પોતે બોલ્યો:

"જરૂર મારો બળી દેવા વારો આવશે; કારણ કે તમારા હાથમાં બેડીઓ છે."



"તો પછી હંસાને મારીસાથે પરણાવવાનું તમે કહ્યું નથી?" પૃષ્ઠ ૩૮૩

નાગભા ઘણો જ ક્રોધે ભરાયો. પણ એનો ક્રોધ શા કામનો હતો?

નાગભા વધારે વાતચીત કરે કે ખુલાસો કરવા જાય, ત્યાં તો દરબાર બરખાસ્ત થયો નાગભા ન બોલી શક્યો.

વીરમદેવ તરતજ મહેલમાં ગયો, રાજજોષીને બોલાવ્યો અને લગ્ન માટે મુહૂર્ત માગ્યું.

જોષીએ રાજાની પ્રકૃતિ જોઇ અનુમાન કર્યું કે ઢીલ કરવામાં સાર નથી, એથી બીજા જ દિવસનું મુહૂર્ત આપ્યું.

હવે શું બાકી રહ્યું? તરતજ નગરમાં દાંડી પીટાઇ ગઇ. વીરમદેવના લગ્નની વાત આખા શહેરમાં ફેલાણી. આ વાત હંસાના કાન પર આવી ત્યારે એના મનની સ્થિતિ બદલાઇ ગઇ.

વિચાર કરતાં કરતાં એક જ વાત યાદ આવતી કે 'વીરમદેવે મને બેન કહી છે, બેન કહીને કન્યાદાન આપ્યું છે અને આ શું કરવા બેઠો છે?' આમ દિવસના બે પહોર ગયા. બે પહોરમાં તો ન થવાની તૈયારીઓ થઇ ગઇ. ગુરૂદેવને પણ આ વાતની ખબર પડી. તરતજ તે હંસા પાસે આવ્યા અને હંસાના મોઢાને જોઇ બોલ્યા:

"બાળા! આ તારી ભૂલે ન બનવાનું બન્યું."

"હા, એ હું જાણું છું. કહો શું કરવું?"

"લગ્ન અટકાવવાં જોઇએ."

"શી રીતે અટકશે?"

"ચાલ મારી સાથે."

"ક્યાં?"

"વીરમદેવ પાસે."

"પછી?"

"ખરો ખુલાસો પ્રગટ કર."

હંસાના એ મનોભાવ તો હતા જ. ગુરૂજીએ એ વાતને અનુમોદન આપ્યું. હંસાની હિંમત વધી. પોતે એજ વખતે ખેડુતના પોશાકમાં તૈયાર થઇ અને ગુરૂદેવની સાથે વીરમદેવને મળવા નીકળી.

વીરમદેવનો આનંદ આકાશમાં હતો. એના આનંદે સ્વર્ગને સંસારમાં ઉતાર્યું હતું. જ્યાં પોતાની બેઠક હતી ત્યાં રંગરાગ થઇ રહ્યો હતો, એટલામાં બહારથી દ્વારપાળ આવ્યો અને બોલ્યો:

" રાજન્ ! ગુરૂદેવ તથા ખેડુતકન્યા આવે છે."

વીરમદેવ સમજ્યો કે ખેડુતકન્યા પોતાના પતિની ભિક્ષા માગવા આવતી હશે; આથી તેણે મનમાં નકકી કર્યું કે ' જો નાગભા હંસાનાં લગ્નની કબુલાત આપે તો જ તેને મુકત કરવો.'

ગુરૂદેવ આવતાં મહેલનાં બધાં માણસ પગભર થઈ ગયાં. વીરમદેવ પણ નમ્યો અને બે હાથ જોડી કહ્યું: " કૃપાનાથ ! બીરાજો."

ગુરૂજીએ અજાણતાં કહ્યું :

" આ ધામધુમ શાની છે ?"

" આપને ખબર નથી ? કાલે મારાં લગ્ન છે !"

" તારાં લગ્ન ! કોની સાથે."

" હંસાકુમારી સાથે. હંસાકુમારીને લાવવામાં આવી છે, તે કયાં સુધી રોકી રાખવી ? હું આ વાત આપને, આ મારી બેન ખેડુતકન્યાને તથા સુરેખાને કહેવરાવવાનો હતો, પણ રંગરાગમાં ભૂલી ગયો."

" તું જાણે છે, હંસાકુમારી કોણ છે ?"

" એમાં જાણવાનું શું હતું ? એ રાજા ભગવતસિંહની પુત્રી છે. નાગભાએ તેને મેળવી છે. મારો તેની સાથે વિવાહસંબંધ થવાનો છે."

" નહિ! તેમ નહિ થાય."

" નહિ થાય તેનું કારણ ?"

" કારણ તારે જાણવું છે ?"

" હા, કહો."

" કહે, આ ખેડુતકન્યા કોણ છે ?"

" નાગભાની વિવાહિતા સ્ત્રી, મારા મોઢાની માનેલી બેન."

"એને તું બેન કહે છે?"

"આ તે કેવો પ્રશ્ન? એને મેં બેન કહી છે."

"અને હવે એ બેન સાથે તું લગ્ન કરવા તૈયાર થયો છે! શરમાતો નથી? જો, જો, એ ખેડુતકન્યા જ માત્ર નથી: હંસાકુમારી પણ એજ છે!"

ગુરુના એ શબ્દો પુરા થતાં હંસાએ ખેડુતકન્યાનો પોશાક રાજકુંવરીના વેશમાં ફેરવી નાખ્યો અને બોલી:

"વીરમદેવ, હું તમારી બેન છું, નાગબાની સ્ત્રી છું, પરણેલી છું; મને ક્ષમા કરો."

વીરમદેવનાં રૂંવેરૂંવાં સળગવા લાગ્યાં. તે આંખમાંથી અંગાર વરસાવતો બોલ્યો:

"શું તેં મને ઠગ્યો?"

"નહિ."

"ત્યારે આ શું કર્યું?"

"મારા ધર્મની રક્ષા કરી છે. આજથી વર્ષો પહેલાં હું નાગબાને વરી છું. નાગબા મારો સ્વામી છે. વચમાં તમો આવો છો એમ જ્યારે મને ખબર પડી, ત્યારે મારે આમ કરવું પડ્યું."

વીરમદેવે હોઠ કરડ્યા અને કહ્યું:

"અને હવે તું છુટી શકશે? નહિ. તારે મારી સાથે લગ્ન કરવાંજ જોઇશે, હું તને છોડનાર નથી."

"હું તો તમારી બેન છું."

"મેં બેન કહી છે, પણ તને નહિ; ખેડુતકન્યાને."

"હું જ ખેડુતકન્યા છું."

"કોણ કહે છે? તું તો રાજકુંવરી છે. રાજકુંવરી મારી બેન! હું એને મારી બેન માનુંજ નહિ."

ગુરૂદેવ ગુસ્સાથી કહેવા લાગ્યા:

"શું આ વીરમદેવ બોલે છે?"

"હા, હું બોલું છું અને લગ્ન પણ હુંજ કરીશ. તમે મને ઠગવા માગો છો? હું એ ઠગાઈ નહિ સાંખું. એ ઠગાઈનો બદલો હું પૂરેપૂરો વાળીશ."

"વીરમદેવ, તું રાજા છે. તારાં વચનો ઇશ્વરી વચનો હોવાં જોઇએ."

"ગુરૂદેવ, આવી પ્રપંચજાળ તમે રમશો એમ મેં નહોતું ધાર્યું! તમે પ્રપંચ રમો છો તો પછી મને શો વાંધો છે?"

ગુરૂજીએ ઘણા ઘણા દાખલા દીધા, રાજધર્મ સમજાવવા ગોઠવણ કરી, પણ વીરમદેવ ન માન્યો. એ તો હઠ લઇને બેઠો કે, બસ મારાં લગ્ન રાજકુંવરી સાથે થશે અને અવશ્ય થશે; મને રોકવાની શક્તિ કોનામાં છે?

એક તરફ નાગભા કેદખાનામાં હતો, બીજી બાજુ વીરમદેવ આવી હઠ પકડીને બેઠો હતો. હંસાની આંખો આંસુથી તર હતી. તે રડતાં રડતાં કહેતી હતી: 'હું મારા પ્રાણ આપીશ, પણ તમારી સાથે લગ્ન તો કદિ નહીં કરૂં.'"

"એ હું જાણું છું. તું પ્રાણ આપશે, પણ પ્રાણ આપે એવો સમય હું આવવાજ નહિ દઉં. કદિ તારી ઇચ્છા પ્રાણ આપવાની હોય તો ભલે; લગ્ન થયા પછી તારે મરવું હોય તો આનંદથી મરજે; પણ હું મારી પ્રતિજ્ઞા અવશ્ય પૂરી કરીશ."

## પ્રકરણ ૪૩ મું

:o:

## સુરેખાની યુક્તિ

હંસાના હૈયામાં હોળી હતી. અંતરમાંથી ઉન્હા ઉન્હા નિસાસા નીકળતા હતા. ચાર દિશામાં અંધકારનુંજ જાણે સામ્રાજ્ય હંસા અનુભવતી હતી.

નાગભાના હાથમાં બેડીઓ પડી હતી. આ બેડી બીજી વાર હતી.

લગ્ન નક્કી થઇ ગયાં, સુરેખાને ખબર પડી અને તરતજ તે હંસાને મળવા દોડી. હંસાના રાજમહેલની આજુબાજુ ચોકી પહેરા હતો, એટલુંજ નહિ, પણ હંસાના ઓરડામાં કાંઇ દગાબાજી ન થાય તેની સંભાળ રાખવા સહુને ચેતવ્યાં હતાં. હંસા આપઘાત ન કરે એનું ધ્યાન રાખવાને આજ્ઞા થઈ હતી.

સુરેખા હંસાના મહેલ પર આવી, પણ મહેલમાં જવા માટે તેને રજા ન મળી. સુરેખા હતાશ થઇ અને આવી હતી તેમજ પાછી વળી; મનના ભાવો મનમાં રહ્યા. 'હવે શું કરવું", એ પ્રશ્ન સુરેખાના મનમાં થયો.

મારા ભાઇનાં લગ્ન? કોની સાથે? હંસા સાથે. મારી બેન અને તે પણ વિવાહિતા સ્ત્રી સાથે? વિવાહિતા સ્ત્રીનાં લગ્ન હોય? એ મહા પાપ થાય. એમ થાય તો પૃથ્વી ભાર ઝીલી શકે ખરી? હંસા જેવી મારી બેન છે, એવીજ મારા ભાઇની પણ છે. તો શું એ બેન સાથે લગ્ન કરશે? નહિ. એ લગ્ન હું અટકાવીશ.' આટલું બોલતાં એને બીજી યુક્તિ સુઝી. પોતે ત્યાંથી ઉઠી અને વીરમદેવ પાસે આવવા નીકળી.

વીરમદેવ મસ્તીમાં મસ્ત હતો. એના મનમાં આનંદના ફુવારા ઉડતા હતા. સુરેખાએ આવી ભાઇનાં ઓવારણાં લીધાં; પછી હંસીને બોલી:

"ભાઇ, આ વાતથી મને અજાણી કાં રાખી?"

"તને ખબર નથી મળી?"

"મળી છે, પણ એ ખબરમાં આનંદ સાથે શોક પણ છે."

"શોકની મને કશી પરવા નથી."

"ન હોય, એ સ્વાભાવિક છે, પણ ખેર, હું એક વાત પુછું છું?"

"ખુશીથી પુછ."

"રાજકુંવરી રાજી છે?"

"નથી."

"તો પછી એની સાથે લગ્ન કરવાથી ફળ શું પ્રાપ્ત થશે?"

"સુરેખા, મારો વિચાર પૃથ્વી ફરે છતાં ફરવાનો નથી."

"હું વિચાર ફેરવવા નથી આવી, પણ સહાય થવા આવી છું."

વીરમદેવ આ શબ્દો સાંભળતાં નરમ હસ્યો. પોતાના લાભની વાત એને બહુ ગમી. તે બોલ્યો:

"તું મને શી સહાય થશે?"

"હું હંસાને સમજાવીશ."

"એ તારાથી સમજશે?"

"જરૂર સમજશે. ભાઇ, સ્ત્રીનું હૃદય સ્ત્રી જાણે છે."

વીરમદેવને આ વાત ગળે ઉતરી અને બોલ્યો:

"તું હંસા પાસે જઇશ?"

"હા."

"પણ ત્યાં કોઇ માણસ રહેવું ન જોઇએ. તમો બહાર પહેરો રાખજો. જો ઓરડામાં કોઇ આવશે તો વાત બગડી જશે."

"જો જે તું તારા પતિનું ન ખેંચતી, વાત ઉંધી ન વાળતી."

"મારા પર વિશ્વાસ રાખો."

વીરમદેવને વિશ્વાસ આવ્યો અને સુરેખાને મહેલમાં મોકલી. તરત ત્યાંથી તે હંસાના મહેલ પર આવી. અનુચરે આજ્ઞા સંભળાવી, સુરેખા માટે કોઇએ વાંધો ન લીધો અને તે હંસાના ઓરડમાં આવી. પ્રથમ તો તેણે બધાં દાસદાસીઓને વિદાય કર્યાં. તે પછી હંસા તરફ ફરી. હંસા મૂચ્છિંત જેવી પડી હતી. સુરેખાએ હંસાનો હાથ હલાવ્યો. હંસા જાગ્રત થઇ અને સુરેખા સામું જોવા લાગી. હંસા બોલી:

"સુરેખા, આ તે તારો ભાઇ છે કે કાળ?"

"કાળ છે, પણ હું એને મારો ભાઇ કહ્યા વગર રહી શકતી નથી."

"તું શું કામ આવી છે?"

"તમોને આશ્વાસન દેવા."

"શાનું આશ્વાસન? લગ્નનું! તું શું મને એમ કહેવા આવી છે કે હંસા તું લગ્ન કરી લે, પણ નક્કી માનજે, સવાર પહેલાં હું મારા પ્રાણ પાડી નાખીશ."

"સહુ કોઇ મરે છે, પણ વીરરમણી એમ મરતી નથી. આત્મહત્યા કરવી એ મૃત્યુ નથી; પાપ છે. તલ્વાર તમોને વરી છે; તેનું પાણી રાખો."

હંસામાં જીવન આવ્યું. આંખમાં વીરતા ચમકવા લાગી. શરીરમાં શુધ્ધ ક્ષત્રિયાણીનું લોહી ઉછળવા લાગ્યું. પોતે સુરેખાના બેઉ ખભા પકડીને કહેવા લાગી:

"સુરેખા, હું તલ્વારનું પાણી રાખીશ, એને નહીં લજાવું, આત્મહત્યા નહી કરૂં. જીવીશ તો જીવી બતાવીશ, મરીશ તો મરી બતાવીશ. બેન નાથના કંઇ સમાચાર?"

"કાંઇ નથી. કેદમાં છે એટલું જાણું છું."

"એમને છોડાવવાનો ઉપાય?"

"તમો કેદમાંથી છુટો તે પછી."

"પણ તે પહેલાં તું કાંઇ નહીં કરે?"

"આવી ચિંતા તમો શા માટે કરો છો? એ કેદખાનાથી ડરે એવા નથી. સમય આવતાં એ કેસરીસિંહ આપોઆપ છુટા થશે."

હંસાને આ વાતથી શાંતિ થઇ. થોડીવાર પછી તે બોલી:

"ત્યારે હવે તારી શી ઇચ્છા છે?"

"તમો લગ્ન માટે તૈયાર થાવ."

"આ તું શું બોલે છે? હું પરણેલી છું."

"એ હું જાણું છું. તમો લગ્ન માટે ઇચ્છા બતાવો. મારા ભાઇને કહેવરાવો કે હું લગ્ન માટે રાજી છું. આઠ દિવસની

મુદત માંગો. આઠ દિવસ મળતાં આપણે આકાશપાતાળ એક કરીશું.''

હંસાને આ વાત ન ગમી. પોતે પ્રત્યુત્તર આપતાં કહેવા લાગી:

“મારાથી એ બનવાનું નથી. જે બનવાનું હોય તે કાલે ભલે થાય.''

“પણ હું કહું છું તેમ કરો તો કશું મુઝાવાનું નથી.''

“વારૂ, તારા કહેવા પ્રમાણે કરૂં તો શું થશે?''

“આપણો વિજય.''

“કેવી રીતે?”

“તમો મારા ભાઇને કહી મોકલાવો અને પછી રમત જુઓ. આઠ દિવસ મળે તો બધાં સારાં વાનાં થાય.''

હંસા આધીન થઇ ગઇ. સવારે વીરમદેવને સમાચાર કહાવવાનું નક્કી કર્યું. સુરેખા ઉઠીને પોતાના ભાઇ પાસે ગઇ. ભાઇ સુરેખાની વાટ જોતો હતો. સુરેખા ફરી વળતાં વીરમદેવે આતુરતાપૂર્વક પુછ્યું:

“કાં, સુરેખા, શું કરી આવી?”

“વિજય.''

“એટલે?”

“સવારે હંસા તમોને ખુશીના સમાચાર કહેવરાવશે.”

“સવારે તો લગ્ન થવાંજ જોઇએ.''

“લગ્ન થશે. સવારે નહિ તો બે દિવસ પછી થશે.”

“નહિ, બે દિવસ પછી નહિ, કાલેજ થવાં જોઇએ; લીધેલાં લગ્ન તે અટકતાં હશે?''

“ખરૂં કહું છું. આ લગ્ન નથી, પણ બળાત્કારનું લખત છે. બળાત્કારે કાલેજ લગ્ન કરશો તો આખો ભવ રીબાવાનું રહેશે; હંસાના કહેવા પ્રમાણે કરશો તો જીવન સફળ થશે.''

વીરમદેવને આ વાત ઠીક લાગી. સુરેખા આવી રીતે પાટીયાં ગોઠવીને મહેલમાં જવા તૈયાર થઇ. જતાં પહેલાં પોતાને પોતાનો સ્વામી યાદ આવ્યો, છુટકારો કરવાની માગણી કરવા મન થયું, અને બોલી:

"ભાઇ, મારા નાથને......"

"લગ્ન મંડપમાં છુટ્ટો કરીશ."

વીરમદેવની આંખો બળતા અંગારા જેવી થઇ ગઇ. સુરેખા વધારે તંત ન કરતાં ત્યાંથી પોતાના મહેલમાં આવી.

સવાર પડી, સૂર્ય ઉગ્યો અને હંસા તરફથી નીચેની પત્રિકા વીરમદેવને મળી:

"હું લગ્ન માટે તૈયાર છું. મારા મનની સમાધાની થવા સારૂ આઠ દિવસની મહેતલ આપો."

લી. હંસાકુમારી."

વીરમદેવને આ વાતની પ્રથમથીજ માહીતી મળી હતી; એટલે હંસાની વાત કબુલ કરવામાં એને કશી અડચણ ન દેખાણી.

સુરખા રોજ હંસાને મળતી, રોજ નવીનવી બાજી ગોઠવતી. એમ કરતાં આઠ દિવસ પૂરા થયા અને હંસાનાં લગ્નની ઘડીઓ આવી. હંસાનું સખીમંડળ બધું સુરેખાએજ ગોઠવ્યું હતું; બધી સખીઓને અને દાસીઓને ભેદથી ચેતાવી હતી; એટલે કાંઇ પણ નવાજુની થાય તો કોઇને બોલવા જેવું ન હતું. જ્યારે લગ્નનો સમય આવ્યો ત્યારે સુરેખા બોલી:

"હંસા, તારાં લગ્નનો પોશાક મને પહેરાવ."

હંસા ચમકી. એનો તો જાણે શ્વાસજ ઉડી ગયો. પોતે ન સમજી શકી કે સુરેખા શું બોલે છે. હંસાએ સુરેખાના પ્રશ્નનો પ્રત્યાઘાત કર્યો:

"મારાં લગ્નનો પોશાક તને આપું?"

"હા."

"શા માટે?"

"મારે ભાઇ સાથે–"

"આ તું શું કહે છે?"

"બેન, તું મારી બેન છે. વીરમદેવની પણ બેન છે. એ બેન સાથે જ લગ્ન કરવા માગે છે; તો પછી મને આ તારાં લગ્નનો પોશાક પહેરાવી લગ્નમંડપમાં વળાવ. હું લગ્નમંડપમાં જાઉં અને ભાઇના હાથમાં....."

હંસા તો આકુળવ્યાકુળ થઇ અને કહેવા લાગી:

"સુરેખા, પૃથ્વી રસાતાળ જશે."

"ભાઇની ઇચ્છા છે કે પૃથ્વી રસાતાળ જાય."

"આ તું શું બોલે છે? શું ભાઇ સાથે બેનનાં લગ્ન?"

"હા, ભાઇ સાથે બેનનાં લગ્ન!"

"તું ગાંડી થઇ ગઇ છે કે શું?"

"ના, હું ગાંડી નથી થઇ. મને મારું ભાન છે. હું લગ્નમંડપમાં તો અવશ્ય જઇશ."

"સુરેખા, મંડપમાં જઇને તું શું કરશે?"

"તમને બચાવીશ. મેં મારા નાથને વચન આપ્યું છે કે હું ખેડુતકન્યાની આજ્ઞામાં રહીશ. એના પર આવતી આપત્તિ હું મારા માથે લઇશ. આજે એ સમય છે. તમારી આપત્તિ ટાળવા હું મારા નાથ સાથે વચનથી બંધાઇ છું."

"હું તને એ વચનમાંથી મુકત કરું તો?"

"તમે મુકત કરશો, પણ મારો ભાઇ તમોને મુકત કરનાર નથી. જો તમારે મુકત થવું હોય તો મારી યુક્તિને માન્ય કરો. તમે શું એમ જાણો છો કે વીરમદેવ મારી સાથે લગ્ન કરશે?"

"નહિ."

"પછી ગભરાવાનું શું છે? તમે મને લગ્નપોશાક પહેરાવો. મારી સાથે મંડપમાં આવો. મંડપમાં શું થાય છે તે જુઓ."

"હંસા સમજીને એકમત થઈ અને લગ્નનો પોશાક પહેરી સુરેખા મંડપમાં ચાલી.

આજે લગ્નનો દિવસ હતો. વીરમદેવને બીજી કોઇ વાત સાથે કામ ન હતું; પણ નાગભાને પોતાની સમક્ષ લાવવાનો વિચાર થયે તરતજ પહેરેગીરને આજ્ઞા કરી નાગભા ને જાલીમસિંહ બેઉ ભાઇને મંડપમાં બોલાવ્યા.

સુરેખા લગ્નના પોશાકમાં સજ્જ થઇ વીરમદેવના સામે આવીને ઉભી રહી. હંસાએ પોતાનો અસલ પોશાક ધારણ કર્યો. એ ખેડુતકન્યા થઇ ગઈ, પણ લગનમંડપમાં ન આવી, બહારજ રહી.

હંસા દરવાજામાં ઉભી હતી. સુરેખા મંડપમાં જઇને ઉભી રહી. નાગભા અને જાલીમસિંહને મંડપમાં હાજર કરવામાં આવ્યા. વીરમદેવ મુછે તાલ દઇ નાગભા પ્રત્યે ફર્યો અને બોલ્યો:

"સરદાર, આવો તમારા હાથેજ મારો હસ્તમેળાપ કરાવો."

નાગભાની દશા અવદશા થઇ ગઇ. એના શરીરનું લોહી જાણે ચુકાઇજ ગયું. રગેરગ ખેંચાવા લાગી. તેની આંખમાં ભયંકર ભડકા બળતા હોય એમ ભાસ થતો હતો. વીરમદેવના શબ્દોનો ઉત્તર તેણે ન આપ્યો.

"વીરમદેવે ફરી તુચ્છકારપૂર્ણ નેત્રોથી કહ્યું: "કેમ, સરદાર, સાંભળતા નથી! આવો, હસ્તમેળાપ કરાવો."

નાગભા હજી પણ ન બોલ્યો. વીરમદેવ કહેવા લાગ્યો: "નાગસિંહ, તમે જાણો છો, હું રાજકુંવારી સાથે બળાત્કારથી લગ્ન નથી કરતો; એ તો રાજી થઇને મને વરવા આવી છે."

"નાગભા આશ્ચર્યથી બોલ્યો:

"રાજી થઇને વરવા આવી છે?"

"હા, તમોને મારૂં કથન અસત્ય લાગતું હોય તો પુછી જુઓ."

નાગભાએ એક નિશ્વાસ નાખ્યો. પોતાના ભાઇ તરફ દ્રષ્ટિ ગઇ. બેઉ ભાઇનાં નયનો મળ્યાં. જાલીમસિંહ જાલીમ થઇ કહેવા લાગ્યો:

"નાગભા, તારી વફાદારીનો બદલો લે. ભાઇના હાથમાં બેડીઓ નાખનારા, જો તારી નજર સામે શું થાય છે?" વીરમદેવ કહેવા લાગ્યો:

"તમોને પકડવાને નાગભાને મોકલનાર કોણ? તમારા ભાઇને પગાર આપનાર કોણ? એણે ભલે તમોને કેદ કર્યા પણ એ મારા એક નોકર તરીકે. નોકર જે લાભ મેળવે તે તેના માલીકનો ગણાય. નોકરને પોતાના પગારથી કામ, માલ પર દ્રષ્ટિ એ કરી ન શકે."

જાલીમસિંહ હસવા લાગ્યો અને બોલ્યો: "તમારૂં કહેવું ખરૂં છે."

વીરમદેવે અનુચરને આજ્ઞા કરી: "જાલીમસિંહને છુટો કરો."

આજ્ઞા થતાં જાલીમસિંહની બેડીઓ તુટી ગઇ. નાગભા આ દ્રશ્ય દુ:ખપૂર્ણ નેત્રે જોઇ રહ્યો. વીરમદેવ કહેવા લાગ્યો:

"નાગભા, હવે શી ઇચ્છા છે?"

"ઇચ્છા? શસ્ત્ર વગરનો હું મારી ઇચ્છા શું બતાવું? છતાં મારી ઇચ્છા જાણવાજ માંગતા હો તો એક તલ્વાર મારા હાથમાં આપો."

"તલ્વારને શું કરશો?"

"તમારા મસ્તક સાથે એનાં લગ્ન કરીશ."

"મસ્તક સાથે પછી લગ્ન કરજો. પ્રથમ આગળ આવી રાજકુંવરી સાથે મારો હસ્તમેળાપ કરાવો."

વીરમદેવ આગળ વધ્યો સુરેખાની આગળ ગયો. સુરેખાનું સ્વરૂપ બદલાઇ ગયું. નાગભાના મનમાં સંકલ્પવિકલ્પ થવા લાગ્યા. વિચાર કરવા લાગ્યો કે; 'રાજકુંવરીને આ શું સુઝ્યું? જરૂર એની આમાં કાંઇ યુક્તિ હોવી જોઇએ.' આથી તેને ખુલાસો પુછવાની જીજ્ઞાસા થઈ અને બોલ્યો:

"રાજકુંવરી, આ શું કરો છો?"

"ભાઇની સાથે લગ્ન!"

નાગભા ચમક્યો અને બોલ્યો: "ભાઇની સાથે લગ્ન ?

"હા, મારા ભાઇની એજ ઇચ્છા છે, તો ભલે મારી સાથે લગ્ન કરે." અવાજ માટે તરતજ વીરમદેવને શંકા થઇ. એટલીજ શંકા નાગભાને થઇ. વીરમદેવ બોલ્યો:

"આ આવાજ રાજકુંવરીનો નથી."

સુરેખાએ કહ્યું:

"તમારે રાજકુંવરીથી શું કામ છે ? તમારે લગ્ન કરવાં છે ને? રાજકુંવરીને તમે બેન કહી છે અને બેન સાથે લગ્ન કરવા તૈયાર થયા છો. જ્યારે બેન સાથે લગન કરવાં છે તો આવો, હું ઉભી છું." આમ કહી સુરેખાએ ઘુંઘટનો પટ કાઢી નાખ્યો. વીરમદેવ થરથર કંપવા લાગ્યો. તે બોલ્યો: "કોણ સુરેખા?"

સુરેખાએ કહ્યું: "હા."

"ઓ ઝેરી નાગણી! તેં મને ઠગ્યો!"

"નહિ, મેં તમને ઠગ્યા નથી. મેં તો..."

"તેં તો મારા સાથે ન કરવાનું કર્યું, પણ યાદ રાખજે હું તને જીવતી ને જીવતીજ દાટી દઇશ."

"તમારા જેવા ભાઇ પાસેથી હુ બીજી શી આશા રાખવાની હતી? ભલે મને જીવતીને જીવતી દાટી દ્યો."

વીરમદેવ ક્રોધમાં આવીને કહેવા લાગ્યો: "તારી વાત પછી, પહેલાં આ નરપશુ નાગભાને અહીંને અહીં વધેરી નાખવો જોઇએ. સરદારો, ચલાવો, એના પર તલ્વાર!"

વીરમદેવના શબ્દો નીકળવા સાથે તલ્વારો નીકળી પડી, પણ નાગભા પર વાર થાય તે પહેલાં ખેડુતકન્યા ત્યાં તલ્વાર લઇને આવી પહોંચી. દરવાજા પર ઉભેલા દ્વારપાળના નાક પર ઠોંસો લગાવી, તેણે

તલ્વાર પડાવી લીધી હતી. નાગભા પર હજી તલવાર તોળાણી છે ત્યાં હંસાએ આવી ગર્જના કરી:

"ખબરદાર !"

સરદારો ચમકયા. ખેડુતકન્યાની તલ્વાર વિજળી થઇને પડતી હતી જોતજોતાંમાં હંસાએ બે ચારને ભોંયભેગા કર્યા અને વીરમદેવની સામે આવી બોલી:

"મેં તને ભાઇ કહ્યો છે, યાદ રાખજે કે મારા નાથને જરા પણ અલવલ આવી છે તો તું જીવતો રહેવાનો નથી."

મંડપમાં કોલાહલ થઇ રહ્યો. કોઇ ભાગ્યો અને કોઇને નાગભાએ પગની પાટુથી ઠાર કર્યો. કોઇને મસ્તક મારીમારીને મરણ તોલ કર્યો અને થોડીજ પળમાં નાગભા છુટ્ટો થયો. છુટ્ટો થતાંજ તેણે ત્રાડ પાડી: "હંસા, તું હઠી જા; મારી સામે એને આવવા દે."

વીરમદેવના શરીરમાં થથરાટ થયો. હંસા બોલી:

"સ્વામી, એ વીર નથી, કાયર છે. કાયરને આ સૃષ્ટિ પર જીવવાનું કશું કામ નથી, કાયર પુરૂષના હાથમાં રાજ્ય ન હોવું જોઇએ."

વીરમદેવને શું કરવું તેની કશી ખબર ન પડી. નાગભા હાથમાં તલ્વાર ખેંચી ઉભો હતો. સૈનિકો એના પર તૂટી પડવાની તૈયારીમાં હતા. નાગભા તલ્વાર સાથે પુદડી ફરવા લાગ્યો. સુરેખાએ લગ્નનો પોશાક ત્યાંજ ઉતારીને ફેંકી દીધો. નાગભા, હંસા ને સુરેખા મંડપની બહાર આવ્યાં. જાલીમસિંહ વીરમદેવની વારે થયો અને પડકાર કર્યો કે:

"પકડો પાજીને !"

જાલીમસિંહના પડકારથી વીરમદેવ પણ બોલ્યો: "પકડો ! પકડો !"

આગળ નાગભા અને પાછળ સામંતો. આગળ જતાં યુધ્ધનો ભેરી-નાદ થયો. હવે નાગભા માટે લડવા જેવું ન રહ્યું. ગમે તેમ કરી નાસી છૂટવાનુંજ હતું.

એટલામાં સુરેખાનો કોઇ વિશ્વાસુ નોકર ત્યાં આવ્યો. સુરેખા બોલી:
"ત્રણ રેવંત જોઇએ."

અનુચર બોલ્યો: "તમે આવો, હું તયાર રાખું છું."

નાગભા તલ્વાર કુશળતાથી ચલાવતો હતો. હંસા પણ એવીજ વીરરમણી હતી. સામે સોથી બસો માણસો નીકળી આવ્યાં હતાં. નાગભાને બસો માણસોની કયાં પરવા હતી ? એ તો બસો માણસની વચમાં પડયો. જતાં જતાં પણ આવે એટલાના જીવ લેતા જવું એ એનો મનસુબો હતો. હંસા પણ એજ નિશ્ચય પર હતી. વીરહાક વાગવા લાગી. નાગભા કેસરીયો થઇને કૂદી પડયો અને બધાને કહેવા લાગ્યો:

"શા માટે બકરાંની માફક મરવા આવો છો?"

એમ કરતાં એક કલાક થઈ ગયો. કલાકમાં રસ્તો સાફ થઇ ગયો. હંસા સુરેખા અને નાગભા અનુચરની પાસે આવ્યાં. ઘોડા ચાર હતા. નાગભા સુરેખા તથા હંસાને ઘોડે બેસારી બોલ્યો:

"તમે જાવ, હું માતાને લઇને આવું છું"

"નહિ, તમે ચાલો, માતા ગુરૂજીની રક્ષામાં છે. માતાને ઉની આંચ પણ આવવાની નથી." નાગભા કોણ જાણે શાથી હંસા અને સુરેખાના કહેવાથી ભોળવાયો અને સાથે ચયો. ત્રિપુટીએ ઘોડા પર પલાણ નાખ્યાં અને લગામ ખેંચી.

થોડે દૂર જતાં ઘોડેસ્વારો પોતાની પાછળ આવતા જણાયા.

---

## પ્રકરણ ૪૪ મું.

—:૦:—

### લડાઇનો નિશ્ચય

—:૦:—

હંસા હાથમાંથી જતાં વીરમદેવ વ્યાકુળ થઇ ગયો. કોઇ પણ પ્રકારે નાગભાને ઠાર કરવાનો તેણે નિશ્ચય કરી લીધો.

જાલીમસિંહને ભાઇના તરફ મમતા હતીજ નહિ. ભાઇના અવળા આચરણથી પોતે પકડાયો હતો. પોતાના હાથમાં બેડીઓ પડવાનું કારણ નાગભા હતો. આવાં કારણને લઇ તે વીરમદેવનો સહાયક થયો.

આખા રાજમાં વીરમદેવ પર નિંદાનો વરસાદ વરસવા લાગ્યો. વીરમદેવથી એ વાત સહન ન થઇ. બીજે દિવસેજ દરબાર ભરી બધા સરદારોને બોલાવ્યા અને ભરદરબારમાં બોલ્યો:

"સરદારો, નાગભાને પકડવા કોણ જાય છે?"

વીરમદેવના પ્રશ્નનો ઉત્તર કોઇના તરફથી ન મળ્યો. વીરમદેવનો ગુસ્સો વધારે વધ્યો. સરદારોને ઉદ્દેશીને ફરી કહેવા લાગ્યો:

"શું મારા અપમાનનો બદલો કોઇથી વાળી શકાય તેમ નથી?"

બધા વિચારમાં તલ્લીન હતા પણ કોઇના મોઢામાંથી અવાજ નીકળતો ન હતો. અચાનક એક સરદારે કહ્યું:

"રાજન્, એક યુક્તિ છે !"

"શી યુક્તિ છે?"

"નાગભા એની માતાને બહુજ ચાહે છે."

" પછી?"

"આપ એની માતાને કેદમાં નાખો."

"માતાને કેદમાં નાખવાથી લાભ?"

"લાભ ઘણોજ છે. નાગભાની માતાને કેદમાં નાખી આજુબાજુનાં રાજમાં ખબર મોકલાવો કે નાગભાની માતાને કેદમાં નાખવામાં આવી છે. જો નાગભા પોતે આવીને હાજર ન થાય તો એની માતાને રીબાવી રીબાવીને મારી નાખવામાં આવશે."

બીજાએ આ વાતને અનુમોદન આપ્યું અને કહ્યું:

"હા, એમ કરવાથી નાગભા અવશ્ય આપણા હાથમાં આવશે."

વીરમદેવને આ યુક્તિ સારી લાગી અને નાગભાની માતાને પોતાની પાસે પકડી લાવવા આજ્ઞા કરી.

બીજી તરફથી જાલીમસિંહને પણ છુટો કરી પોતાની પાસે બોલાવ્યો. જાલીમસિંહ તો ભાઇનો શત્રુજ થઇને બેઠો હતો. વીરમદેવે જાલીમસિંહને પુછ્યું:

"તમારા ભાઇનું કામ જોયું?"

"મારે જોવાની શી જરૂર છે? કહો, તમે મારા ભાઇનાં કામ જોયાં?"

"મને ખબર ન હતી કે નાગભા આવો છે!"

"એવો ન હોય તો હું મારી પાસેથી દૂર કરૂં?"

"વારૂ, પણ હવે શું કરવું?"

"તમારી મરજી હોય તેમ કરો."

"તમે મદદ નહિ કરો?"

"હું શી મદદ કરૂં?"

"તમો નાગભાને પકડી લાવો."

"શા માટે?"

"એનો આ અપરાધ શું જેવોતેવો છે?"

"એના અપરાધની વાત પછી. પહેલાં મને એ બતાવશો કે મારો શો અપરાધ હતો કે મને પકડી મંગાવ્યો? તમારી લાલસા પૂરી

કરવા મને ફસાવ્યો. મને કેદખાનામાં નાખવાથી તમોને રાજકુંવરી મળી? અમસ્થા હેરાન થયા; બેઆબરૂ થયા."

"એ બધી વાતનો બદલો હું વ્યાજ શીખે લઇશ."

"કોનાથી?"

"નાગભાથી; નાગભા નહિ મળે તો એની માતાથી."

"જાણો છો એની માતા કોણ છે?"

"જાણું છું એ તમારીયે માતા છે."

"પછી મારી નજર સામે તમે મારી માતાપર જુલમ કરશો અને હું સાંખી શકીશ? રાજન, અવશ્ય માનજો કે તમારૂં રાજાસિંહાસન નહિ રહે, તમે નહિ રહો, બધું માટીમાં મેળવી દઇશ."

"તમારી વાતોથી હું ડરતો નથી. તમોને વિચાર છે કે તમે ક્યાં ઉભા છો?"

"હું જ્યાં ઉભો છું ત્યાં રણમેદાન કરતાં મને આવડે છે. માટે મારી માતાની વાત તમે મુકી દ્યો."

વીરમદેવ મુંઝાયો, પણ ફરી પોતે પુછવા લાગ્યો:

"તો શું તમે મને મદદ નહિ કરો?"

"મદદ જરૂર કરીશ, કારણ કે નાગભાએ ભાઇનું સગપણ રાખ્યું નથી."

"મને માત્ર તમારી મદદનીજ જરૂર છે."

"તે હું આપીશ."

"વારૂ, તો હવે શાં પગલાં ભરવાં?"

"તમો સૈન્ય તૈયાર કરાવો."

"પછી?"

"હંસાના બાપના રાજ પર ચડાઇ કરો."

"ત્યાં ચડાઇ શા માટે?"

"નાગભા સાસરાનાજ રાજમાં ગયો હશે. બીજા સ્થળે તેને આશ્રય મળે તેમ નથી. ભગવતસિંહનું રાજ છિન્નભિન્ન કરી આખરે હું આને પકડી મંગાવો, નાગભાના હાથમાં બેડીઓ પહેરાવો."

"એ કેવી રીતે બનશે?"

"બનશે. મારા પર વિશ્વાસ રાખો."

વીરમદેવે તરતજ તૈયારીનો હુકમ આપ્યો.

આ તરફ વીરમદેવ તરફથી નીકળેલો દૂત ગુરૂજીની પાસે આવ્યો અને વીરમદેવની આજ્ઞા રજુ કરી. ગુરૂજીની આંખો ગરમ થઈ ગઈ. તે બોલ્યાઃ

"કાળ આવ્યો હોય છે ત્યારે એમજ થાય છે."

ગુરૂજી અને નાગભાની માતા રાજદરબારમાં આવ્યાં. આવતાંજ પુછ્યું:

"વીરમદેવ, શું ધાર્યું છે?"

"મેં આપને નથી બોલાવ્યા."

"હું જાણું છું તેં મને નથી બોલાવ્યો, તારા કાળને બોલાવ્યો છે. તું તારા વેરનો બદલો આ વૃદ્ધ સ્ત્રી પર લેવા માગે છે? તું તારા અપમાનનું વેર આ ગરીબ ગાય પર લેવા ઇચ્છા રાખે છે!"

વીરમદેવ થથરી ગયો. છતાં ગુરૂજીનાં મનનું સમાધાન કરવાને ખાતર કહેવા લાગ્યો. "ગુરૂજી, હું બદલો અવશ્ય લઇશ. નાગભાને જીવતો નહિ છોડું. મારી બેનને મારા હાથેજ રાંડીરાંડ બનાવીશ. ભગવતસિંહનું રાજ્ય ઉખેડી નાખીશ."

"તો શું તેં તારો વિચાર ફેરવ્યો છે?"

"હા, આ વૃદ્ધ સ્ત્રી મારી પણ માતા સમાન છે."

નાગભાની માતા બોલીઃ "અને મારો નાગભા?"

"મારો દુશ્મન છે. હું એના ટુકડેટુકડા કરી નાખીશ."

"ભાઈ, તું મારા પુત્રનો દુશ્મન હો તો ભલે હો, હું તારી માતા નથી થઇ શકતી."

વીરમદેવ કહેવા લાગ્યો: "હું એકજ નાગભાનો દુશ્મન નથી. તમારો પુત્ર જાલીમસિંહ પણ એનો દુશ્મન છે.

વૃધ્ધ સ્ત્રીની ઝીણી દૃષ્ટિ જાલીમસિંહ પર ગઇ અને તે બોલી: "જાલુ, આ શું? આ વાત ખરી છે?"

"હા, માતા, નાગભાને હું પૂરો કરી નાખીશ."

"પૂરો કરવાનું કારણ?"

"એણે મારા પર ન કરવાનું કર્યું છે." ગુરૂજી નાગભાની માતાને કહેવા લાગ્યા:

"લડાઇ વીરપુરૂષો માટે છે. તમારા બન્ને પુત્રો વીર છે. વીરપુરૂષોને વીરહાક કરવા દો. કોનામાં વિશેષ વીરતા છે તે જણાઈ આવશે. વીરમદેવ કેટલું બળ ધરાવે છે, એના સૈનિકોમાં કેટલી કુશળતા છે, લડાઇમાં નાગભા કેવાં પરાક્રમ કરી બતાવે છે; એ જોવાનો પ્રસંગ મળે એ પણ તમારા માટે એક લ્હાણુ છે."

"મારો નાગભા લડાઇમાં પડે તો?"

"પડશે તો એની પ્રભુતા વધશે. મરશે તો પણ એ અમરતાને વરશે."

ગુરૂજીની સમજાવટથી નાગભાની માતા શાંત થઇ, પણ વીરમદેવ શાંત થયો નહિ. એણે તો લડાઇનું બ્યુગલ વગાડયું અને મહારાજા ભગવતસિંહ સામે લડાઇનો મોરચો માંડયો.

વીરમદેવની રાજધાનીમાંથી છુટેલો નાગભા પોતાના સસરાના જ રાજમાં આવ્યો. સસરાનાં રાજ વગર એના માટે બીજે સ્થળે જવાનું જ ક્યાં હતું?

નાગભાના આમ પાછા આવવાથી ભગવસિંહને આશ્ચર્ય લાગ્યું. પોતાની કુંવરી મળી. કુંવરી મળતાં રાજાને આનંદ થવો જોઇએ. આનંદને બદલે ભગવતસિંહનું મોં જરા લેવાઇ ગયું. તે દીકરીને કહેવા લાગ્યો:

"કેમ, દીકરી, પાછી આવી?"

હંસાકુવરીએ બધી વાત કરી પોતાનાં લગ્ન કેવી રીતે થયાં, એ જણાવ્યું. સુરેખાએ કેવી યુકિત કરી હતી, એ પણ જણાવ્યું અને સમયસૂચકતાથી તેઓ કેમ આ તરફ આવ્યાં, તેનો પણ ખુલાસો કર્યો. ભગવતસિંહ બોલ્યો:

"જે થયું તે ઠીક થયું, પણ હવે બહુ સંભાળ રાખવી પડશે."

નાગભા બોલ્યો: "સંભાળ શા માટે?"

"વીરમદેવ જંપીને બેસવાનો નથી. લડાઇ માટે તૈયાર રહેવું પડશે."

"હું ઘણા દિવસથી લડાઇની રાહ જોઇ રહ્યો છું. લડાઈનું આમંત્રણ આવશે તો હું એકલોજ કૂદી પડીશ."

"એકલા કૂદી પડવાની હિંમત છે તો પછી અહીં આવ્યા શા માટે? ત્યાંજ રહેવું હતું ને?"

"પણ તમારી દીકરીને તમારી રક્ષામાં મૂકવાની ધારણાથી હું અત્રે આવ્યો છું. એને રાખો, હું જઇને લડીશ, વીરહાક વગાડીશ."

થોડા દિવસ બાદ વીરમદેવ તરફથી દૂત આવ્યો અને નીચેના સમાચાર લાવ્યો:

"કાં તો નાગભાને અમારા હાથમાં આપો, કાં તો લડાઇ કરવા તૈયાર થાવ."

નાગભાએ ખોંખારો ખાધો, જાણે આકાશમાં મેઘની ગર્જના થઇ. દરબારનાં માણસો નાગભાની આ વીરતાથી ડરી ગયા. નાગભા ઉભો

થયો. અનુચર આગળ અને પાછળ નાગભા એમ ચાલવા માંડયું. પણ નાગભા એકલાને હંસા કે સુરેખા જવા દે એમ ક્યાં હતું? જ્યારે આ બે વીર રમણીઓને ખબર પડી કે નાગભા જાય છે અને તે પણ મરવા જાય છે; ત્યારે તેઓ દરબારગઢમાંથી બહાર પડી. હંસાના હાથમાં નગ્ન તલ્વાર હતી. સુરેખાના મોઢા પર અશાંતિ અને ચિંતા હતાં. શું કરવું એ સુરેખાની દષ્ટિમર્યાદાથી બહાર હતું.

હંસા પતિની પાસે આવીને બોલી:

"નાથ, તમે એકલા જશો?"

"હંસા, ફરી પાછું ફસાવું છે?"

"નહિ, ફસાવા જતા મારા નાથને બચાવવાનું છે."

"હું ફસાવાનો નથી."

"તમો ફસવાના નથી તો પછી મને ડર શાનો હોય?"

"તારા આવવાથી મારા પર વિટંબના વધશે."

"કારણ?"

"હું તને બચાવીશ કે લડાઇ કરીશ? એ સંગ્રામ છે!"

"હું ક્ષત્રિયાણી છું, એટલા જ માટે શસ્ત્રકળા શીખી છું."

"પકડાઇશ તો?"

"તો હું જોઇ લઇશ."

"અને સુરેખા?"

સુરેખા બોલી: "હું પણ આવીશ."

ઘણા વાદવિવાદ પછી નાગભા અને તેની બન્ને સ્ત્રીઓ સંગ્રામ તરફ વળ્યાં. સાથે ભગવતસિંહનું લશ્કર પણ હતું.

નાગભાના અંતરમાં ઉલ્લાસ હતો. આજે જીવનમાં પ્રથમ પ્રસંગ આવ્યો હતો કે પોતે લડવા માટે જતો હતો.

સામેથી પણ બની શકે તેટલું વધારે લશ્કર આવવાનું હતું. વીરમદેવ પોતાનો બદલો લેવા આવતો હતો. નિર્માણ કરેલા સ્થળે બન્ને લશ્કર આવીને ઉભાં રહ્યાં. લડાઈની દુંદુભી વાગી.

લડાઇ કરવા પહેલાં નાગભાએ વીરમદેવને મળવા માટે પુછાવ્યું. વીરમદેવને એ વાત ગમી નહિ, તે છતાં તેણે નાગભાની માગણી સ્વીકારી: નાગભા અને વીરમદેવ મળ્યા; સાથે જાલીમસિંહ પણ હતો. વીરમદેવને જોતાં નાગભાએ કહ્યું:

"હું એમ કહું છું કે તમારો લડાઈ કરવાનો દુરાગ્રહ જ હોય તો ભલે; પણ લશ્કરને રજા આપો. આપણા બેની તકરારમાં લશ્કરને કપાવી નાખવું ઠીક નથી."

વીરમદેવ બોલ્યો:

"નહિ, હું તો મહારાજા ભગવતસિંહના રાજને ભસ્મીભૂત કરવા માગું છું. એના રાજ્યના પાયો જડમૂળથી ઉખેડી નાખવા મારી મરજી છે. સમજ્યો ?"

નાગભાએ આંખ ફેરવી, પણ ફરી કાંઇ વિચાર આવતાં તે કહેવા લાગ્યો:

"ભગવતસિંહનો શો અપરાધ છે? આપણે બેઉ લડી નાખીએ."

"મારી આબરૂ પર પાણી ફેરવ્યું એ અપરાધ શું જેવો તેવો છે?"

"રાજકુંવરી તમોને ન વરી તેમાં ભગવતસિંહ શું કરે ? અપરાધ હોય તો તે રાજકુંવરીનો છે, મારો છે, તમારી બેન સુરેખાનો છે."

"એ બેનના સૌભાગ્યને હું નષ્ટ કરીશ."

"એ પરવા કરે તેમ નથી, કારણ કે તમારામાં એના સૌભાગ્યની રક્ષા કરવાની શક્તિ નથી."

"આ બધી વાતો કરવાથી લાભ શો છે?"

"એજ કે તમો કાંઇ વિચાર કરો."

"નાગભા, મૃત્યુ માથે ભમે છે; તેથી આમ બોલે છે; નહિ?"

"ભાઇ, મૃત્યુ ક્યાં છે, એજ હું જાણતો નથી. મૃત્યુ મારા હાથમાં છે."

"વાતોથી શું વળવાનું છે ? વાતોથી વીરતા અંકાતી નથી."

"મેં મારી વીરતા બતાવી છે, વાતો પણ બતાવી છે. મારે એક જ વાત કરવાની છે કે સંગ્રામમાં તમો અને હું બે જ ઉતરીએ; નકામું લશ્કરને શા માટે મરવા દેવું?"

"નહિ, મારી ઇચ્છા ભગવતસિંહના રાજને માટીમાં મેળવવાની છે."

"તમેજ માટીમાં મળી જશો."

વીરમદેવ આવેશમાં આવ્યો. તલ્વાર ખેંચી, નાગભા પણ સામે થયો. એણે પણ તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી. જાલીમસિંહ પણ ભાઇ પર કુદ્યો અને ત્રણ વચ્ચે સંગ્રામ શરૂ થયો.

---

## પ્રકરણ ૪૫ મું.

—:o:—

### વીરહાક

—:o:—

નાગભા અને વીરમદેવ વચ્ચે યુધ્ધની રમત જામી. વીરમદેવમાં તલ્વાર ચલાવવાની કુશળતા નાગભા જેટલી ન હતી, છતાં વેર, આવેશ, હંસાને મેળવવાનો ઉત્સાહ, બદનામીને ભુંસી નાખવાનો મનોરથ; આ સર્વ અત્યારે તેને લડાઇ કરવા તૈયાર કરતાં હતાં. નાગભા કેસરી

પ્રમાણે કુદ્યો. જાલીમસિંહ પણ સામે આવ્યો. નાગભાને કોઇની પરવા ન હતી.

આજે ખરી વીરહાક હતી, ખરી કેસરીની ગર્જના હતી. આજે નાગભાના પ્રાણનું પાણી માપવાની ઘડી હતી. નાગભા વીરમદેવના લશ્કરમાં ઘુમવા લાગ્યો. તેના હાથમાં તલ્વાર ચમકતી હતી.

વીરમદેવના લશ્કરમાં સુભટ ઘણા હતા. તે નાગભાને મારવાને અથવા મ્હાત કરવાને મથતા હતા. સામસામી તલ્વાર ટક્કર ખાતી હતી. તલ્વારોમાંથી તણખા ઝરતા હતા. જાલીમસિંહ નાગભા સામે વખતોવખત આવતો હતો. નાગભા ભાઇના સામેથી આવતા ઘા ઝીલી લેતો, પણ ઘા કરતો નહિ; આથી જાલીમસિંહને બહુજ નવાઇ લાગતી. જાલીમસિંહે પડકાર કર્યો:

"નાગભા, મારી સામે આવ."

"તમે મારા ભાઇ છો."

"મૂર્ખ, તું આ વખતે મને ભાઇ કહીને તારી નબળાઇ બતાવી રહ્યો છે. સંગ્રામમાં સગપણની વાત શી ?"

નાગભાના રૂંવેરૂંવાંમાં ક્રોધ ભરાયો, પણ ક્રોધને ગળી જઇ તે બોલ્યો: "ભાઇ, વીર કોઇ વખત પોતાનો ધર્મ ચૂકતો નથી, સગપણ ભૂલતો નથી."

"માટેજ આ દાવ રમી રહ્યો છે, આટલા માટે જ મારા હાથમાં બેડીઓ નાખી હતી. અને જે સ્ત્રી તું તારા અન્નદાતા માટે લાવ્યો, જેને માટે તેં મારા હાથમાં બેડીઓ નાખી તે તેં પચાવી એમાં વીરતા હશે કેમ ? શું એ તારી નીચતા નથી ?"

"જે રાજા એક સ્ત્રીને બેન કહી ચુક્યો છે, બીજા સાથે પરણાવી ચૂક્યો છે, પછી તેને લેવા માટે ફાંફાં મારી રહ્યો છે; એ તેની નીચતા છે.

વીરમદેવને સમજવાની જરૂર હતી. વીરમદેવ મારો અન્નદાતા નથી. કામનો બદલો આપનાર અન્નદાતા ન કહેવાય, પણ....."

"તારૂં મૃત્યુજ આવ્યું."

"મને મારવાની શકિત કોનામાં છે ?"

"મારા હાથ સામે જો."

"હું એ હાથ સામું જોઇ શકતો નથી."

"તારા બોલવાનો અર્થ મારા સમજવામાં નથી આવતો."

"કયાંથી આવે ? એ હાથથી તમે કેવાં કાળાં કૃત્યો કર્યાં છે ? એ હાથથી તમે કેટલા નિર્દોષના જીવ લીધા છે ? એ હાથથી તમે કેટલાં ન કરવાનાં કાર્યો કર્યાં છે ? આ બધાં પાપ તમે કયાંથી સમજો ? જે હાથમાં તલ્વાર પકડી છે તે ભયંકર પાપથી ભરેલો છે."

જાલીમસિંહ તેજ થયો અને બોલ્યો: "અને આજે એક પાપનો વધારો કરીશ. આજે મારા પાપનો ઘડો ભરાઇ રહેશે."

"ભાઇ, ન ભરો, પાપનો ઘડો ન ભરો. ઘડો ભરાતાં ફુટતાં વાર નહિ લાગે."

"નાગભા, હવે હું વાતચીત કરવા નથી માગતો."

"મૃત્યુ વખતે વૈદ્યની વાત કયા રોગીને ગમે છે ?"

જાલીમસિંહે વાતનો જવાબ તલ્વારથી આપ્યો. હજી તલ્વાર તોળાણી છે, નાગભા પર પડુંપડું થઇ રહી છે; ત્યાં કોઇએ આવીને તલ્વાર ઝીલી લીધી અને તરતજ પોતાની તલ્વાર જાલીમસિંહ પર ઉગામી. નાગભાએ સામું જોયું અને બોલ્યો:

"હંસા ! બસ કર."

"નહિ, એ મારા હાથથી જ મરશે."

"એ મારો ભાઇ છે."

"દુર્યોધન પણ પાંડવોનો ભાઇ હતો, છતાં ભાઇએ માર્યો હતો."

આ વાતચીત થતી હતી, ત્યાં જાલીમસિંહે નાગભાના ખભા પર તલ્વારનો ઘા કર્યો. નાગભાનો હાથ ઘવાયો. નાગભા ફરીને જુએ ત્યાં બીજો ઘા તેના મસ્તક પર પડયો. આ દેખાવ હંસાથી જોવાયો નહિ. હંસાએ સિંહણનું રૂપ લીધું અને જાલીમસિંહ પર કુદી. નાગભાને જખમી થયેલો જોઇ ઘણાં માણસો તેના પર તૂટી પડયાં, છતાં નાગભા કોઇની દરકાર કર્યા વગર સામી છાતીએ લડવા લાગ્યો. માથામાં ઘા વાગ્યો હતો, હાથ પણ ઘવાયો હતો, તે છતાં તે વીરનર હજારોમાં હાહાકાર વર્તાવી રહ્યો હતો.

બીજી તરફ હંસા પણ પોતાના નાથ પર થયેલા હુમલાનો ઉત્તર આપવા વિકાળ વાઘણ માફક ફરતી હતી. જાલીમસિંહ સામે આવતો, ઘા કરતો. હંસા એના ઘાનો જવાબ બરાબર આપતી. જાલીમસિંહ નાસી છુટયો. વીરમદેવ પણ ઘણી વખત હંસાની સામો આવતો, છતાં ફાવતો નહિ. બાજી હંસાના હાથમાં હતી. હંસા પોતાની કુશળતા બરાબર બતાવતી હતી. આમ બે કલાક ગયા. બે કલાકમાં વીરમદેવનાં ઘણા માણસો ઘાયલ થયા, ઘણા પલાયન થયા અને હંસાએ તથા એના બાપ તરફના લશ્કરે વીરમદેવ તથા જાલીમસિંહને કેદ કર્યા.

બીજી બાજુ નાગભા લડતાં લડતાં રણમાં પડયો, મૂર્ચ્છિત થઇને પડયો. અને માથામાં થયેલો ઘા અને તે પછી પોતે લીધેલી મહેનત એ બેઉ કારણથી તે અશક્ત થઇ ગયો, શક્તિ જતી રહી, મૂર્ચ્છા આવી.

જ્યારે આ દ્રસ્ય હંસાની નજરે પડયું, ત્યારે તે નિષ્પ્રાણ થઇ ગઇ; તરતજ નાગભાના દેહ પર તૂટી પડી. નાગભાની આંખો બંધ હતી. મસ્તકમાંથી લોહીની ધારા વહેતી હતી. કરૂણતાથી આક્રંદ કરતાં તેણે કહ્યું:

"ઓ નાથ ! ઓ નાથ !"

નાગભામાં ઉત્તર આપવાની શક્તિ ક્યાં હતી ? હંસા રડતાં રડતાં બોલી:

"વ્હાલા ! પ્રાણ ! શું તમે મને આમ મૂકીને જશો ?" હંસાએ નાગભાનું મસ્તક પોતાના ખોળામાં લીધું અને અતિ આવેશથી છાતી સાથે દાબ્યું, અને ફરીથી કરગરતી ઢબે બોલી:

"નાગુ, એક વખન બોલો ! મારા હૃદયના રામ, એકજ શબ્દ કહો. હાય ! હાય ! શું તમે આમ જ જશો ?"

અચાનક નાગભાએ આંખ ખોલી. તેનાં માણસો આવી પહોંચ્યાં, માણસોની સહાયથી હંસા પોતાના સ્વામીને બાપની રાજધાનીમાં લાવી. સુરેખાને જ્યારે આ વાતની ખબર થઇ ત્યારે એના પર માત્ર આકાશજ તૂટવાનું બાકી રહ્યું. હંસા અને સુરેખા બેઉ નાગભાના પલંગે બેઠી આંસુ સારતી હતી.

રાજધાનીમાં આવ્યા પછી રાજવૈદ્યને બોલાવવામાં આવ્યો. નાગભાની સ્થિતિ રાજવૈદ્યે જોઈ અને એના મોઢા પર નિરાશાનું વાતાવરણ સાફસાફ દેખાયું. રાજવૈદ્યની મુખમુદ્રા જોતાં હંસા સમજી ગઇ અને આતુરતાથી પુછવા લાગી:

"વૈદ્યરાજ, કેમ લાગે છે ?"

"બેન, ધીરજ રાખો."

હંસા સમજતી હતી કે રાજવૈદ્ય ધીરજ આપે છે; પણ એની ધીરજમાં નિરાશા બરાબર દેખાય છે.

લગભગ ત્રણ દિવસ સુધી નાગભા અવાક્ રહ્યો. ત્રીજે દિવસે એને જરા શુદ્ધિ આવી; હંસા અને સુરેખામાં નવો જીવ આવ્યો.

નાગભાએ આંખો ખોલી આમ તેમ જોયું. હંસા તરફ નજર નાખી સુરેખાને જોઇ અને નબળાઇભર્યા અવાજે કહ્યું:

"હંસા, શું તમે વિજયી થયાં?"

"આપણી લાજ રહી છે."

"શી રીતે?"

"આપ સાજા થાવ પછી વાત."

નાગભા સમજ્યો કે મારા ઘાયલ થવાથી સુલેહ થઇ હશે, અથવા ભગવતસિંહે વીરમદેવને ખંડણી આપવાનું કબુલી મારું જીવન માંગી લીધું હશે. આમ વિચાર આવવાથી નાગભાને આઘાત થયો અને આંખ ભરાઇ ગઇ. તે બોલ્યો:

"ભાઇએ અધર્મથી ઘા કર્યો ન હોત તો આવું પરિણામ ન આવત. હું તલ્વારનું પાણી બરાબર બતાવી આપત અને...અને..."

નાગભા ફરી મૂર્ચ્છિત થયો અને આખો દિવસ એમ જ રહ્યો.

બીજે દિવસે નાગભાની પ્રકૃતિ વધારે સારી હતી. તે હંસાને પુછવા લાગ્યો:

"હંસા, આપણી લાજ કેવી રીતે રહી?"

હંસા જરા શરમાણી પણ નાગભાની સ્થિતિ ફરી બગડી ન જાય એટલા માટે બોલી:

"લાજ રાખી આપની દાસીની તલ્વારે."

"કોણે તેં?"

"મેં નહિ, પણ ગુરૂજીના શિક્ષણે."

"વીરમદેવ ક્યાં છે?"

"કેદમાં."

"અને મારો ભાઈ?"

"એ પણ એની સાથેજ છે."

"નાગભાને આથી અતિશય આનંદ થયો. હંસાના પરાક્રમથી તેને બહુ હર્ષ થયો અને તેના શરીરમાં નવું બળ આવવા લાગ્યું. લગભગ એક માસમાં તો ઠીક ઠીક સારો થઈ ગયો. એ અરસામાં હંસા અને ભગવતસિંહના લશ્કરે મળી વીરમદેવના રાજને ખાલસા કરી લીધું. વીરમદેવના રાજ પર પોતાની સત્તા જમાવી દીધી અને હવે માત્ર વીરમદેવનો તથા જાલીમસિંહનો ન્યાય જ બાકી રહ્યો.

બે માસ પછી નાગભા બરાબર સાજો થઈ ગયો. સાજો થયા પછી ભગવતસિંહે દરબાર ભર્યો.

આજનો દરબાર વીરમદેવ અને જાલીમસિંહને દંડ દેવા માટે હતો. એટલા માટે એ બેઉ અપરાધીને ત્યાં હાજર કરવામાં આવ્યા હતા. નાગભા મહારાજાની જમણી બાજુએ બેઠો હતો. બાજુમાં માતા પણ બેઠી હતી.

ભગવતસિંહે જાલીમસિંહને પુછ્યું: "બોલો, તમારો શો બચાવ છે?"

"હું બચાવ કરવા નથી આવ્યો."

"એ હું જાણું છું, પણ તમે એક રીતે રાજના સંબંધી છો. નાગસિંહ મારો જમાઈ છે. તમો એના ભાઈ છો, એટલે જો તમારે દયા જોઈતી હોય તો નાગભાના ચરણમાં શીશ નમાવો."

જાલીમસિંહ આંખો ફાડીને બોલ્યો:

"સ્ત્રીની સહાયતાથી વિજય મેળવનારને હું નમું એ શું બનવાજોગ છે?"

નાગભાથી હવે ન રહેવાયું. તે કહેવા લાગ્યો:

"કદાચ તું મને શીશ નમાવવા આવે તો એમાં પણ હું મને લાંછન સમજું છું, કારણ કે તું વિશ્વાસઘાતી છે, પાછળથી ઘા કરનારો છે; એટલું જ નહિ પણ એક સ્ત્રીને જીતવાની પણ તારામાં શક્તિ નથી."

નાગભાનાં વચન પુરાં થતાં જાલીમસિંહ નાગભા પર કુદ્યો. ભગવતસિંહે તરતજ આજ્ઞા કરી કે: "જાવ એને લઇ જાવ અને ચંડાળના હાથે એનો શિરચ્છેદ કરાવો."

નાગભાની માતા આ શબ્દો ન સાંભળી શકી. તેણે વિનતિ કરીને જાલીમસિંહના પ્રાણની માગણી કરી.

નાગભાની માતાનાં વચનો પર જાલીમસિંહ છુટયો.

હવે વીરમદેવની વારી આવી. વીરમદેવ સામે આવતાં હંસાએ અટ્ટહાસ્યથી કહ્યું:

"કહો, હવે તમારી શી ઇચ્છા છે? મારીસાથે લગ્ન કરવાં છે?"

"વીરમદેવ નીચું જોઇ રહ્યો, બોલ્યો નહિ. સુરેખાએ ભાઇની આ સ્થિતિ જોઇ અને હંસા પાસે આવીને બોલી:

"બેન, હવે હદ થાય છે!"

"ન્યાયમાં હદ જોવાતી નથી."

"ન્યાય અને દયા બેઉ સાથે હોવાં જોઇએ. મારા ઉપકારનો બદલો આપવા આપ બંધાયાં છો. ઉપકારનો બદલો આપવો જ હોય તો મારા ભાઇને આપો. એ જેવો મારો ભાઈ છે એવો જ તમારો છે. એ બેન કહીને ફરી ગયો છે; શું તમે ભાઇ કહીને ફરી જશો?"

હંસા હારી ગઇ અને વીરમદેવ છુટો થયો.

મહારાજા ભગવતસિંહે નાગભાનો રાજ્યાભિષેક કરવા દરબાર ભર્યો. નાગભાએ રાજસિંહાસન પર બેસવા પહેલાં પોતાની ભાભીને બોલાવી. નાગભાના રાજ્યાભિષેકના ઉત્સવથી આખું નગર ગાજી રહ્યું. શુભ ચોઘડીયાનો સમય થતાં નાગભાને રાજતિલક કરવામાં આવ્યું. નાગભાએ રાજસિંહાસન પર જગા લીધી. નાગભા ભાભીને મેણું મારતો બોલ્યો: "જુઓ, ભાભી, તલ્વારનું પાણી આવું કાર્ય કરે છે! વીરની વીરહાક આમ રાજ મેળવી આપે છે."

મેણુનો માર ભાભીથી સહન ન થયો. નાગભાની ભાભીએ કટાક્ષમાં ઉત્તર આપ્યો:

"દીયરજી, ગર્વ ન કરો. રાજકન્યાની તલ્વારે રાજ અપાવ્યું છે. ખરી વીરહાક કોની છે? વીરપુરૂષની કે વીરનારીની?"

નાગભા વિચારમાં પડ્યો, ઉત્તર ન આપી શક્યો.



# ધી ઇંગ્લીશ લેમ્પ વેર માર્ટ.




કોઇ પણ જાતનો લેમ્પવેરને લગતો સામાન ખરીદ કરતા પહેલાં અમારી દુકાનની મુલાકાત લેવા ચુકશો નહી.



અમારે ત્યાં પેટરોમેક્ષ પોલારે લેમ્પ દરેક જાતના નામાંકીત મેકરના લેનટર્ન, મેન્ટલો પોકીટ લેમ્પ, બેટરી, બલ્બ, ફુલ, તેમજ દરેક જાતના સ્ટોવ, બલો લેમ્પ, વીગેરે મોટા જથામાં મલી શકશે.



બહારગામના ઓડરો ઉપર પુરતું ધ્યાંન આપી માલ વી. પી. થી મોકલવામાં આવે છે. કેટલગ ફ્રી મંગાવો.

**ધી ઈંગ્લીશ લેમ્પવેર માર્ટ**

નં ૩, કોઠારી બીલ્ડીંગ,
પાયધુની, **મુંબઇ નં. ૩.**

